ગુજરાત યુનિવર્સિટી પ્રકાશન

ગુજરાતીમાં પ્રચલિત

# ફારસી શબ્દોનો સાર્થ વ્યુત્પત્તિ કોશ

[ અરબી તથા તુર્કી મૂળના શબ્દો સહિત ]

ભાગ ૨

ડૉ. છોટુભાઈ રણછોડજી નાયક
એમ.એ., બી.ટી., પીએચ.ડી. (મુંબઈ); એફ.આર.એ.એસ. (લંડન)
ફારસીના રીડર,
ભાષા-સાહિત્ય ભવન, ગુજરાત યુનિવર્સિટી, અમદાવાદ





ગુજરાત યુનિવર્સિટી
અમદાવાદ–૩૮૦૦૦૯

# પ્રકાશક સંસ્થાનું નિવેદન

ગુજરાત યુનિવર્સિટીએ ફારસી ભાષાના સંશોધનરૂપે આ કોશ જુદા જુદા ભાગમાં પ્રગટ કરવાનું નક્કી કર્યું છે. ફારસી ભાષા ઈરાનની રાષ્ટ્રભાષા છે, પણ તેની અસર આપણા દેશની ભાષાઓ અને સંસ્કૃતિ ઉપર અને ખાસ કરીને ગુજરાતી ભાષા ઉપર ઘણી વ્યાપક અને મહત્ત્વની છે. "ફારસી શબ્દોનો સાર્થ વ્યુત્પત્તિ કોશ" ગુજરાત યુનિવર્સિટીના ભાષા-સાહિત્ય ભવનના ફારસી વિષયના વડા અને રીડર ડૉ. છોટુભાઈ રણછોડજી નાયકે અત્યંત પરિશ્રમ ઉઠાવીને તૈયાર કરેલ છે. તે કોશનો પહેલો ભાગ પ્રકાશિત થઈ ગયો છે. હવે આ બીજો ભાગ પ્રસિદ્ધ કરતાં મને આનંદ થાય છે. ડૉ. છોટુભાઈ નાયક જેવા સન્નિષ્ઠ અને અનુભવી પ્રાધ્યાપકના હસ્તે સાહિત્યક્ષેત્રે અતિ ઉપયોગી એવું આ કામ તૈયાર થઈ રહ્યું છે તે મહત્ત્વની બીના છે. તે માટે ડૉ. નાયકનો હું ખાસ આભાર માનું છું.

આશા છે કે યુનિવર્સિટીના વિદ્યાર્થીઓ અને અધ્યાપકો ઉપરાંત આ વિષયમાં રસ ધરાવતા સૌને આ પ્રકાશન ઉપયોગી નીવડશે.

ગુજરાત યુનિવર્સિટી,
અમદાવાદ-૩૮૦૦૦૯.
૨૯ માર્ચ, ૧૯૭૪.
ચૈત્ર સુદ ૬, ૨૦૩૦ (સંવત).

કં. સં. પરીખ
કુલસચિવ

# પ્રસ્તાવના

રાજ્યની ઉન્નતિ કરવા બાબતમાં જેવો ભાગ તેના કોશ એટલે કે ખજાનાનો વિભાગ ભજવે છે, તેવો જ ભાગ તેના સાહિત્યના સર્વાંગી વિકાસ કરવા બાબતમાં તેની ભાષાનો કોશ ભજવે છે. રાજ્યના પ્રત્યેક વિભાગની શકિત અને પ્રગતિ તેની આર્થિક સ્થિતિ ઉપર અવલંબિત હોય છે; તેવી જ રીતે તેનાં સાહિત્ય અને ભાષાના વિકાસનું નિર્માણ મહદંશે તેના શબ્દભંડાર એટલે કે શબ્દકોશ ઉપર આધારિત હોય છે. ટૂંકમાં કોઈ પણ ભાષાના સ્વરૂપ અંગેની વાકેફિયત જેટલી સહેલાઈથી તેના કોશ દ્વારા પ્રાપ્ત થઈ શકે છે તેટલી તેના અન્ય કોઈ અંગ દ્વારા પ્રાપ્ત થઈ શકતી નથી.

ગુજરાતી ભાષાનો શબ્દસંગ્રહ સમૃદ્ધ છે અને ગુજરાતના વિદ્વાનોની જરૂરિયાતને પોષે તેવા અનેક કોશો પણ રચાયેલા છે. એ ભાષા અને એના સાહિત્યના ઘડતરમાં જે જે ભાષાઓનો ફાળો છે તેઓ પૈકી એક, ફારસી ભાષા છે. એ અંગે વિગતવાર માહિતી "ગુજરાતી ઉપર અરબી-ફારસીની અસર"[૧] નામક મારા પુસ્તક(ના બે ભાગ)માં મેં આપેલી છે.

હવે ગુજરાત યુનિવર્સિટીએ શિક્ષણના માધ્યમ તરીકે અને ગુજરાત સરકારે દફતરી ભાષા તરીકે ગુજરાતીને અપનાવી છે. આ રીતે જમાનાની ઝડપી ચાલ સાથે ગુજરાતી ભાષાનો ઝડપી વિકાસ થશે. તેને અનુરૂપ એના શબ્દકોશોની પણ આવશ્યકતા રહેશે અને તે રચાશે પણ ખરા.

કેટલાક વિદ્વાનોને એમ લાગે છે કે એ માટે પ્રચલિત અરબી-ફારસી શબ્દોનાં મૂળ, વ્યુત્પત્તિ વગેરે દર્શાવતો કોશ જેમ બને તેમ વહેલો રચાઈ જાય તો તેના અભાવને લઈને જે મુશ્કેલીઓ રહે છે તે કેટલેક અંશે હલ થાય.

---

૧. ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ, ૧૯૫૪.

અમદાવાદમાં આવેલી ગુજરાત વિદ્યાસભા નામની પુરાણી સંસ્થા સંચાલિત ભો. જે. વિદ્યાભવનના નિવૃત્ત અધ્યક્ષ મારા મુરબ્બી પ્રો. રસિકલાલ છો. પરીખે કેટલાક સમય અગાઉ આ બાબત તરફ ઈશારો કરીને ગુજરાતી ભાષામાં જે અરબી, ફારસી અને તુર્કી શબ્દો પ્રચલિત છે તેમનો કોશ મારે તૈયાર કરવો એવી ઈચ્છા પ્રદર્શિત કરી હતી. એ વિચારને હોંશભેર આવકારીને મેં એ કાર્યનો આરંભ તુરત જ કરી દીધો હતો; પરંતુ તે સાથે અન્ય લખાણકાર્યો ચાલુ હોવાથી તેમાં જોઈએ એટલી પ્રગતિ સાધી શકાઈ ન હતી.

ગુજરાત યુનિવર્સિટી સંચાલિત ભાષા-સાહિત્ય ભવનમાં મારી નિમણૂક થઈ તે પછી એ યુનિવર્સિટીના તત્કાલીન કુલપતિશ્રી ડૉ. ઉમાશંકર જોશીએ એ કાર્યને અતિ આવશ્યક અને મહત્ત્વનું ગણીને તેને વેગ આપવા યોગ્ય પ્રબંધ કર્યો, જેના પરિણામે કોશના પ્રથમ ભાગનું પ્રકાશન થયું હતું. તે બાદ હાલના કુલપતિશ્રી ઈશ્વરભાઈ પટેલે પણ મારા એ કાર્ય તરફ દિલચસ્પી પ્રદર્શિત કરી અને એને ઝડપી બનાવવા પ્રત્યે ઉત્સાહ દાખવ્યો, જેને પરિણામે આ બીજા ભાગનું પ્રકાશન થઈ રહ્યું છે. આ રીતે એ સર્વ વિદ્વાનોએ જે પ્રોત્સાહન મને આપ્યું તે માટે હું તેઓશ્રી પ્રત્યે મારી કૃતજ્ઞતાની ઊંડી લાગણી વ્યક્ત કરવાની આ સ્થળે તક લઉં છું.

અત્યારે કોશનિર્માણની પદ્ધતિનો જે અદ્‌ભુત વિકાસ થયો છે, તે મુજબ જ આ કોશ તૈયાર કરવામાં આવ્યો છે, એવો મારો દાવો નથી; પરંતુ કંઈક અંશે તેવો ઘાટ ઉતારવા મેં યથાશક્તિ પ્રયત્ન તો કર્યો છે.

એમાં નોંધેલા શબ્દો અંગેની બધી આવશ્યક બાબતો નીચેના ક્રમે આપવામાં આવેલી છે:

(૧) ગુજરાતીમાં પ્રચલિત અરબી-ફારસી શબ્દ
(૨) તે અંગે વ્યાકરણવિષયક માહિતી
(૩) શબ્દની મૂળ ભાષા—અરબી, તુર્કી કે ફારસીનો નિર્દેશ
(૪) તે શબ્દનું ફારસી લિપિમાં સ્વરૂપ
(૫) તે શબ્દનો મૂળ ભાષા પ્રમાણે થતો ઉચ્ચાર
(૬) તે શબ્દની વ્યુત્પત્તિ અથવા તો જે મૂળમાંથી તેનો પ્રાદુર્ભાવ થયો હોય તેનું સ્પષ્ટીકરણ
(૭) મૂળ ભાષામાં થતો તે શબ્દનો અર્થ અને જો શબ્દ મૂળ અરબી કે તુર્કી હોય તો તેનો ફારસીમાં પ્રચલિત અર્થ

ઉપરનામાંથી (૩)થી (૭) મથાળાંવાળી માહિતી મોટા કૌંસમાં મૂકેલી છે અને તેમાં પેટાવિભાગ તરીકે નાના કૌંસમાં (૬) વાળી માહિતી એટલે કે વ્યુત્પત્તિ મૂકેલી છે.

(૮) વિશેષે કરીને ફારસી ભાષા-સાહિત્યના અભ્યાસીઓ માટે આવશ્યક હોય ત્યાં શબ્દને લગતી કેટલીક વિશિષ્ટ માહિતી ('નોંધ' એવા નિર્દેશ સાથે) આપવામાં આવેલી છે.

(૯) શબ્દનો ગુજરાતીમાં પ્રચલિત અર્થ

(૧૦) બની શક્યું ત્યાં કેટલેક સ્થળે તે શબ્દના પ્રયોગનાં ઉદાહરણ.

કેટલાક શબ્દોની બાબતમાં ગુજરાતી સાહિત્યમાં તે શબ્દના થયેલા પ્રયોગનાં ઉદાહરણોનાં અવતરણો પણ ટાંકવામાં આવ્યાં છે. તેમાંનાં કેટલાંક 'ભગવદ્-ગોમંડળ કોશ', 'ધી મોડર્ન ગુજરાતી-ઇંગ્લિશ ડિક્ષનરી' (ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા અને ભરતેરામ ભાનુસુખરામ મહેતાકૃત) અને 'ગુજરાતી-ફારસી-અરબી શબ્દોનો કોશ' (અમીરમિયાં હમદૂમિયાં ફારૂકીકૃત)માંથી લીધેલાં છે અને તેમની નીચે તેમનો જણાવેલો આધાર મૂકી તેની બાજુમાં તેઓ પૈકી જેમાંથી તે અવતરણ લીધેલું તેનો કૌંસમાં નિર્દેશ કર્યો છે. તે ઉપરાંત અન્ય પુસ્તકોમાંથી પણ ઉદાહરણો લઈને ટાંકેલાં છે. આગળ ઉપરના ભાગોમાં પણ એ જ પદ્ધતિ ચાલુ રાખવામાં આવશે.

આ પુસ્તકની ભૂમિકામાં ફારસી ભાષાની ઉત્પત્તિ અને તેના વિકાસ અંગેની તથા ગુજરાતીમાં ફારસી ભાષાના શબ્દોના થયેલા પ્રચારનાં કારણો અને તેઓમાં થયેલાં વિવિધ પ્રકારોનાં પરિવર્તનો વગેરે અંગેની કેટલીક ઐતિહાસિક માહિતી આપવામાં આવી છે. ઉપરાંત ભાષા અને વ્યાકરણની દૃષ્ટિએ અરબી-ફારસી વર્ણોના ઉચ્ચારણ વિષે અને મૂળ ઉપરથી પ્રત્યયોને યોગે સાધિત થયેલા જે શબ્દો ગુજરાતીમાં પ્રવેશ પામ્યા છે તેમના પ્રકારો અંગે પણ થોડીક આવશ્યક સ્પષ્ટતા કરવામાં આવી છે. તેમાં નામને લાગતા પ્રત્યયો, વિશેષણને લાગતા પ્રત્યયો વગેરે પ્રમાણે વર્ગીકરણ કરેલું છે અને એ બધાને સળંગ ક્રમે નંબરો આપવામાં આવેલા છે. કેટલાક એવા ઓછા ઉપયોગના શબ્દોમાંના પ્રત્યયોની સ્પષ્ટતા તે જ શબ્દોની વિગતમાં કરેલી છે.

જે જે વિદ્વાનોના રચેલા શબ્દકોશોની સહાયતા અને અવતરણો માટે ગ્રંથોના આધાર શબ્દકોશના પ્રસ્તુત ભાગની રચનામાં લીધા છે, અને હવે પછી તૈયાર થતા ભાગોની રચનામાં લઈશ તેઓ પ્રતિ હું કૃતજ્ઞતા પ્રકટ કરું છું.

મારા લેખનની હસ્તપ્રત ગુજરાત યુનિવર્સિટી સંચાલિત ભાષા-સાહિત્ય ભવનના ભાષાશાસ્ત્ર વિભાગના વડા પ્રો. ડૉ. હરિવલ્લભ ભાયાણીએ તથા ગુજરાત વિદ્યાસભા સંચાલિત હ. કા. આર્ટ્સ કૉલેજના ગુજરાતીના પ્રોફેસર શ્રી. નગીનદાસ પારેખે ખંતપૂર્વક વાંચી જઈને જે કીમતી સૂચનો કર્યાં છે તે બદલ એ મારા વિદ્વાન મિત્રોનો હું હાર્દિક આભાર માનું છું.

શબ્દોની વિસ્તૃત માહિતી આપતો કોશ રચવાના કાર્યમાં ઊણપો અને દોષો તો રહેશે જ. ફારસી લિપિ તથા ગુજરાતી સાથે તે છાપવાની મુશ્કેલી પણ પાર વિનાની છે, પરંતુ તે સૌ તરફ અભ્યાસીઓ ઉદારતાથી જોશે એવી મારી શ્રદ્ધા છે.

"અગર સહ્‌વી બુઅદ દર વય અફ્‌વ કુન,
દરીદઃ પર્‌દએ કારમ રફ્‌વ કુન"
(અમીર ખુસ્‌રો)

[ખમા કરજે રહેલી ભૂલચૂકને તું,
સમી કરજે પડેલી તૂટફૂટને તું.]

ભગોદ,
પો. અતુલ,
વાયા વલસાડ,
વેસ્ટર્ન રેલવે.

છોટુભાઈ રણછોડજી નાયક
૨, ગુજરાત સિદ્ધાર્થ સોસાયટી,
પોલિટેકનિક પાસે, ગુલબાઈ ટેકરી,
અમદાવાદ-૧૫.

જઈફ઼ વિ૦ [ અ૦ ضعیف 'ઝ઼ઈફ઼' ('ઝ઼અ્ફ઼' = નિર્બળ થવું) = શક્તિહીન; નિર્બળ; કમજોર ]

નોંધ.—ઉર્દૂમાં ઉપરના ઉપરાંત એના અર્થ થાય છે વૃદ્ધ; ઘરડું : તે ઉપરથી ગુજરાતીમાં—

અશક્ત (૨) વૃદ્ધ.

"હાથ જોડીને જઈફ઼ કાજી બોલ્યો."

નં૦ચ૦ (ગુ-ફ઼ા-અ૦કો૦)

–ફ઼ી સ્ત્રી૦ [અ૦ફ઼ા૦ ضعیفی 'ઝ઼ઈફ઼ી' ('ઝ઼ઈફ઼' + 'ઈ' = પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર) = અશક્તિ; નબળાઈ ]

નોંધ.—ઉર્દૂમાં ઉપરના ઉપરાંત એના અર્થ છે ઘડપણ; વૃદ્ધાવસ્થા: તે ઉપરથી ગુજરાતીમાં—

અશક્તિ; ઘડપણ.

"તો જઈફ઼ીમાં વાતો ઇશ્કની કરીશું."

નર્મદ (ગુ-ઇં૦ડિ૦)

જક સ્ત્રી૦ જુઓ 'ઝક'.

–કિયું વિ૦—'જક' ઉપરથી ગુજરાતીમાં—

જક્કી; હઠીલું.

–કી વિ૦—'જક' ઉપરથી ગુજરાતીમાં—

જક કરનારું; જકિયું.

જકડી—અ૦ ذکر (ઝિક્ર) ઉપરથી : 'ઝિક્ર' = સૂફ઼ીઓનું અલ્લાહના નામનું રટન; મજહબી મંત્રો વડી ધ્યાન અલ્લાહ ઉપર કેન્દ્રિત કરવું તે; જીભથી યાદ કરવું તે; અલ્લાહની પ્રાર્થના બોલી બોલીને કરવી તે.

ગુજરાતીમાં કાવ્યનો એક પ્રકાર.

જકાત સ્ત્રી૦ [અ૦ زکوٰة યા زکاة 'ઝકાત' ('ઝકિય્ય' = પવિત્ર અને શુદ્ધ દાન કરીને આત્મા ઉપરથી લોભનો મેલ દૂર કરવો તે) = પવિત્રતા; કોઈ વસ્તુનો ચુનંદો ભાગ; માલનો જે ભાગ શરિયત મુજબ અલ્લાહના રાહમાં આપવામાં આવે છે તે; દાન; ખેરાત ]

નોંધ.—ઇસ્લામી દેશોમાં અને રિયાસતોમાં રૈયત પાસેથી વાર્ષિક આવકનો ચાળીસમો ભાગ એટલે કે સેંકડે અઢી ટકાનો કર ઉઘરાવવામાં આવે છે. તેમ કરવામાં લોક-કલ્યાણની વ્યવસ્થા છે અને તે માટે તેનો ઉપયોગ દાન-પુણ્યમાં થાય છે. અમુક હદ ઉપરની આવક ધરાવનાર વ્યક્તિએ તે આપવાનું મજહબના ધોરણે ફરજિયાત ગણાય છે. એ માટે એવી માન્યતા ધરાવવામાં આવે છે કે એમ કરવાથી બાકી રહેતી રકમ શુદ્ધ થાય

છે અને તેમાં બરકત પ્રાપ્ત થાય છે. એ માન્યતાનો ઇન્કાર કરનાર મુસલમાન કાફિર ગણાય છે અને એ નહીં આપનાર પાપી છે. કયામતના દિવસે તેને સખત યાતના વેઠવી પડશે એમ મનાય છે.

ઇસ્લામ મુજબ કમાઈનો જે ચાળીસમો ભાગ અલ્લાહના નામ ઉપર ધર્માદા કે ખેરાત તરીકે આપવો તે; ખેરાત; દાન (૨) દેશમાં આવતા જતા માલ ઉપર રાજ્ય તરફથી લેવાતી હકસાઈ (૩) નાકાવેરો; દાણ; કર.

"જકાત ખાતામાં પોતાને નોકરી મળી."

નં૦ચ૦ (ગુ-ફા-અ૦કો૦)

૦દાર પું૦ — 'જકાત' + ફા૦ دار (દાર)=રાખ: એ ક્રિયાપદનો ધાતુ જે આજ્ઞાર્થરૂપમાં હોય છે તે નામને લાગીને કર્તૃવાચક નામ બનાવે છે.

નોંધ.—ફારસી તેમ જ ઉર્દૂમાં એનો ઉપયોગ થતો નથી. ફારસીમાં 'દાર' લાગીને બનેલાં જે નામો ગુજરાતીમાં પ્રવેશ પામેલાં છે તેમના સાદૃશ્યે એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

જકાત લેનારો અમલદાર; જકાત વસૂલ કરનારો નાકાદાર.

૦નામું ન૦ — 'જકાત' + ફા૦ نامه (નામઃ)=જુઓ 'નામું'.

નોંધ.— એનો પ્રયોગ ફારસી, ઉર્દૂ તેમ જ હિંદીમાં થતો નથી. ફારસીમાં 'નામઃ' પ્રત્યય લાગીને બનેલાં જે નામો ગુજરાતીમાં પ્રવેશ પામેલાં છે તેમના સાદૃશ્યે એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

દાણ-જકાત-મહેસૂલના દરની યાદી.

૦માફી સ્ત્રી૦—'જકાત'+અ૦ معافی (મુઆફી)=જુઓ 'માફી'.

નોંધ.—આ શબ્દ ગુજરાતીમાં ઘડાયેલો છે.

જકાત ભરવામાંથી મુક્ત.

–તી વિ૦ — 'જકાત' + ગુ૦ 'ઈ' =પ્રત્યય.

જકાત સંબંધી; જકાતને લગતું; જકાતનું (૨) જકાતને પાત્ર; જેના ઉપર જકાત લેવાતી હોય એવું; જકાત લેવા-આપવા જેવું.

"અમારી પાસે જકાતી માલ ન હતો."

પું૦—હિંદી પ્રયોગ ઉપરથી.

જકાત વસૂલ કરનાર અમલદાર; જકાતદાર; જકાત ઉઘરાવનારો માણસ.

જક્કી વિ૦ જુઓ 'જક'માં

જખમ પું૦ [ફા૦ زخم (ઝખ્મ) = ઘા; વાઢ; હથિયારના ઝટકાથી પડેલો કાપ]

ઘા; વાઢ; હથિયારના ઝટકાથી પડેલો કાપ.

"પડ્યા જખમ સૌ સહ્યા,
સહીશ હું હજુયે બહુ,
ગણ્યા નવ કદી, ગણું નવ કદી,
પડે છો હજુ."
(ક૦કે૦ પૃ. ૨૦૮)

–મી વિ૦ [ફા૦ ફા૦ زخمی 'ઝખ્મી' ('ઝખ્મ' + 'ઈ' = પ્રત્યય, સંબંધવાચક વિશેષણ બનાવનાર) = જખમ થયેલો હોય એવું; ઘાયલ]

જખમ થયો હોય એવું; ઘાયલ.

"કેવો પાટો મલમ લઈને
બાંધવા હું ગયો તો!
તે જોઈને જખમી નયને
ધોધ કેવો વહ્યો તો!"
કલાપી, 'કલાપીનો કાવ્યકલાપ', પૃ. ૭૫

જખમાવવું સ૦ ક્રિ૦ — 'જખમ' ઉપરથી: એ માટે જુઓ 'જખમ'.

જખમાવું અ૦ ક્રિ૦ — 'જખમ' ઉપરથી: એ માટે જુઓ 'જખમ'.

જખીરો પું૦ [અ૰ ذخیرہ 'જખીરઃ' ('જખ્ર' = ભવિષ્યના ઉપયોગ માટે બચાવી રાખવું; સંગ્રહ કરી રાખવું) = ભવિષ્યના ઉપયોગ માટે અનામત રાખેલો સંગ્રહ; જથો; સમૂહ; ભંડાર; ખજાનો (૨) કોઠાર; કોઠાગાર]

સંગ્રહ; જથો; સમૂહ (૨) કોઠાર; કોઠાગાર.

જગજાહેર વિ૦ — ગુ૦ 'જગ' + ظاهر 'ઝાહિર' = જુઓ 'જાહેર'.

જગમાં બધે જાણીતું; પ્રખ્યાત; સુપ્રસિદ્ધ.

જગા(–ગ્યા) સ્ત્રી૦ [ફા૦ جایگاہ 'જાય-ગાહ' ('જાય' = સ્થળ; ઠેકાણું + 'ગાહ' = પ્રત્યય, સ્થળવાચક–મર્યાદા દર્શક) = સ્થાન; સ્થળ; ઠેકાણું (૨) રહેઠાણ; નિવાસ; મુકામ; પડાવ; ઉતારો]

સ્થાન; સ્થળ; ઠેકાણું (૨) [લા૦] ખાલી જગા (૩) [લા૦] નોકરી (૪) [લા૦] સાધુ બાવાનો મઠ.

"આખું વિશાળ વિશ્વ મને
સાંકડું પડ્યું,
કોઈના દિલમાં જ્યારથી થોડી
જગા મળી."
બરકત વીરાણી, 'માનસર', પૃ. ૯૧

૦હક પું૦ — 'જગા' + અ૦ حق (હક્ક) = જુઓ 'હક'.

નોકરીની જગાનો હક; 'લિયન'.

જગો સ્ત્રી૦ જુઓ 'જગા(–ગ્યા)'.

૦જગ અ૦ — ' જગા ' ઉપરથી દ્વિરુક્તરૂપ.

ઠેરઠેર; બધી જગાએ; સર્વત્ર.

" જીવન જ્યોતિપૂર વિશાળું
જગોજગ રેલિયું રે લોલ."
ન૦ભો૦દી૦ ( ગુ–ઇં૦ડિ૦ )

જજિયો પું૦ [ અ૦ جزیہ 'જિઝ્યઃ' ( 'જઝા' = ભૂંડા કે સારાનો બદલો વાળવો; કિંમત ભરી આપવી ) = માથાદીઠ વેરો; બિનમુસ્લિમ ઝિમ્મી પાસેથી લેવાતો વાર્ષિક વેરો ]

**નોંધ.** — મુસલમાન શાસન દરમિયાન મુસલમાન શાસકો આ કર રાજકીય, સામાજિક અને ધાર્મિક હકોના રક્ષણના બદલામાં 'ઝિમ્મી' એટલે કે જુમ્મેદારીમાં રહેતા ગેરમુસ્લિમો પાસેથી ઉઘરાવતા હતા. ઇસ્લામ સ્વીકારનારને આ કરમાંથી મુક્તિ મળતી હતી.

અરબસ્તાનમાં ગેરમુસ્લિમ પાસેથી, ઈરાનમાં જરથોસ્તીઓ પાસેથી અને ભારતમાં હિંદુઓ પાસેથી એ લેવાતો હતો.

મુસલમાની રાજ્યમાં પુખ્તવયના ( હૈડિયાવાળા ) ગેરમુસ્લિમો પાસેથી લેવાતો એક કર.

" પાક મજહબનું એનું ફરમાન
તોડી જજિયા કર માફ કીધો."
ક૦ઘે૦ (ગુ–ફા–અ૦કો૦)
(પરિશિષ્ટ)

–યાવેરો પું૦ — ' જજિયો ' + ગુ૦ વેરો.

જજિયો.

જડએસ(–સુ)લાક(–ખ) — ગુ૦ 'જડ' + ફા૦ بے ઈ૦ઉ૦ (બી) : ભા૦ઉ૦ (બે)=જુઓ 'બે' + ફા૦ سوراخ (સૂરાખ) = જુઓ 'સુલાખ'.

કાણા વિનાનું સ્થૂલ હોય એવું ( ૨ ) સજ્જડ; મક્કમ.

જણસ સ્ત્રી૦ [ અ૦ جنس (જિન્સ) = અમુક જાતની વસ્તુઓ જેવી કે અનાજ; વેપારની ચીજો; માલ; સામગ્રી ( ૨ ) કોઈ પણ વસ્તુની એક જાત જેના અનેક પ્રકારો હોય છે ]

**નોંધ.** — ઉર્દૂમાં ઉપરના ઉપરાંત એનો અર્થ થાય છે ચીજ; વસ્તુ ( ૨ ) સોદો ( ૩ ) દાગીનો; ઘરેણું : તે ઉપરથી ગુજરાતીમાં—

ચીજ; વસ્તુ ( ૨ ) માલ; સોદો ( ૩ ) દાગીનો; ઘરેણું.

" બ્રહ્માએ નીરરૂપી પ્રથમ
જણસને સર્જી છે સૃષ્ટિ મધ્યે."
ઝ૦ઉ૦યા૦ ( ગુ–ઇં૦ડિ૦ )

૦ભાવ સ્ત્રી૦; ન૦ — ' જણસ ' + ગુ૦ ' ભાવ '.

દરદાગીનો; કીમતી સરસામાન.

-સાઉ — 'જણુસ' ઉપરથી ગુજ-
રાતીમાં —

જણુસ ઉપર આપવા લેવાનું અથવા આપેલું લીધેલું.

-સી સ્ત્રી૦ [અ૦ ફા૦ جنسی 'જિન્સી' ('જિન્સ'=જુઓ 'જણુસ'+'ઈ' = પ્રત્યય, સંબંધવાચક)=જણુસ સંબંધી; જણુસને લગતું (૨) માલમાં; ચીજમાં]

રોકડનાણું; નગદી.

જનમકેદ સ્ત્રી૦ — ગુ૦ 'જનમ'+ અ૦ قید (કૈદ)=જુઓ 'કેદ'.

જિંદગી સુધીની કેદ; આજન્મ કારાવાસ.

-દી વિ૦—ગુ૦ 'જનમ'+અ૦ ફા૦ قیدی (કૈદી)=જુઓ 'કેદી'—

જન્મકેદ થઈ હોય એવું.

પું૦ જનમકેદ થઈ હોય એવો કેદી.

જના સ્ત્રી૦ જુઓ 'જિના'.

૦કારી જુઓ 'જિના'માં.

"તે શરાબખોરી ને જનાકારીથી દૂર રહેતો હતો."

બા૦બા૦ (ગુ૦-ફા-અ૦કો૦)

જનાક સ્ત્રી૦ — ફા૦ جان 'જાન':
એ ઉપરથી હુલામણો શબ્દ:

'જાન' = જુઓ 'જાન'.

દમ; પ્રાણ (૨) શક્તિ; બળ.

જનાકારી સ્ત્રી૦ જુઓ 'જના'માં.

જનાખ સ્ત્રી૦ જુઓ 'જનાક'.

"આ છોકરો ઉછેરતાં મારી જનાખ નીકળી ગઈ."

(ગુ-ફા-અ૦કો૦)

જનાખું(-ખો) ન૦; પું૦—'જનાખ' ઉપરથી: 'જનાખ'=જુઓ 'જનાક'.

પ્રાણ; જીવ; સત્ત્વ; જિંદગી.

જનાજો પું૦ [અ૦ جنازه 'જનાઝઃ' કે 'જિનાઝઃ' ('જનઝ' = ઢાંકવું; છુપાવવું) મુડદું દાટવા લઈ જવાની ઠાઠડી; નનામી (૨) દફનક્રિયા (૩) મુડદું; શબ; લાશ]

મુસલમાનોમાં મુડદું દાટવા લઈ જવાની ઠાઠડી; નનામી (૨) તેની પાછળ જનારા લોકોનો સમૂહ (૩) મુડદુ; શબ; લાશ.

જનાનખાનું ન૦ — ફા૦ زنانخانه 'ઝનાન-ખ઼ાનઃ' ('ઝનાન'= 'ઝન'નું ફા૦ બ૦વ૦: 'ઝન' =સ્ત્રી + ફા૦ خانه 'ખ઼ાનઃ' =પ્રત્યય, સ્થળવાચક.

નોંધ.— ફારસી તેમ જ ઉર્દૂમાં એ શબ્દનો પ્રયોગ થતો નથી. એ કદાચ ગુજરાતીમાં જ ઘડાયેલો છે.

જનાનો; અંતઃપુર; રણવાસ; સ્ત્રીઓનું ઘર.

જનાનો પું૦ [ફા૦ زنانه 'ઝનાનઃ' ('ઝનાન'='ઝન' નું ફા૦ બ૦વ૦: 'ઝન' = સ્ત્રી +વિસર્ગ ઉચ્ચરિત ફારસી વર્ણ 'હે'=પ્રત્યય, સંબંધ-વાચક ) = સ્ત્રીઓ સંબંધી; સ્ત્રીઓને બેસવા ઉઠવાનો ઓરડો (૨) અંતઃપુર ]

સ્ત્રીઓને બેસવા ઊઠવાનો ઓરડો; અંતઃપુર; મલાજામાં રહેનારો સ્ત્રીસમુદાય; જનાનખાતું.

—નાશાળા — 'જનાનો' + ગુ૦ 'શાળા'.

જનાનાની શાળા; ઓઝલમાં રહેનારી સ્ત્રીઓ માટેની શાળા.

—ની વિ૦ — ફા૦ زنانی 'ઝનાની' ('ઝનાન'=જુઓ 'જનાનો'માં+ 'ઈ'=પ્રત્યય, સંબંધવાચક નામ બનાવનાર ).

નોંધ.—આ શબ્દ ફારસીમાં વપરાતો નથી; એ ઉર્દૂમાં પ્રયોજાયેલો છે અને તેમાં એનો અર્થ થાય છે સ્રીઓને લગતું; સ્રીઓનું: તે ઉપરથી ગુજરાતીમાં—

સ્ત્રીઓ સંબંધી; સ્ત્રીઓનું. ઉદા૦ જનાની જોડા; જનાની પોશાક (૨) બાયલું; કાયર.

જનાબ વિ૦ [ અ૦ جناب 'જનાબ' ('જનબ'=જુદું કરવું; બાજુએ મૂકવું;—થી દૂર રહેવું )=બાજુ; ઉંબર; પાડોશ; 'કંપાઉંડ' (૨) મહાન વ્યક્તિઓ; લાગવગ ધરાવનારા માણસોને કે અમલદારોને તેમ જ અધિકારી વર્ગને સંબોધવા વપરાતું વિશેષણ; માનનો ખિતાબ; 'મિસ્ટર'; માનવંત ]

નોંધ.—પુરાણા જમાનામાં ઈરાનમાં બાદશાહના ઉંબર ઉપર ચુંબન કરવાનો રિવાજ હતો એનું કારણ એ હતું કે બાદશાહ અંદરના ભાગમાં ઘણો જ દૂર તખ્ત ઉપર બેસતો તેથી ચુંબન કરવા તેની નજીક જવું મુશ્કેલ રહેતું. એ ઉપરથી માન દર્શાવવા 'જનાબ' શબ્દ ફારસીમાં વપરાતો થયો અને તે ઉપરથી ગુજરાતીમાં પણ મોટેરાઓ માટે એ આદરસૂચક શબ્દ બન્યો.

શ્રીમાન; મહોદય; મહેરબાન; કૃપાળુ (૨) હિંદુઓમાં વપરાતા 'શ્રી' ને બદલે મુસલમાન ગૃહસ્થોનો ઉલ્લેખ કરતાં તેમના નામ આગળ વપરાતો શબ્દ જેમ કે જનાબ અબૂ ઝફર નદ્દવી-સાહેબ.

—બેઆલી વિ૦[અ૦ફા૦અ૦ جناب عالی 'જનાબે આલી' ('જનાબ'+ 'એ' = વિશેષણનો સંબંધ દર્શાવનાર ફારસી સંજ્ઞા+'આલી' =જુઓ 'આલી' )=પ્રતિષ્ઠિત પુરુષો માટે આદરસૂચક સંબોધન (૨) આપ; આપશ્રી (૩) શ્રીમાન; મહોદય]

પ્રતિષ્ઠિત પુરુષ માટે આદર-સૂચક સંબોધન (૨) મોટા; મહેરબાન: પરમકૃપાળુ.

જનાવર ન० [ફા० جانور (જાન-વર) ઉપરથી: એ માટે જુઓ 'જાનવર'].

માણસ સિવાય બીજું હર-કોઈ પ્રાણી (જેમ કે પશુ, પંખી, જીવજંતુ વગેરેનો જનાવરમાં સમાવેશ થાય છે) (૨) પશુ.

પું० [લા०] મૂર્ખ માણસ.

०ખાનું ન०—'જનાવર'+ફા० خانه (ખાન:)=પ્રત્યય, સ્થળવાચક—

પ્રાણી સંગ્રહાલય; જનાવરોનું સંગ્રહસ્થાન; 'ઝૂ'.

જનૂન સ્ત્રી० જુઓ 'ઝનૂન'.

"તેને ધર્મને વાસ્તે પણ ઘણી **જંનૂન** હતી."

ક०દે० (ગુ–ઇંડિ०)

જન્નત ન० [અ० جنت 'જન્નત' ('જન્ન'= કોઈ વસ્તુને ઢાંકી દેવી; આશ્રય આપવો (૨) (જમીનનું) વનસ્પતિથી ઢંકાયેલા રહેવું; ઢંકાઈ જવું)= જે બાગમાં ઝાડોની બાહુલ્યતાને લઈને જમીન દેખાતી નથી; બહિસ્તનો બાગ જે મનુષ્યની આંખથી દેખાતો નથી (૨) બાગ; બહિસ્ત]

નોંધ.—હજરત મોહમ્મદ પેગંબર-ની હદીસ મુજબ તેમના શ્રદ્ધાળુ અનુયાયીઓ માટેનું સૌથી વિશેષ સુંદર અને સુખદાયક સ્થળ જન્નત છે; ત્યાંની દરેક વસ્તુ સોના, હીરા, મોતી વગેરે કીમતી પથ્થરોથી જડિત તૈયાર કરવામાં આવેલી છે; ત્યાં આકર્ષક બાગો છે; અને મધ, દૂધ વગેરેથી ભરેલા હોજો છે.

સ્વર્ગ; બહિસ્ત.

"મને એ રાસ આવે છે કે નહિ,
એ તો હું જાણી લઉં,
કે મારાં પુણ્ય પહેલાં થોડી
**જન્નત**ની હવા દેજે."

બરકત વીરાણી, 'માનસર', પૃ. ૨૧

०નશીન વિ० [અ० ફા० جنت نشین 'જન્નત-નેશીન' ('જન્નત' + 'નેશીન'=પ્રત્યય, કર્તૃવાચક વિશેષણ બનાવનાર)=સ્વર્ગમાં સ્થાન પામેલો; સ્વર્ગસ્થ; સ્વર્ગીય; સ્વર્ગવાસી; ગુજરી ગયેલા બાદશાહો માટે ભારતમાં વપરાતો માનવાચક શબ્દ]

નોંધ.—મોગલ શહેનશાહ જહાં-ગીરના નામ સાથે તેમ જ તેને બદલે તેના અવસાન પછી 'જન્નત મકાન' શબ્દ ફારસીમાં લખાયેલા ઇતિહાસોમાં વપરાયેલો છે. તેમ બાબર અને શાહજહાનનાં નામો સાથે તેમ જ તેમને બદલે 'જન્નત-નેશીન' શબ્દ વપરાયેલો છે.

સ્વર્ગસ્થ; સ્વર્ગીય; જેનું અવસાન થયું હોય એવું.

જન્મકેદ સ્ત્રી० જુઓ 'જનમકેદ'

જન્મકેદી વિ० જુઓ 'જનમકેદી'.

જપ્ત વિ૦ [ અ૦ ضبط ( ઝ્બ્ત )= મજબૂતાઈથી પકડી રાખવું તે; અંકુશમાં રાખવું તે (૨) દેખભાળ; સંરક્ષણ; પ્રબંધ; દાબ; કાબૂ (૩) જપ્ત કરવું તે; કબજે કરવું તે; ટાંચ; ગુનાનો નિકાલ થાય ત્યાં સુધી કોઈ વસ્તુનો હવાલો સરકારે લઈ લેવો તે; દંડ કે શિક્ષા ખાતર સરકારે લઈ લેવું તે ]

ગુનાસર દંડરૂપે સરકારે કબજે કરેલું (૨) માગણાં પેટે કબજે લીધેલું; હક્ક રદબાતલ કરી કબજે લીધેલું; જપ્ત.

–તી સ્ત્રી૦ [ અ૦ ફા૦ ضبطی 'ઝબ્તી' ( 'ઝબ્ત' + ફા૦ 'ઈ'=પ્રત્યય, સંબંધવાચક )=જપ્ત સંબંધી; જપ્ત કરીને સાર્વજનિક મિલકતમાં મેળવેલું; ગુનાસર દંડરૂપે સરકારે કબજે કરેલું; હક્ક રદબાતલ કરી કબજે લીધેલું ]

જપ્ત કરવું તે; ગુનાના દંડરૂપે સરકારે કે માગણાં પેટે કોઈએ લીધેલો કબજો; ગુનાનો નિકાલ થાય ત્યાં સુધી કોઈ વસ્તુનો હવાલો સરકારે લઈ લેવો તે (૨) ટાંચ.

જપ્ત વિ૦ જુઓ 'જપ્ત'.

–પ્તી સ્ત્રી૦ જુઓ 'જપ્તી'.

જફા સ્ત્રી૦ [ અ૦ جفا ( જફા ) = માયાનો અભાવ; સખતી; હેરાનગતિ (૨) જુલમ ]

જુલમ; જબરદસ્તી (૨) પીડા.

"આજ તારીય જફા
સહેવી પડે છે મારે,
તારી પ્રીતિને પીડા
કહેવી પડે છે મારે."

બરકત વીરાણી, 'માનસર', પૃ. ૧૭૦

૦કારક વિ૦—'જફા'+ગુ૦ 'કારક'— ત્રાસદાયક.

જબર (૧) વિ૦ [ અ૦ جبر ( જબ્ર ) =કોઈની હાલત સુધારવી તે; ગરીબી પછી ધનવાન બનાવી દેવું તે; સારી હાલત હોવી તે; ફરજ પાડવી તે; કોઈ ઉપર જુલમ કરવો તે (૨) કોઈને બળજબરીથી કામે વળગાડવું તે; બળનો ઉપયોગ; જુલમ; દાબ; અત્યાચાર; જબરદસ્તી; સખ્તાઈ ]

જબરું; જબ્બર; મોટું; ભારે; કઠણ ( કદ, બળ, સત્તા, ગતિ વગેરેમાં ).

"લક્ષ્મીને લૂંટવા, જબર
રાજ્યો બધાં,
વિશ્વ કુસંપની, આગ ફૂંકે."

નરમદ્

(૨) પું૦[ફા૦ زبر 'ઝેબર' કે 'ઝબર' ( ફા૦ زبر

'અઝ બર 'નું ટૂંકું રૂપ: 'અઝ બર'માં 'અઝ'= માંથી+'બર'=ઉપર) =ઉપરથી; ઉપરનો ભાગ (૨) ફારસીમાં વપરાતું અકારદર્શક લઘુસ્વરનું ચિહ્ન]

અરબી, ફારસી અને ઉર્દૂમાં વપરાતું અકાર-દર્શક લઘુસ્વરનું ચિહ્ન.

–રાઈ સ્ત્રી૦—'જબર' ઉપરથી ગુજરાતીમાં—

જબરદસ્તી; સખ્તાઈ; જુલમ.

–રી સ્ત્રી૦ [અ૦ફા૦ جبری 'જબ્રી' ('જબ્ર' + ફા૦ 'ઈ'=પ્રત્યય, સંબંધવાચક વિશેષણ બનાવ-નાર)=બળ સાથે સંબંધ ધરાવતું; બળજબરીથી; બળ વાપરીને કરાવાતું]

જબરાઈ; જબરદસ્તી; જુલમ.

–રું વિ૦—'જબર' ઉપરથી ગુજરાતીમાં—

જબર; જોરાવર; બળવાન (૨) [લા૦] મુશ્કેલ; કઠણ.

"વડોદરાના વકીલમંડળમાં આ નિર્દોષ પર રચાયેલું કૌભાંડ જબરું મંથન જગાવી રહ્યું હતું." મેઘાણી, 'માણસાઈના દીવા', પૃ. ૮૮

જબરજસ્ત વિ૦ જુઓ 'જબરદસ્ત'.

–તી જુઓ 'જબરદસ્ત'માં.

જબરજંગ વિ૦—અ૦ جبر (જબ્ર) =જુઓ 'જબર' (૧) + ફા૦ جنگ (જંગ)=જુઓ 'જંગ'—

નોંધ.—એ ફારસી તેમ જ ઉર્દૂમાં વપરાતો નથી; એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

ખૂબ જબરું અને હિંમતવાળું; યુદ્ધવીર; બહાદુર; શૂરવીર.

પું૦ મહાન લડાઈ.

જબરદસ્ત વિ૦ [ફા૦ફા૦ زبردست 'ઝબર-દસ્ત' ('ઝબર'=ઉપર; ઊંચું; ચઢિયાતા દરજ્જાનું (૨) બળવાન; તાકતવર; જોરદાર +ફા૦ دست 'દસ્ત' = જુઓ 'દસ્ત')=ઊંચો હાથ ધરાવનારું; ઉપરી; ચઢિયાતા દરજ્જાનું (૨) શક્તિશાળી; બળવાન; તાકતવર (૩) [લા૦] કાબેલ; પ્રવીણ; નિપુણ (૪) જુલમગાર; ઘાતકી; આકળું; જબરું]

જોરાવર; જબરું.

૦સ્તી સ્ત્રી૦ [ફા૦ ફા૦ફા૦ زبردستی 'ઝબર-દસ્તી' ('ઝબર દસ્ત' +ફા૦ 'ઈ'=પ્રત્યય, વિશેષણ-માંથી ભાવવાચક નામ બનાવ-નાર)=ઉપરવટપણું; ઉપરીપણું; આધિપત્ય; વડીલપણું (૨) કાબેલિયત; નિપુણતા (૩)

જુલમ; બળાત્કાર; અત્યાચાર; ઘાતકીપણું; આકળાપણું ]

બળ વાપરવું તે; જુલમ; બળાત્કાર; અત્યાચાર.

"મેંદી બનાવી આપ માટે,
તે લગાવો છો મને,
શાને **જબરદસ્તી** કરે,
આ પેર ધોવાને રહમ."

કલાપી, 'ગુજરાતની ગઝલો'.

જબરાઈ સ્ત્રી૰ જુઓ 'જબર'માં.

જબરાન (પા૰ગુ૰) અ૰; વિ૰[ جبراً 'જબ્રન' ('જબ્ર'=જુઓ 'જબર' + 'અન' = પ્રત્યય, અરબીમાં ક્રિયાવિશેષણ અવ્યય બનાવનાર) = જબરદસ્તીથી; બળજબરીથી; જોરજુલમથી; બળપૂર્વક ]

જોરજુલમથી; બળજોરીથી

( ૨ ) ઇચ્છા વિરુદ્ધ.

જબરી સ્ત્રી૰ જુઓ 'જબર'માં.

જબરું વિ૰ જુઓ 'જબર'માં.

જબરૂત પું૰[ અ૰ جبروت 'જબ્રૂત' ('જબ્ર'=જુઓ 'જબર') = શ્રેષ્ઠતા; દબદબો; પ્રતિષ્ઠા; મોટાઈ ( ૨ ) અલ્લાહની પ્રૌઢતા; અલ્લાહની કુદરત અને મોટાઈની આલમ; સૂફી સાધકે પસાર કરવાની ચાર આલમોમાંની ત્રીજી આલમ; સાધકને માટેની એવી આલમ (એટલે કે જગત) છે જ્યાં પ‌હોંચતાં તેને અલ્લાહની સિફત પ્રાપ્ત થવા માંડે છે; સૂફી સાધકના આધ્યાત્મિક જીવનની એક કક્ષા ]

નોંધ.—સૂફી સાધકે નાસૂત (એટલે કે માનવ જગત), મલકૂત (એટલે કે ફરિશ્તા જગત), જબ્રૂત (એટલે કે જે જગતમાં અલ્લાહની સિફતો પ્રાપ્ત થાય છે) અને લાહૂત (એટલે કે જે જગતમાં અલ્લાહમાં ફના થઈ જવાનું હોય છે)માંથી પસાર થવાનું હોય છે.

અલ્લાહની પ્રૌઢતા; જબ્રૂત.

જબાદ સ્ત્રી૰ [ ફા૰ زباد 'ઝબાદ' એ زباد 'અઝ બાદ'નું ટૂંકું રૂપ છે: 'અઝ'=ના કરતાં+'બાદ' =પવન)=પવનના કરતાં વિશેષ ઝડપી; વેગવાળું; ઝડપવાળું ]

કાઠિયાવાડી ઘોડીની એક જાત.

જબાન સ્ત્રી૰ [ ફા૰ زبان (ઝબાન) = જીભ ( ૨ ) ભાષા; બોલી; વાણી ]

નોંધ.—ઉર્દૂમાં ઉપરના ઉપરાંત એના અર્થ થાય છે વચન; કથન; વાયદો: તે ઉપરથી ગુજરાતીમાં—

જીભ (૨) ભાષા; બોલી (૩) [લા૦] વચન; કથન; વાયદો.

" નર્મદે એ એની રસિક. કડવી અને કાતિલ જબાનમાં વર્ણવી છે. "

નં૦ચં૦ (ગુ-કા-અ૦કો૦)

" કહોજી માલિક તણા કદમો
ચૂમનારા !
જડિયાં શાને જબાન તાળાં."

મેઘાણી, 'યુગવન્દના', પૃ. ૧૪૬

૦દરાજી સ્રી૦ [ફા૦ફા૦ زبان درازی 'ઝબાન-દિરાઝી' ('ઝબાન' +'દિરાઝ'=જુઓ'દરાજ' : એમ મળીને 'ઝબાન-દરાઝ' = લાંબી જીભવાળું (૨) ઉદ્ધત; નિર્લજ્જ +'ઈ'=પ્રત્યય, વિશેષણ ઉપરથી ભાવવાચક નામ બનાવનાર)= લાંબી જીભનું હોવું તે (૨) અસભ્યતા; તોછડાઈ (૩) દુર્વચન ]

લાંબી જીભનું હોવું તે; ગમે તેમ અનુચિત બોલવું તે; ધૃષ્ટતા; બેઅદબી.

—ની સ્રી૦ [ફા૦ زبانی 'ઝબાની' ('ઝબાન'+ ફા૦ 'ઈ' = પ્રત્યય, સંબંધવાચક વિશેષણ બનાવનાર) = જબાન સાથે સંબંધ ધરાવનાર; જબાનથી જણાવેલું; લખેલું નહિ તેવું; મોઢે કહેલું; મૌખિક; મોઢામોઢ ]

જબાનથી કરેલી વાત; બોલીને જણાવેલી હકીકત; બોલીને આપેલી સાક્ષી; જુબાની.

જબાની સ્રી૦ જુઓ 'જબાન'માં.

જબાં સ્રી૦ જુઓ 'જબાન'.

" લાખો ગુનાઓમાં છતાં છું
આપનો ને આપથી,
લાજે જબાં, માંગુ છતાં
આબાદ હોજો આ રહમ."

કલાપી, 'ગુજરાતની ગઝલો.'

૦દરાજી સ્રી૦ જુઓ 'જબાન'માં.

જબ્બર વિ૦ [જુઓ 'જબર']

જબરું; જોરાવર; બળવાન (૨) [લા૦] મુશ્કેલ; કઠણ.

જબ્બો પું૦ જુઓ 'ઝબ્બો'.

" જબ્બો પ્રિય હૃદયનો તું જ વહાલવાળો."

કલાપી (ગુ-કા-અ૦કો૦)

જભ્રૂત પું૦ જુઓ 'જબરૂત'.

જમજમા સ્રી૦ [અ૦ زمزم (ઝમ-ઝમઃ) = વીજળીનો કડાકો; મેઘ-ગર્જના,

ફા૦ તાલબદ્ધ રીતે ગાવું તે; સ્નાન તથા ભોજન વખતે જરથોસ્તીઓનું મંત્રો ભણવું તે (૨) ધીમેથી ગાવું તે;

સુરીલું ગાન કે ગીત કે મધુર કંઠ કે રાગ ]

સ્વરોને જલદી જલદી ઉચ્ચારતાં ઊપજતો અલંકાર (સંગીત); રાગની પ્રકૃતિને અનુકૂળ થતા સ્વરો ગળામાંથી જુદી જુદી ગતિથી કાઢવાની ક્રિયાનો એક પ્રકાર.

જમશેદજી સ્રી૦ — ફા૦ جمشید 'જમ-શીદ' ('જમ' = અવેસ્તાનો યિમ; ઈરાન. સંસ્કૃતિનો પિતા જમશેદ + 'શીદ' = રોશની; પ્રકાશ) = જમશેદના મસ્તકની આસપાસ પથરાયેલો નજરે પડતો પ્રકાશ + ગુ૦ 'જી' નામને છેડે માનાર્થે વપરાતો પ્રત્યય—

નોંધ.—જમશેદ ઈરાનમાં પુરાણા જમાનામાં થઈ ગયેલા પેશદાદી નામના વંશનો ચોથો બાદશાહ હતો. તેના સમયમાં વિવિધ હથિયારો શોધાયાં હતાં અને વહાણો તૈયાર કરવામાં આવ્યાં હતાં; તેમ જ મનુષ્ય જાતિનું ધ્યાન ખેતી ઉપર તેણે લગાડ્યું હતું. તેણે આવાં અનેક કાર્યો કર્યાં હતાં. તેથી ઈરાની સંસ્કૃતિના પિતા તરીકે તે લેખાતો થયો હતો. તેની પાસે એક જામ હતો. તેમાંથી તેને સંસારભરની પરિસ્થિતિ અંગે માહિતી મળી જતી હતી. તે ફારસીમાં 'જામે જમ' નામે ઓળખાતો હતો.

પારસીઓમાં પડાતું નામ (૨) એક જાતની નવસારીમાં થતી કેરી જેનો મૂળ રોપા જમશેદજી નામના કોઈ એક પારસીએ ઉછેર્યો હતો.

જમશેદી નવરોજ પું૦ [ ફા૦ ફા૦ نوروز جمشیدی ('નવ-રૂઝે જમ-શીદી')ની ગુજરાતી રચના: ('જમ-શીદ'=જુઓ 'જમશેદજી'-માં+'ઈ'= પ્રત્યય, સંબંધવાચક વિશેષણ બનાવનાર : એમ મળીને 'જમ-શીદી' + ઈ૦ઉ૦ 'નવ-રૂઝ' ભા૦ઉ૦ 'નવ-રોઝ' - જુઓ 'નવ-રોજ' )=એ નામનો પારસીઓમાં મનાતો તહેવાર ]

નોંધ.—ઈરાનના બાદશાહ જમશેદે (જુઓ જમશેદજી) સૂર્યની ચાલ ઉપરથી વર્ષ ગણવાનો આરંભ કર્યો હતો. તેની શરૂઆતનો દિવસ 'નવ-રૂઝે જમ-શીદી' એટલે કે 'જમશેદી નવરોજ' નામે ઓળખાય છે. એ ૨૧મી માર્ચના અરસામાં આવે છે. એ દિવસે સૂર્ય મેષ રાશિમાં પ્રવેશે છે અને રાત્રિ અને દિવસ સરખાં હોય છે. જમશેદ એ દિવસે તખ્તનશીન થયો હતો અને તેથી ઈરાનીઓ એ દિવસ રાષ્ટ્રીય તહેવાર તરીકે ઊજવે છે. એ ઉત્સવ બાર દિવસ ચાલે છે. એને ઉજાણીના દિવસ તરીકે મનાવવાનો રિવાજ મોગલ બાદશાહ અકબરે ભારતમાં દાખલ કર્યો હતો અને ઔરંગઝેબે તે બંધ કર્યો હતો. ઈરાનીઓ, અફઘાનો અને ભારતના પારસીઓ અદ્યાપિ ઉત્સાહ અને આનંદના દિવસ તરીકે એ દિવસ ઊજવે છે.

૨૧મી માર્ચના અરસામાં આવતો પારસીઓનો એક તહેવાર.

જમા વિ૦ [ અ૦ جمع (જમ્અ) =સંગ્રહ કરવું તે; એકઠું કરવું તે (૨) એકઠું થવું તે; એકત્ર ભરાવું તે; સમૂહ; ટોળું (૩) એકત્રિત; બધા; તમામ (૪) સરવાળો; જુમલો ]

એકઠું થયેલું; એકઠું; ભેગું; એકત્ર; બધું મળી (૨) જમા બાજુનું.

" જગના અનુભવોથી જીવન
થઈ શક્યું નહીં,
પથ્થર જમા થયા ને સદન
થઈ શક્યું નહીં."

બરકત વીરાણી, 'માનસર', પૃ. ૯૮

સ્ત્રી૦ આવક; ઊપજ; વસૂલ; ઉત્પન્ન (૪) સરવાળો; જુમલો: કુલ રકમ.

૦ખર્ચ(-ર્ચ) પું૦; ન૦ અ૦ جمع خرج 'જમ્અ-ખર્ચ' કે جمع و خرج 'જમ્અ વ ખ઼ર્જ' ('જમ્અ'+'વ' = અને+અ૦ خرج (ખ઼ર્જ)=જુઓ 'ખર્ચ') =આવક અને ખર્ચ; આવક અને ખર્ચનો હિસાબ ]

ઊપજ અને ખર્ચ.

૦ત સ્ત્રી૦ [ અ૦ جماعت 'જમા-અત' ('જમ્અ'=જુઓ 'જમા') =મનુષ્યોનો સમુદાય; સમૂહ; મંડળી; ઝુંડ (૨) ન્યાતિ; કોમ; સમાજ; વર્ગ ]

(એક નાતના કે પંથના લોકોનો) સમુદાય કે સમૂહ (૨) અમુક વહેવાર કરવાને એકઠું થયેલું મંડળ (૩) બાવાઓનો સમૂહ.

" દર્શનથી કંઈ ચેતન પ્રકટે
જોતાં એની જમાત."

ગો૦દ્વા૦રા૦ (ગુ૦-ઈં૦ડિ૦)

૦તી વિ૦ — 'જમાઅ્ત' ઉપરથી હિંદીમાં—

નોંધ. — હિંદીમાં એનો અર્થ થાય છે સામુદાયિક : તે ઉપરથી ગુજરાતીમાં—

જમાતનું; જમાતને લગતું; સામુદાયિક.

૦દાર પું૦ [ ભા૦ ફા૦ માં અ૦ફા૦ جمعدار 'જમ્અ-દાર' મૂળ جماعةدار 'જમાઅઃ-દાર' કે جماعتدار 'જમાઅત-દાર'નું પરિવર્તિતરૂપઃ 'જમાઅઃ-દાર' કે 'જમાઅત-દાર'=જમાતનો ઉપરી; થોડાક સિપાઈઓનો નાયક; સિપાઈઓની ટુકડીનો સરદાર ]

સિપાઈઓની નાની ટુકડીનો નાયક; થોડાક માણસોનો વડો (૨) [ લા૦ ] ઉપરીપણું કે પ્રભાવ દાખવે એવું માણસ (કટાક્ષમાં) (૩) [ લા૦ ] મીઠી કેરીની એક જાત.

૦દારી સ્રી૦ [ ભા૦ ફા૦ جمعدارى 'જમ્અ-દારી' ('જમ્અ-દાર'+'ઈ' =પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર )=જમાદારનો હોદ્દો યા પદ ]

જમાદારનું પદ-કામ; જમાદારપણું.

૦નોંધ સ્રી૦—'જમ્અ'+ગુ૦ 'નોંધ'—

ખરીદનો માલ નોંધવાનો ચોપડો.

૦પાસું ન૦—'જમ્અ'+ગુ૦ 'પાસું' —

ચોપડામાં ( ડાબું ) પાસું જ્યાં જમા રકમ લખાય છે તે.

૦બંદી(-ધી) સ્રી૦ [ફા૦ جمعبندى 'જમ્અ-બંદી' ('જમ્અ'+ 'બંદ' =પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવનાર + 'ઈ' = પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર ) = સરવાળો બાંધવો તે; કરવેરાનું નોંધપત્રક; ભાડાનું પત્રક.

ભા૦ફા૦માં અર્થ:- મહેસૂલ ખાતાનો હિસાબ; મહેસૂલની આકારણી ]

જમીન માપી તેની જાત વગેરે તપાસ કરીને તેનું સરકારી મહેસૂલ આકારવું તે; 'લૅન્ડ રેવન્યુ સેટલમેન્ટ'.

૦બાજુ( -જૂ ) સ્રી૦ — 'જમ્અ' + ફા૦ بازو ( બાઝૂ ) = જુઓ 'બાજૂ' —

ચોપડામાં (ડાબું ) પાસું જ્યાં જમા રકમ લખાય છે તે.

૦વસૂલ સ્રી૦; ન૦ — 'જમ્અ' + અ૦ وصول ( વુસૂલ ) = જુઓ 'વસૂલ'—

જમાબંધીનું વસૂલ; મહેસૂલની ઊપજ.

૦વહી સ્રી૦ — 'જમા' + وحى (વહ્ય )=જુઓ 'વહી'—

નોંધ. — આ બન્ને શબ્દો અરબી છે; પરંતુ એ બંને મળીને બનેલો આખો શબ્દ અરબી, ફ઼ારસી કે ઉર્દૂમાં વપરાતો નથી. એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

જમાનોંધ; ખરીદનો માલ નોંધવાનો ચોપડો.

૦હવાલો પું૦—'જમા'+અ૦ حواله (હવાલ: )=જુઓ 'હવાલો'—

નોંધ. — આ બંને શબ્દો અરબી છે; પરંતુ એ બંને મળીને બનેલો આખો શબ્દ અરબી, ફ઼ારસી કે ઉર્દૂમાં વપરાતો નથી. એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

જમાબાજૂનો હવાલો; 'કૉન્ટ્રા-ક્રેડિટ'.

જમાત,—તી,— દાર,— દારી=જુઓ 'જમા'માં.

જમાદિલઅવલ પું૦ [ અ૦ جمادى الاولى 'જુમાદલ્ઊલા' કે ફા૦ 'જુમાદીઉલ્ઊલા': ફા૦ جمادى الاول 'જુમાદીઉલ્અવ્વલ' ('જમદ'=ઠરી જવું; ઘટ્ટ થવું : એ ઉપરથી 'જુમાદી '+'અલ્' અ૦ નિ૦ ઉ૦ + 'ઊલા' =

'અવ્વલ'નું અરબીમાં નારી જાતિનું રૂપ: 'અવ્વલ'=જુઓ 'અવલ') = પ્રથમ જુમાદી જે અરબી મુસલમાની(ચંદ્ર) વર્ષનો પાંચમો મહિનો છે]

નોંધ.—આ મહિનાનું નામ પડયું ત્યારે ઠંડીની મોસમ હતી અને પાણી સર્વ ઠેકાણે ઠરી ગયું હતું: તે ઉપરથી એનું એ નામ પડયું હતું. ઉર્દૂમાં એનો ઉચ્ચાર 'જમાદી-ઉલઅવ્વલ' છે: તે ઉપરથી ગુજરાતીમાં—

અરબી મુસલમાની(ચંદ્ર) વર્ષનો પાંચમો મહિનો.

જમાદિલઆખર પું૦ [અ૦ جمادی الاخری 'જુમાદલ્-ઉખ્રા' કે ઈ૦ઉ૦ 'જુમાદીઉલ્-ઉખ્રા' યા جمادی الآخرہ 'જમાદીઉલ્આખિરઃ' ('જમદ'= ઠરી જવું; ઘટ્ટ થવું: એ ઉપરથી 'જુમાદી'+'અલ્'=અ૦નિ૦ઉ૦+ 'ઉખ્રા' અને 'આખિરઃ'= 'આખિર'નાં નારીજાતિનાં રૂપ: 'આખિર'=જુઓ 'આખર') —બીજો જુમાદી જે અરબી મુસલમાની (ચંદ્ર) વર્ષનો છઠ્ઠો મહિનો છે]

નોંધ.—જુઓ 'જમાદિલઅવલ'ની નોંધમાં. ઉર્દૂમાં એનો ઉચ્ચાર 'જમાદીઉલઆખિર' છે: તે ઉપરથી ગુજરાતીમાં—

અરબી મુસલમાની(ચંદ્ર) વર્ષનો છઠ્ઠો મહિનો.

જમાન પું૦ [અ૦ ضمان 'દ્દમાન' ('દ્દમન'=—ની નુકસાનની ભરપાઈ કરવાનું માથે રાખવું; ખાતરી આપવી; જામીન થવું; બાંયધરી આપવી) = જામીન; બાંયધરી; જમાનત કરનાર; બીજાની જોખમદારી પોતાના ઉપર લઈ તે વિષે કબૂલાત આપનારો માણસ; 'ગેરંટી']

જામીન; જમાનત કરનાર; બીજાની જોખમદારી પોતાના ઉપર લઈ તે વિષે કબૂલાત આપનારો માણસ.

'શેઠિયો જમાન બન્યો એટલે મોતી બારૈયાને પોતાનું માથું ઈશ્વરને ખોળે ઢળેલું લાગ્યું.'
મેઘાણી,'માણસાઈના દીવા', પૃ. ૧૮

૦ખત ન૦—'જમાન' + અ૦ خط (ખત્ત) = જુઓ 'ખત'—

જમાન તરફનો લેખી કરાર; જામીનખત.

—ની સ્ત્રી૦; જુઓ 'જામિ(—મી)ન'માં.

જામિનગીરી; જામિની; બાંયધરી.

"વળી સરકારી રેલ્વેઓ તથા સરકારની જમાનીથી નીકળેલી રેલ્વેઓ વગેરેના શેર વિલાયત-માંથી ભરાયેલા તેટલાને લીધે તેના વ્યાજ નફાના પૈસા પણ સોના નાણામાં આપવા પડે છે."
સુ૦ગ૦ (ગુ-ફા—અ૦કો૦)

જમાનત સ્ત્રી૦ [અ૦ ضمانت 'દ્દમાનત' ('દ્દમન'=—ની નુકસાનની ભરપાઈ કરવાનું માથે રાખવું; ખાતરી આપવી; જામિન થવું; બાંયધરી આપવી)

= જામિન થવું તે; જામિનગીરી; જામિની; બાંયધરી ]

જામિન થવું તે; જામિનગીરી; જામિની; બાંયધરી.

જમાનો પું૦ [અ૦ફા૦ زمانہ 'ઝમાનઃ' ('ઝમાન' = કાળ; સમય+વિસર્ગ ઉચ્ચરિત ફારસી વર્ણ 'હે' = સ્વાર્થે ઉમેરાયેલો પ્રત્યય ) = યુગ; કાળ; સમય અરસો; મુદ્દત (૨) દુનિયા; સંસાર; જગત ]

યુગ; લાંબો સમય (૨) દેશ-કાળના આચારવિચાર વગેરેની અમુક સ્થિતિ કે તેનો સમય; અમુક પ્રકારનો સમય.

"**જમાનો** આવ્યો પાપનો,
ને દીકરો નહિ થાય બાપનો"
(કહેવત)

"અસર છે એટલી બેફામ
આ નૂતન **જમાનાની**,
પુરાણો પ્રેમ પણ કરવો
પડ્યા મારે નવેસરથી."
બરકત વીરાણી, 'માનસર', પૃ. ૨૬

જમા પાસું; જમાબંદી(-ધી); જમાબાજુ જુઓ 'જમા'માં.

જમાલ પું૦ [અ૦ جمال 'જમાલ' ('જમલ'=સુંદર હોવું; મોહક હોવું)=સૌંદર્ય; ખૂબસૂરતી; લાવણ્ય ]

સૌંદર્ય; ખૂબસૂરતી; લાવણ્ય.

જમાવ પું૦ — અ૦ جمع (જમ્અ) ઉપરથી ગુજરાતીમાં—

ભરાવો; ભીડ.

જમાવટ સ્ત્રી૦ — અ૦ جمع (જમ્અ) ઉપરથી ગુજરાતીમાં—

જમાવવું તે; બંધ બેસતી મેળવણી-મિશ્રણ.

જમાવવું સ૦ ક્રિ૦ — અ૦ جمع (જમ્અ) ઉપરથી ગુજરાતીમાં—

'જામવું'નું પ્રેરકરૂપ.

જમાવસૂલ જુઓ 'જમા'માં.

જમિયત(-મીઅત) સ્ત્રી૦[અ૦ جمعیت 'જમ્ઇય્યત' ('જમ્અ'= જુઓ 'જમા' + 'ઇય્યત' =પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર) = એકત્ર થવું તે (૨) [લા૦] માણસોનો સમૂહ; ટોળું; સમુદાય; દળ; મંડળ ]

સમૂહ; મંડળ.

"બે હજાર સવારોની **જમીઅત**-(લશ્કર)થી ગઝનવીખાનના તાબામાં હાજર રહેતા હતા."
મિ૦અ૦ (ગુ–ફા–અ૦કો૦)
(પરિશિષ્ટ)

જમીન સ્ત્રી૦ [ફા૦ زمین 'ઝમીન' ('ઝમ' ઉપરથી 'ઝમી': 'ઝમ' =ઠંડક; ઠંડી + 'ઈન' = પ્રત્યય,

સંબંધવાચક વિશેષણ બનાવે-
નાર )=ઠંડી સાથે જેને સંબંધ
છે એવી વસ્તુ; ભોંય; ધરતી;
પૃથ્વી; ભૂમિ (૨) તલ; પરથાર;
સપાટી ]

નોંધ.—પ્રાચ્ય દેશોના વિદ્વાનો માને છે કે ભૂમિમાં ઠંડકની પ્રકૃતિ છે. એની અગાઉ જે સ્થિતિ હતી તે ઠંડી થઈને એનો ઉપલો થર બનેલો છે: તે ઉપરથી—

ભોંય (૨) ખેતર તરીકે વપરાય તેવી જમીન (૩) ઘા રૂઝાઈને આવતી નવી ચામડી.
'જમીન આસમાનનો ફરક.'
(કહેવત)

૦દાર વિ૦ [ ફા૦ زمیندار 'ઝમીન-દાર' ('ઝમીન'+'દાર'=પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવનાર = જમીન ધરાવનાર; જમીનનો માલિક ]

નોંધ.—હિંદુસ્તાનમાં મોગલોના શાસન દરમિયાન એ એક અધિકારીનું નામ હતું જે જમીનનો વહીવટ કરતો અને કોઈ એક વિસ્તારના એકમમાં મહેસૂલ ઉઘરાવીને સરકારી ખજાનામાં તે ભરાવી દેતો. તેના બદલામાં મહેસૂલના અમુક ટકા તેને મળતા. મુસલમાન બાદશાહો નબળા પડ્યા ત્યારે એવા જમીનદારો સ્વતંત્ર બની પોતાના વિસ્તારના માલિક થઈ બેઠા હતા.

પું૦ જમીનની માલિકીવાળો માણસ; જમીનનો માલિક (૨) લોટબંધ જમીનનો માલિક.

૦દારી વિ૦ [ ફા૦ زمینداری 'ઝમીનદારી' ('ઝમીનદાર' + ફા૦ 'ઈ' = પ્રત્યય, સંબંધવાચક નામ યા વિશેષણ બનાવનાર ) = જમીનદારનું કે તેને લગતું (૨) જમીનદારપણું; જમીનદારનું કામ યા તેનો ધંધો; જમીનદારનો હક્ક; જમીનદારના કબજાનો ભાગ; (૩) જમીનદાર પદ્ધતિ ]

જમીનદારનું; જમીનદારને લગતું.

સ્ત્રી૦ જમીનદારપણું; જમીનદારની માલિકીની જમીન.

૦દોસ્ત વિ૦ — ઉર્દૂમાં زمین دوز 'ઝમીં-દોઝ' કે 'ઝમીન-દોઝ' 'ઝમીન'+ دوز 'દૂઝ' કે 'દોઝ' =સીવ: ફારસીમાં એ ક્રિયાપદનું આજ્ઞાર્થરૂપ છે જે નામને લાગીને કર્તૃવાચક નામ બનાવે છે; પરંતુ ઉર્દૂમાં એ ભૂતકૃદંતના અર્થમાં વપરાયેલું છે.

નોંધ.— ઉર્દૂ તથા હિંદીમાં એનો અર્થ છે જમીનમાં ધસી ગયેલું'; જમીનમાં છુપાઈ ગયેલું : તે ઉપરથી ગુજરાતીમાં—

( ભાંગી તૂટીને ) જમીન ભેગું થયેલું; ભોંય બરાબર થયેલું; જડમૂળથી ઉખેડી નાખેલું; પાયમાલ.

= જામિન થવું તે; જામિનગીરી; જામિની; બાંયધરી ]

જામિન થવું તે; જામિન-ગીરી; જામિની; બાંયધરી.

જમાનો પું૦ [અ૦ફા૦ زمانه 'ઝમાનઃ' ('ઝમાન' = કાળ; સમય+વિસર્ગ ઉચ્ચરિત ફારસી વર્ણ 'હે' = સ્વાર્થે ઉમેરાયેલો પ્રત્યય) = યુગ; કાળ; સમય અરસો; મુદ્દત (૨) દુનિયા; સંસાર; જગત ]

યુગ; લાંબો સમય (૨) દેશ-કાળના આચારવિચાર વગેરેની અમુક સ્થિતિ કે તેનો સમય; અમુક પ્રકારનો સમય.

"**જમાનો** આવ્યો પાપનો,
ને દીકરો નહિ થાય બાપનો"
(કહેવત)

"અસર છે એટલી બેફામ
આ નૂતન **જમાનાની**,
પુરાણો પ્રેમ પણ કરવો
પડ્યા મારે નવેસરથી."

બરકત વીરાણી, 'માનસર', પૃ. ૨૬

જમા પાસું; જમાબંદી(-ધી); જમા-બાજુ જુઓ 'જમા'માં.

જમાલ પું૦ [અ૦ جمال 'જમાલ' ('જમલ'=સુંદર હોવું; મોહક હોવું) = સૌંદર્ય; ખૂબસૂરતી; લાવણ્ય ]

સૌંદર્ય; ખૂબસૂરતી; લાવણ્ય.

જમાવ પું૦ — અ૦ جمع (જમ્અ) ઉપરથી ગુજરાતીમાં—

ભરાવો; ભીડ

જમાવટ સ્ત્રી૦ — અ૦ جمع (જમ્અ) ઉપરથી ગુજરાતીમાં—

જમાવવું તે; બંધ બેસતી મેળવણી-મિશ્રણ.

જમાવવું સ૦ ક્રિ૦ — અ૦ جمع (જમ્અ) ઉપરથી ગુજરાતીમાં—

'જામવું'નું પ્રેરકરૂપ.

જમાવસૂલ જુઓ 'જમા'માં.

જમિયત(-મીઅત) સ્ત્રી૦[અ૦ جمعیت 'જમ્ઇય્યત' ('જમ્અ' = જુઓ 'જમા' + 'ઇય્યત' = પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર) = એકત્ર થવું તે (૨) [લા૦] માણસોનો સમૂહ; ટોળું; સમુદાય; દળ; મંડળ ]

સમૂહ; મંડળ.

"બે હજાર સવારોની **જમીઅત**-(લશ્કર)થી ગઝનવીખાનન તાબામાં હાજર રહેતા હતા."

મિ૦અ૦ (ગુ-ફા-અ૦કો૦)
(પરિશિષ્ટ)

જમીન સ્ત્રી૦ [ફા૦ زمین 'ઝમીન' ('ઝમ' ઉપરથી 'ઝમી': 'ઝમ' = ઠંડક; ઠંડી + 'ઈન' = પ્રત્યય,

સંબંધવાચક વિશેષણ બનાવનાર )=ઠંડી સાથે જેને સંબંધ છે એવી વસ્તુ; ભોંય; ધરતી; પૃથ્વી; ભૂમિ (૨) તલ; પરથાર; સપાટી ]

નોંધ.—પ્રાચ્ય દેશોના વિદ્વાનો માને છે કે ભૂમિમાં ઠંડકની પ્રકૃતિ છે. એની અગાઉ જે સ્થિતિ હતી તે ઠંડી થઈને એનો ઉપલો થર બનેલો છે: તે ઉપરથી—

ભોંય (૨) ખેતર તરીકે વપરાય તેવી જમીન (૩) ઘા રૂઝાઈને આવતી નવી ચામડી. '**જમીન** આસમાનનો ફરક.' (કહેવત)

૦દાર વિ૦ [ ફા૦ زمیندار 'ઝમીન-દાર' ('ઝમીન'+'દાર'=પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવનાર = જમીન ધરાવનાર; જમીનનો માલિક ]

નોંધ.—હિંદુસ્તાનમાં મોગલોના શાસન દરમિયાન એ એક અધિકારીનું નામ હતું જે જમીનનો વહીવટ કરતો અને કોઈ એક વિસ્તારના એકમમાં મહેસૂલ ઉઘરાવીને સરકારી ખજાનામાં તે ભરાવી દેતો. તેના બદલામાં મહેસૂલના અમુક ટકા તેને મળતા. મુસલમાન બાદશાહો નબળા પડ્યા ત્યારે એવા જમીનદારો સ્વતંત્ર બની પોતાના વિસ્તારના માલિક થઈ બેઠા હતા.

—પું૦ જમીનની માલિકીવાળો માણસ; જમીનનો માલિક (૨) લોટબંધ જમીનનો માલિક.

૦દારી વિ૦ [ ફા૦ زمینداری 'ઝમીનદારી' ('ઝમીનદાર' + ફા૦ 'ઈ' = પ્રત્યય, સંબંધવાચક નામ યા વિશેષણ બનાવનાર ) = જમીનદારનું કે તેને લગતું (૨) જમીનદારપણું; જમીનદારનું કામ યા તેનો ધંધો; જમીનદારનો હક્ક; જમીનદારના કબજાનો ભાગ; (૩) જમીનદાર પદ્ધતિ ]

જમીનદારનું; જમીનદારને લગતું.

સ્ત્રી૦ જમીનદારપણું; જમીનદારની માલિકીની જમીન.

૦દોસ્ત વિ૦ — ઉર્દૂમાં زمیں دوز 'ઝમીં-દોઝ' કે 'ઝમીન-દોઝ' 'ઝમીન'+ دوز 'દૂઝ' કે 'દોઝ' =સીવઃ ફારસીમાં એ ક્રિયાપદનું આજ્ઞાર્થરૂપ છે જે નામને લાગીને કર્તૃવાચક નામ બનાવે છે; પરંતુ ઉર્દૂમાં એ ભૂતકૃદંતના અર્થમાં વપરાયેલું છે.

નોંધ.— ઉર્દૂ તથા હિંદીમાં એનો અર્થ છે જમીનમાં ધસી ગયેલું; જમીનમાં છુપાઈ ગયેલું : તે ઉપરથી ગુજરાતીમાં—

( ભાંગી તૂટીને ) જમીન ભેગું થયેલું; ભોંય બરાબર થયેલું; જડમૂળથી ઉખેડી નાખેલું; પાયમાલ.

૦મહેસૂલ ન૦—'જમીન' + અ૦ محصول (મહ્સૂલ) = જુઓ 'મહેસૂલ'.

નોંધ.—આ બન્ને શબ્દો અનુક્રમે ફારસી અને અરબી છે; પરંતુ એ આખા શબ્દનો ઉપયોગ ફારસી તેમ જ ઉર્દૂમાં થતો નથી: એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

જમીન પેટે સરકારને ભરવાનો એક વેરો; વિઘોટી.

૦માલિક પું૦—'જમીન' + અ૦ مالک (માલિક) = જુઓ 'માલિક'.

નોંધ.—આ બંને શબ્દો અનુક્રમે ફારસી અને અરબી છે; પરંતુ એ આખા શબ્દનો ઉપયોગ ફારસી તેમ જ ઉર્દૂમાં થતો નથી: એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

જમીનનો માલિક; જમીનદાર.

૦મિલ્કત સ્ત્રી૦—'જમીન' + અ૦ ملکیت (મિલ્કિય્યત) = જુઓ 'મિલ્કત'.

નોંધ.—આ બન્ને શબ્દો અનુક્રમે ફારસી અને અરબી છે; પરંતુ એ આખા શબ્દનો ઉપયોગ ફારસી તેમ જ ઉર્દૂમાં થતો નથી: એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

જમીનરૂપે મિલકત; 'લૅન્ડેડ પ્રૉપર્ટી'.

૦વેરો પું૦—'જમીન'+ગુ૦ 'વેરો'—જમીન ઉપર લાગતો વેરો.

જમે વિ૦; સ્ત્રી૦ જુઓ 'જમા'.

જર પું૦ [ફા૦ زر (ઝર) = સોનું (૨) પૈસો; નાણું (૩) ધન; દોલત; સંપત્તિ]

સોનું (૨) પૈસો; નાણું (૩) ધન; દોલત (૪) કસબ કે કસબનું વણતર; સોનારૂપાના તારનો વણાટ.

'જર ચાહે સો કરે.' (કહેવત)

'જર કરાવે વેર.' (કહેવત)

જરકસ પું૦ [ફા૦ زرکش 'ઝર-કશ' ('ઝર'=જુઓ 'જર'+'કશ' અર્થાત્ ખેંચ=એ ક્રિયાપદનો ધાતુ જે આજ્ઞાર્થરૂપમાં હોય છે તે નામને લાગીને કર્તૃવાચક નામ બનાવે છે)=સોનાનો તાર ખેંચનાર; સોનાના તારથી વેલબુટ્ટા ભરનાર કે ગૂંથનાર (૨) સોનાના તાર વડે વેલબુટ્ટા ભરેલું કે ગૂંથેલું; (૩) કસબી ભરતવાળું કાપડ]

સોનારૂપાનો તાર; કસબ.

–સી વિ૦—'ઝરકશ'+ઉર્દૂ 'ઈ' =પ્રત્યય, ભાવવાચક નામ તેમ જ વિશેષણ બનાવનાર.

નોંધ.—આ શબ્દ ફારસીમાં વપરાતો નથી અને ઉર્દૂમાં વપરાય છે અને તેમાં એનો અર્થ થાય છે સોના-ચાંદીના તારનું કામ;

વેલબુટ્ટાનું કામઃ તે ઉપરથી ગુજરાતીમાં—

કસબી; કસબના ભરતવાળું (૨) કસબ.

'જરકસીની સાડી રેશમી,
લખો કોડી બાર.'
પ્રેમાનંદ (ગુ-ઇં૦ડિ૦)

જરખરીદ વિ૦ [ફ઼ા૦ زرخرید 'ઝર-ખ઼રીદ' ('ઝર'=જુઓ 'જર' + 'ખ઼રીદ' એ 'ખ઼રીદન' અર્થાત્ ખરીદવું; વેચાણ લેવું: એનું ભૂતકૃદંત 'ખ઼રીદઃ' ઉપરથી ટૂંકું રૂપ=ખરીદેલું; વેચાણ લીધેલું) =પૈસા આપી ખરીદેલું; વેચાણ લીધેલું (૨) જે કંઈ વસ્તુ કોઈએ વેચાણ લીધેલી હોય તે]

વેચાતી લીધેલી (વસ્તુ).

જરખોજ વિ૦ [ફ઼ા૦ زرخیز (ઈં૦ઉ૦) 'ઝર-ખ઼ીઝ': (ભા૦ઉ૦) 'ઝર-ખ઼ેઝ' ('ઝર'=જુઓ 'જર' + 'ખ઼ીઝ' કે 'ખ઼ેઝ' અર્થાત્ ઊભો થા; ઊઠ: એ ક્રિયાપદનો ધાતુ જે આજ્ઞાર્થરૂપમાં હોય છે જે નામને લાગીને કર્તૃવાચક વિશેષણ બનાવે છે)=સોનું પેદા કરનારું; સોનું પેદા કરે તેવું; જેમાંથી પાકરૂપી જર મળે (૨) ફળદ્રુપ; રસાળ]

ફળદ્રુપ; રસાળ.

જરજમીન સ્ત્રી૦; ન૦બ૦વ૦ [ફ઼ા૦ફ઼ા૦ زر و زمین 'ઝર વ ઝમીન' ('ઝર'=જુઓ 'જર' + 'વ' =અને + 'ઝમીન' = જુઓ 'જમીન')=ધન અને જમીન]

પૈસા-ટકા ને જમીન-જાગીર; ધનદોલત; 'એસ્ટેટ'.

જરજરિયાન ન૦ (૧)— زر (ઝર) =જુઓ 'જર'+ زرین (ઝરીન) કે (ઝરીંન)=જુઓ 'જરિયાન': એ બેને ગુજરાતીમાં સમાસ.

પૈસા; ઘરેણાં વગેરે કીમતી વસ્તુઓ.

જરજોખમ ન૦ — ફ઼ા૦ زر (ઝર) + ગુ૦ 'જોખમ'.

પૈસા વગેરે કીમતી વસ્તુઓ; સંભાળવા સાચવવા કે રક્ષણ કરવા યોગ્ય વસ્તુઓ.

જરથુષ્ટ્ર પું૦ [ زرتشت 'ઝર-તુશ્ત' = زردشت 'ઝર-દુશ્ત' ('ઝર' =જુઓ 'જર' + 'દુશ્ત' =ખરાબ) = જેની દૃષ્ટિમાં જરની કંઈ કિંમત ન હતી તે; પારસી ધર્મના પ્રવર્તકનું નામ]

નોંધ.—પેગમ્બર જરથુષ્ટ્ર જે ઈરાનના કયાની વંશના ગુસ્તાસ્પ બાદશાહના જમાનામાં થઈ ગયા હતા તેમણે ત્રીસ વરસની વયે પહોંચતાં પોતાના ધર્મ અને માન્યતાઓની જાહેરાત કરી હતી. તેમાં તેમનો મૂળ ઉદ્દેશ અગ્નિપૂજાનો હતો એ ધર્મનાં ધર્મપુસ્તકો

'અવસ્તા'ને નામે ઓળખાય છે. અવસ્તાની પહેલવીમાં ટીકા તથા તેના ખુલાસાનાં પુસ્તકોને ઝંદ કહેવામાં આવે છે અને એ ઉપરથી જરથોસ્તી ધર્મશાસ્ત્રો ઝંદ-અવસ્તા કે ઝંદે અવસ્તા નામથી જાણીતાં છે.

પારસીઓના ધર્મસંસ્થાપક.

જરથોસ્તી વિ૦ [પહેલવી زرتشتی 'ઝર-તુશ્તી' ('ઝર-તુશ્ત'+'ઈ'=પ્રત્યય, સંબંધવાચક)=જરથુષ્ટ્ર સંબંધી; જરથુષ્ટ્રનું; જરથુષ્ટ્રનું અનુયાયી]

પું૦ જરથુષ્ટ્રના મતને અનુસરનાર માણસ; પારસી.

જરદ વિ૦ જુઓ 'ઝર્દ'.

'લાલ લાલ તંબુ વાંકી **જરદ** કિનારી.'

કલાપી

જરદાલુ(-ળુ) ન૦ [ફા૦ زردالو 'ઝર્દાલૂ' ('ઝર્દ' = જુઓ 'ઝર્દ'+'આલૂ'=જુઓ 'આલૂ') =એક જાણીતું મેવાફળ]

એક સૂકો મેવો; એક જાતનું મેવાફળ.

જરદી સ્ત્રી૦ જુઓ 'ઝર્દી'.

જરદો પું૦ [ફા૦ زردہ 'ઝર્દઃ' ('ઝર્દ'=જુઓ 'ઝર્દ'+ વિસર્ગ જેમ ઉચ્ચરિત ફારસી વર્ણ 'હે'=પ્રત્યય, સંબંધવાચક નામ બનાવનાર) =પીળા રંગની વસ્તુ; ઈંડામાંનો પીળો માવો; ઈંડામાંની પીળી વસ્તુ (૨) કેસર નાખીને બનાવેલો પુલાવ]

નોંધ.—ઉર્દૂ તથા હિંદીમાં એનો અર્થ થાય છે પાન સાથે ખાવાની પદ્ધતિસર તૈયાર કરેલી સુગંધીદાર તમાકુ: તે ઉપરથી ગુજરાતીમાં—

તમાકુનો ભૂકો.

જરદોજ પું૦ [ફા૦ زر دوز (ઇ૦ઉ૦): 'ઝર-દૂઝ' (ભા૦ઉ૦): 'ઝર-દોઝ' ('ઝર' = જુઓ 'જર'+'દૂઝ' કે 'દોઝ' અર્થાત્ સીવ કે સાંધ કે ઓટ: એ ક્રિયાપદનો ધાતુ જે આજ્ઞાર્થરૂપમાં હોય છે તે નામને લાગીને કર્તૃવાચક નામ બનાવે છે)=સોનેરી વેલબુટ્ટા ભરનારો કે ગૂંથનારો; સોનારૂપાનાં રેશમ સાથે વણેલા તારનું ભરતકામ કરનાર માણસ; કસબ ભરનાર માણસ]

સોનારૂપાનાં રેશમ સાથે વણેલા તારનું ભરતકામ કરનાર માણસ; કસબ ભરનારો.

૦દોજી સ્ત્રી૦ [ફા૦ફા૦ زردوزی (ઇ૦ઉ૦) 'ઝર-દૂઝી': (ભા૦ઉ૦) 'ઝર-દોઝી' ('ઝર-દૂઝ' કે 'ઝર-દોઝ' + 'ઈ' = પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર)=

કસબ ભરવાની કળા; જરી કસબનું ભરતકામ]
કસબ ભરવાનું કામ–વિદ્યા (૨) કસબી ભરતકામ.

જરદોસ પું૦ જુઓ 'જરદોજ'.

જરબ પું૦ [અ૦ ضرب 'દ્દરબ' ('દ્દરબ'=મારવું)=ચોટ; માર; ફટકો; પ્રહાર (૨) ઉઝરડો; ત્રાસ]
ત્રાસ; દહેશત; ધાક; ભય (૨) ફટકો; ઘા.

"એક આબાદ **જરબ** પોતાની સમશેરથી માર્યો."
અરેબિયન નાઇટ્સ (ભ૦ગો૦મં૦)

જરવજર વિ૦—અ૦ ذر (જર્ર)= કણ; અણુ; રજ + و (વ)= અને + અ૦ ذر (જર્ર)=કણ; અણુ; રજ—
**નોંધ.**—ફારસી, અરબી કે ઉર્દૂમાં એવો શબ્દપ્રયોગ નથી. ગુજરાતીમાં એ ઘડાયો છે. અ૦ 'જર્ર' ઉપરથી અરબીમાં નારી જાતિનું રૂપ 'જર્રત'માંનો 'ત' ફારસીમાં વિસર્ગ ઉચ્ચરિત 'હે' થઈને 'જર્રઃ' અને તે ઉપરથી ફારસીમાં 'જર્રઃ જર્રઃ' નો પ્રયોગ થાય છે અને તેનો અર્થ છે કણકણ કરીને; અણુઅણુ કરીને થોડું થોડું કરીને.
જરા; સહેજ; થોડું.
અ૦ જરાતરા; સહેજસાજ.

જરહ પું૦ [ફા૦ زره (ઝરેહ)= પોલાદની કળીથી ગૂંથીને બનાવેલો કોટ જે લડાઈમાં પહેરવામાં આવે છે]
ઘોડાના પલાણ ઉપર નાખવાનું બખ્તર.

'**જરહ** જીણ લેવરાઈ અવલો.'
પદ્મનાભ (ગુ–ઈં૦ડિ૦)

જરા વિ૦; અ૦ [અ૦ ذره 'જર્રઃ' ('જર્ર'=વિખેરવું; છાંટવું+નારી જાતિના અરબી પ્રત્યય 'ત' ઉપરથી વિસર્ગ જેમ ઉચ્ચરિત ફારસી વર્ણ 'હે')=કણ; અણુ; રજ (જે બાકોરામાંથી પસાર થતાં સૂરજનાં કિરણોમાં નજરે પડે છે)]
થોડું; લગાર; અલ્પ; સહેજ.

૦એક—'જરા'+ગુ૦ 'એક'.
થોડુંક; લગારેક; સહેજ.

૦ક અ૦—'જરા' ઉપરથી ગુજરાતીમાં—
થોડું; લગાર; સહેજ.

'હવે **જરાક** વધારે
વિકટ બની મૈત્રિ,
હવે હું સ્વાર્થ નહીં પણ
સ્વમાન જોઉં છું.'
બરકત વીરાણી, 'માનસર', પૃ. ૭૧

૦જરા અ૦ [અ૦ફા૦ ذره ذره (જર્રઃ જર્રઃ)=થોડું; નહિ જેવું; થોડું થોડું; રજરજ]
થોડું થોડું; લગારેક; સહેજસાજ (૨) અમથું; કારણ વગર.

૦તરા અ૦ — 'જરા' ઉપરથી ગુજરાતીમાં દ્વિરૂક્તરૂપ—

થોડું-નહિ જેવું; લગાર; સહેજસાજ.

જરાયત વિ૦ [અ૦ زراعت 'ઝિરાઅત ('ઝરઅ'=ખેડવું; ખેતીનું કામ કરવું)=ખેતી; ખેતીવાડી; કૃષિ (૨) ખેડવાનું કામ]

વરસાદના પાણીથી થતું (ખેતી કે પાક); જેને વરસાદનું પાણી મળતું હોય એવું; જેના પાકનો આધાર વરસાદ ઉપર હોય એવું (તેનાથી ઊલટું 'બાગાયત'= જુઓ 'બાગાયત').

જરિ(-રી)યાન વિ૦ [ફા૦ زرین 'ઝરીન' કે 'ઝરીન' ('ઝર' =જુઓ 'જર'+'ઈન'=પ્રત્યય, સંબંધવાચક વિશેષણ બનાવનાર)=સોનાનું]

જરીનું; જરીભરેલું; કસબી.

'તે **જરીયાન** અને રેશમી પોશાક પહેરતો.'

રા૦મા૦ ભા. ૧ (ગુ–ઇ૦ડિ૦)

ન૦ સોનારૂપાનાં ઘરેણાં.

જરી (૧) સ્ત્રી૦[ફા૦ زری 'ઝરી'('ઝર' +'ઈ'=પ્રત્યય, સંબંધવાચક) =જરી કસબનું ભરતકામ; જરી કસબ ભરેલું રેશમી કાપડ; તાશ નામનું કાપડ]

કસબ; કસબી માલ.

'એક **જરી**ના પડદા પછવાડે મુન્નવર તરીકે બેઠો હતો.'

રા.મા. ભા. ૧ (ગુ–ફા–અ૦કો૦)

વિ૦ કસબ સાથે વણેલું; કસબી.

(૨) વિ૦ અ૦ 'જરા' ઉપરથી ગુજરાતીમાં: એ માટે જુઓ 'જરા'.

થોડું; લગાર.

"મારાં નયણાંની આળસ રે,
ન નીરખ્યા હરિને **જરી**;
એક મટકું ન માંડ્યું રે,
ન ઠરિયાં ઝાંખી કરી."

ન્હાનાલાલ દ૦કવિ૦

૦કામ ન૦—'જરી'+ગુ૦ 'કામ'.

કસબી ભરતકામ.

૦ક—'જરી' (૨)+ગુ૦ 'ક'.

સહેજ; થોડુંક.

'કાચું છજેલું ઘર **જરી** કે વાટ જોયા વગર સળગ્યું.'

મેઘાણી 'માણસાઈના દીવા', પૃ. ૧૮

૦પટકો પું૦—'જરી' (૧)+ગુ૦ 'પટકો'.

નોંધ.—પેશ્વાના સૈન્યનો વાવટો આ પ્રકારનો હતો.

કસબી વાવટો (૨) પેશવાઈમાં લશ્કરી સરદારને કમરે બાંધવાનો કસબી પટકો.

-એ જરી—'જરી' (૨) ઉપરથી દ્વિરુક્તરૂપ.

બધું જ; સર્વ.

જરીઆન વિ૦ જુઓ 'જરિયાન'.

'રાયે સ્તંભ ઓઢીને માંડવો રચ્યો,
છાઈ **જરીઆન** પટોળી;
છાયાં નવરંગ ચીર દક્ષિણનાં,
જાત કાળી પીળીને ધોળી.'
રૂક્મિ (ગુ-ફા-અ૦કો૦)

જરીએં જરી જુઓ 'જરી'માં.

જરીક જુઓ 'જરી'માં.

જરીજરી અ૦—'જરા' ઉપરથી ગુજરાતીમાં 'જરી' અને તેનું દ્વિરુક્ત રૂપ: 'જરા' માટે જુઓ 'જરા'.

જરાતરા; થોડું થોડું; એકી-સાથે વધારે નહિ એમ.

જરીફ (૧) વિ૦ [ફા૦ ظریف 'ઝરીફ' ('ઝરફ'=બુદ્ધિવાન હોવું; ચતુર હોવું)=બુદ્ધિવાન; ચતુર (૨) વિનોદી; હાજરજવાબી; મશ્કરું]

વિનોદી; મશ્કરું.

(૨) સ્ત્રી૦ [અ૦ جریب 'જરીબ' (کری 'ગરી'નું અ૦ક૦: 'ગરી'=જમીન, અનાજ, પાણી વગેરેનું માપ; એક સાધન જેનાથી જમીન માપવામાં આવે છે)= જમીનનું માપ; ૧૪૪ ગજ જમીનનું માપ]

નોંધ.—ભારતની 'જરીબ' ૫૫ ગજની અને અંગ્રેજોની જરીબ ૬૦ ગજની હોવાનું જણાય છે.

જમીન માપવાની સાંકળ; જમીન માપણીનું કામ.

પું૦ એ કામ કરનારો મોજણીદાર.

૦ખરડો પું૦—'જરીફ'+ગુ૦ ખરડો.

માપણીનું પત્રક; માપેલી જમીનનું પત્રક; માપણીની તપસીલવાળી નોંધપોથી.

જરૂર અ૦ [અ૦ ضرور 'ઝરૂર' ('ઝરૂરી'નું ટૂંકું રૂપ: 'ઝરૂરી' =જુઓ 'જરૂરી': કેટલાક મુજબ 'ઝરૂરત'નું ટૂંકું રૂપ = જુઓ 'જરૂરત') = પરમ આવશ્યક; અનિવાર્ય]

નોંધ.—ઉર્દૂમાં એનો અર્થ થાય છે અવશ્ય; નિશ્ચિત રીતે; નિઃસંદેહ; ખચિત: તે ઉપરથી ગુજરાતીમાં—

અવશ્ય; નક્કી; અલબત્ત; અચૂક; નિઃસંદેહ; ખચિત.

'જો ઊડો તો **જરૂર** ડર છે
ક્રૂર કો હસ્તનો હા!
પાણો ફેંકે તમ તરફ, રે!
ખેલ એ તો જનોના!'
કલાપીનો કાવ્યકલાપ, પૃ. ૭૪

સ્ત્રી૦ આવશ્યકતા; અગત્ય (૨) ગરજ; હાજત.

૦તે સ્ત્રી૦ [અ૦ ضرورت 'દ્ધરૂરત' ('દ્ધરૂર'+'ત'=પ્રત્યય, અરબી સ્ત્રીલિંગનો) = આવશ્યકતા; આકાંક્ષા; ઇચ્છા; આરજૂ (૨) હાજત; લાચાર અવસ્થા]

આવશ્યકતા; અગત્ય (૨) ગરજ; હાજત.

'જરૂરત બાદ જો વસ્તુ મળે
તો ખોઈ નાખે છે,
ફળેલી આરઝૂને બેદિલીથી
જોઈ નાંખે છે.'

બારકત વીરાણી, 'માનસર', પૃ. ૧૪૨

–રિયાત સ્ત્રી૦ [અ૦ ضروريات 'દ્ધરૂરિય્યાત' ('દ્ધરૂરિય્યત'નું અ૦બ૦વ૦: 'દ્ધરૂરિય્યત'='દ્ધરૂરી' = જુઓ 'જરૂરી' + 'ઇય્યત' = પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર) = જેમના વિના ન ચાલે એવી વસ્તુઓ; ઉપયોગી વસ્તુઓ; આવશ્યકતાઓ]

આવશ્યકતા; અગત્ય (૨) ગરજ; હાજત (૩) અગત્યનું કામ.

–રી વિ૦ [અ૦ફા૦ ضرورى 'દ્ધરૂરી' ('દ્ધરૂર' = જુઓ 'જરૂરત' + ફા૦ 'ઈ' = પ્રત્યય, સંબંધવાચક) = જરૂરનું; અગત્યનું; આવશ્યક; જેના વિના કામ ન ચાલે એવું; અનિવાર્ય]

જરૂરનું; અગત્યનું; આવશ્યક; જેના વિના કામ ન આવે એવું; અનિવાર્ય.

જરેજર અ૦અ૦ [અ૦અ૦ ذره ذره 'જર્રઃ જર્રઃ' ('જર્રઃ'=જુઓ 'જરા': એ ઉપરથી ફારસીમાં) = કણ કણ કરીને; થોડું થોડું કરીને; ક્રમે ક્રમે]

નોંધ.—ઉર્દૂમાં એનો અર્થ થાય છે રજેરજ; બધું જ.

જરા પણ છોડચા વગર; રજેરજ; બધું જ; સામટું.

જર્ગા સ્ત્રી૦ જુઓ 'જિર્ગા'.

જર્દ(–ર્દું) વિ૦ જુઓ 'ઝર્દ'.

જલદ વિ૦ [અ૦ جلد (જલ્દ) = ચપળ; ચંચળ; તેજ; ઉતાવળિયું; શીઘ્ર; ત્વરિત (૨) ઉતાવળથી; ત્વરિત રીતે; ઝટપટ; ઝડપથી; વખત ગુમાવ્યા વગર]

તેજ; ઉગ્ર; આકરું.

"આ સૂકો પીવામાં જલદ છે."
(ગુ–ફા–અ૦કો૦)

જલદી સ્ત્રી૦ [અ૦ફા૦ جلدى 'જલ્દી' ('જલ્દ'+ફા૦ 'ઈ' = પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર) = તેજી; ઉતાવળ; ચપળતા; ચંચળતા; સ્ફૂર્તિ; ત્વરા]

ઝડપ; ઉતાવળ; ત્વરા.

નોંધ.—ઉર્દૂમાં ઉપરના ઉપરાંત અર્થ છે ઝટપટ; ઝડપથી; ઉતાવળથી; ત્વરાએ; સત્વરે: તે ઉપરથી ગુજરાતીમાં—

અ૦ ઉતાવળથી; ઝટ; ત્વરાએ; સત્વર.

"જલદી દોડે તે જલદી થાકે."
(કહેવત)

"ખિચારાંની સફળ ઘડીઓ
લેશ ના દીર્ઘ થાતી,
ઓહો! એ તો જલદી જલદી
આવી કે ઊડી જાતી."
કલાપીનો કાવ્યકલાપ, પૃ. ૩૯

જલસો પું૦ [અ૦ جلسه 'જલ્સઃ' ('જલસ'=બેસવું + અરબી સ્ત્રીલિંગનો 'ત' ફારસીમાં વિસર્ગ જેમ ઉચ્ચરિત 'હે') =બેસવું તે; એક વખત કે એક રીતે બેસવું તે; બેઠક (૨) સભા; મેહફિલ]

નોંધ.—ઉર્દૂમાં ઉપરના ઉપરાંત એનો અર્થ થાય છે આનંદ યા ઉત્સવનો મેળાવડો.

મિજલસ; ગમતની બેઠક; આનંદ યા ઉત્સવનો મેળાવડો; મહોત્સવ.

જલાલ વિ૰ [અ૦ جلال 'જલાલ' ('જલ્લ'=મોટા હોવું; પ્રભાવશાળી હોવું; ભવ્ય હોવું; પ્રતાપી હોવું)=મોટાઈ; પ્રભાવ; ભવ્યતા; પ્રતાપ; દમામ; વૈભવ; ઠાઠમાઠ; તેજ; ભપકો; જાહોજલાલી]

ઝગમગતું; ઉજ્જવળ; ભપકાદાર; ભવ્ય.

–લી વિ૰ [અ૦ફા૦ جلالی 'જલાલી' ('જલાલ'+ફા૦ 'ઈ'=પ્રત્યય, સંબંધવાચક)=જલાલ સાથે સંબંધ ધરાવનાર; ઈરાનના બાદશાહ જલાલુદ્દીન મલેકશાહ સાથે સંબંધ ધરાવનાર]

નોંધ.—ફારસીમાં એનો અર્થ થાય છે જલાલ સાથે સંબંધ ધરાવનારું. ઈરાનના સલ્જૂકી વંશના બાદશાહ જલાલુદ્દીન મલેકશાહે (મૃ૰ ઈ૰સ૰ ૧૦૯૨) પોતાના શાસન દરમિયાન હિ૰સ૰ ૪૭૧ (ઈ૰સ૰ ૧૦૭૯)થી પ્રવર્તમાન કરેલું સૂર્ય વર્ષ જેનો આરંભ ફારસી નવરોજથી થાય છે.

એ નામનો એક યુગ જે હિ૰સ૰ ૪૭૧થી શરૂ થયો હતો.

(૨) સ્ત્રી૦—'જલાલ'+ગુ૦ 'ઈ' =પ્રત્યય.

નોંધ.—ફારસી તથા ઉર્દૂમાં 'જલાલ'+'ઈ'=પ્રત્યય, વિશેષણ બનાવનાર: તે ઉપરથી તેમાં એનો અર્થ થાય છે જલાલવાળું; પ્રભાવશાળી, પરંતુ ગુજરાતીમાં એનો અર્થ નીચે પ્રમાણે થાય છે:

ઝગઝગાટ; ઉજ્જવળતા; ભપકો; ભવ્યતા; ઠાઠમાઠ; પ્રભાવ.

જલેબ સ્ત્રી૦ [અ૦ جلوه 'જલ્વ' ('જલવ'=અમુક પદ્ધતિએ પોતાને જાહેર કરવું તે; ચક-

ચક્તિ કરવું તે + અરબીમાં સ્ત્રીલિંગનો 'ત' ફારસીમાં વિસર્ગ જેમ ઉચ્ચરિત 'હે'=પ્રત્યય, સંબંધવાચક)=ભપકો; ચળકાટ; તેજ; ઠાઠમાઠ; વૈભવ ]

ભપકો; ઠાઠમાઠ.

જલેબી સ્ત્રી૦ [ફા૦ زلیبیا (ઝુલીબિયા) =એક સ્વાદિષ્ટ ચીજ; એક મીઠાઈ ]

એક સ્વાદિષ્ટ ચીજ; એક મીઠાઈ.

જલેવતન ન૦ [અ૦ફા૦ جلای وطن 'જલાયે વતન' ('જલા'=ત્યાગ કરવું તે; તજી દેવું તે; બહાર જવું તે+'યે'=છઠ્ઠી વિભક્તિનો સંબંધ દર્શાવનાર ફારસી સંજ્ઞા+'વતન'=જુઓ 'વતન': એમ મળીને 'જલાયે વતન'નો અર્થ થાય છે વતનનો ત્યાગ કરવો તે; વતનમાંથી બહાર જવું તે)=વતનનો ત્યાગ; વતન છોડી બીજા પ્રદેશમાં રહેવા જવું તે ]

**નોંધ.**—ફારસી તથા ઉર્દૂમાં 'જલા'નો અર્થ થાય છે બહાર જવું તે; વતન છોડી જવું તે; બહાર કાઢી મૂકવું તે અને ઉર્દૂમાં આખા શબ્દનો ઉચ્ચાર થાય છે 'જલાવતન' અને તેનો અર્થ થાય છે દેશમાંથી બહાર કાઢી મૂકવું તે; શહેરમાંથી હદપાર કરવું તે: તે ઉપરથી ગુજરાતીમાં—

દેશમાંથી હાંકી કાઢવું તે.

જલ્લાદ પું૦ [અ૦ جلاد 'જલ્લાદ' ('જલદ'=ચામડી ઉપર મારવું; ચામડી ઉતારવી; કોરડા મારવા: એ ઉપરથી અતિશયતા કે અતિરેક દર્શાવતું કર્તૃવાચક નામ) =કોરડા મારનાર; જાનવરનું ચામડું ઉતારનાર (૨) ફાંસી દેનાર; શિરચ્છેદ કરનાર ]

ગરદન મારનાર; શિરચ્છેદ કરનાર (૨) કસાઈ.

"મારું જીવવું મુઆ સરખું છે. એક ક્ષણ પણ હું **જલ્લાદ**ની તરવાર મારી ગરદનથી દૂર દેખતો નથી."

ગુ૦શિ૦ (ગુ-ફા-અ૦કો૦)

વિ૦ [લા૦] ઘાતક; ક્રૂર; નિર્દય.

"હુકમ **જલ્લાદ** થાવાનો બજાવ્યો આખરે દિલબર.'

ક. કે., પૃ. ૪૩૪

–દી સ્ત્રી૦ [અ૦ફા૦ جلادی 'જલ્લાદી' ('જલ્લાદ'+ફા૦ 'ઈ'=પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર)= જલ્લાદનું કામ; જલ્લાદપણું; (૨) [લા૦] જુલમ; ક્રૂરતા; નિર્દયતા ]

જલ્લાદનું કામ; જલ્લાદપણું; કસાઈપણું.

જલ્લા(-લ્લે)જલાલહૂ(-લ્હૂ) [અ૦ جل جلاله 'જલ્લ જલાલોહુ' ('જલ્લ'=તે મહાન હતો+'જલાલ'=પ્રતાપ; વૈભવ: તેજ; પ્રકાશ+'હુ'=તેનું)=તેનો વૈભવ મહાન છે: અલ્લાહ, ખુદા, હક્ક વગેરે પરમાત્માનાં નામો સાથે સિફતદર્શક વપરાતું વાક્ય]

આખું ચળકતું (?)

નોંધ.—મૂળ અર્થ અરબીમાં ઉપર મુજબ જ છે. ભ૦ગો૦મં૦માં આ પ્રમાણે છે જે યોગ્ય લાગતો નથી અને તેને માટે કોઈ આધાર પણ નથી.

જલ્વા પું૦ [અ૦ جلوه 'જિલ્વઃ' ('જલા'=ચકચકિત કરવું તે; અમુક પદ્ધતિએ પોતાને જાહેર કરવું તે+અરબી સ્ત્રીલિંગનો 'ત' ફારસીમાં વિસર્ગની જેમ ઉચ્ચરિત 'હે'=પ્રત્યય, સંબંધવાચક)= ચળકાટ; તેજ; ઠાઠમાઠ; વૈભવ; ભપકો]

નોંધ.—મુસલમાનોમાં લગ્ન પ્રસંગે દુલ્હાએ દુલ્હનનું મોં બુરખો ખસેડી જોવાની વિધિ હોય છે તે 'જલ્વા' નામે ઓળખાય છે.

શૃંગાર; શોભા કે વૈભવનું પ્રદર્શન; શોભા; વૈભવ; કાંતિ; તેજ.

–લ્વેગર વિ૦ [અ૦ફા૦ جلوه گر 'જિલ્વઃ-ગર' ('જિલ્વઃ'+'ગર'= પ્રત્યય, કર્તૃવાચક નામ કે વિશેષણ બનાવનાર) = સ્પષ્ટ; જાહેર (૨) ભપકાવાળું; દેખાવડું]

શણગાર સજાવટથી રજૂ થતું; શોભાયમાન (૨) તેજવાળું; પ્રકાશતું.

જવશીર પું૦ [અ૦કો૦ جاوشیر 'જાવ-શીર' (ફા૦ گاوشیر 'ગાવ-શીર' ઉપરથી) = એક જાતના પૌર્વાત્ય છોડનો ગુંદરિયો રસ (૨) એક વનસ્પતિ]

એક વનસ્પતિ.

જવાન વિ૦; પું૦ [ફા૦ جوان (જવાન)=યુવાન; યુવક; તરુણ; (૨) યુવાવસ્થામાં આવેલો પુરુષ]

નોંધ.—હિંદમાં ચાલુ જમાનામાં એનો અર્થ થયેલો છે સિપાઈ; સૈનિક: તે ઉપરથી ગુજરાતીમાં—

યુવાન (૨) (હિંદની ફોજનો) સિપાઈ; સૈનિક.

"**જવાન** સાસુ મરે નહિ,
ને વહુનો દાહડો વળે નહિ."
(કહેવત)

–ની સ્ત્રી૦ [ફા૦ફા૦ جوانی 'જવાની' ('જવાન'+ફા૦ 'ઈ'=પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર) = યુવાવસ્થા; યૌવન; તારુણ્ય; જવાનીનો જોશ]

યૌવન; જોબન; તરુણાવસ્થા.

'જવાનીનું રળવું,
ને ડોગળિયાનું મરવું.'
(કહેવત)

'કેટલી સમતોલ માનવની
જવાની હોય છે,
જેવી શાણી હોય છે,
એવી દીવાની હોય છે.'

બરકત વીરાણી, 'માનસર', પૃ. ૬૫

વાબ પું૦ [અ૦ جواب 'જવાબ' ('જાબ'=ઉત્તર આપવો)= ઉત્તર]

ઉત્તર.

"સવાલ મારો હવે
ક્યાં જઈ કરું પૂરો!
કે આ જગતમાં તમારો
કોઈ જવાબ નથી."

બરકત વીરાણી, 'માનસર', પૃ. ૭૨

.ર વિ૦ [અ૦ફા૦ جوابدار 'જવાબ-દાર' ('જવાબ'+'દાર' =પ્રત્યય, કર્તૃવાચક નામ યા વિશેષણ બનાવનાર)=જવાબ ધરાવનાર; જુમ્મેદાર; જોખમદાર]

જવાબદારીવાળું.

.રી સ્ત્રી૦[અ૦ફા૦ફા૦ جوابداری 'જવાબ-દારી' ('જવાબદાર' +'ઈ'=પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર)=જવાબદાર હોવું તે; જુમ્મેદારી; જોખમદારી]

જવાબ દેવાનું જોખમ અથવા તેની ફરજ; જુમ્મેદારી; જોખમદારી.

–બી વિ૦ [અ૦ફા૦ جوابی 'જવાબી' ('જવાબ'+ફા૦'ઈ'=પ્રત્યય, સંબંધવાચક)=જવાબને લગતું; જવાબવાળું; જવાબ આપતું; ઉત્તરરૂપ]

જેનો જવાબ માગેલો હોય એવું (૨) જેના જવાબનું ખર્ચ ભરેલું હોય એવું (જેમ કે પોસ્ટકાર્ડ કે તાર).

જવારીશ સ્ત્રી૦ [અ૦ફા૦ جوارش 'જુવારિશ' (ફા૦ گوارش 'ગુવારિશ' ઉપરથી: 'ગુવારિશ' એ 'ગવારા' ઉપરથી છે: 'ગવારા' =વસ્તુનું સ્વાદિષ્ટ અને જલદી હજમ થાય એવું હોવું તે)= સ્વાદિષ્ટ હોવું તે; ખોરાકનું પાચક હોવું તે (૨) પેટના રોગોની એક પ્રકારની સ્વાદિષ્ટ અને પાચક દવા; કીમતી વસ્તુઓની મેળવણીની ચટણી જેવી પૌષ્ટિક દવા]

નોંધ.—ઉર્દૂમાં એનો ઉચ્ચાર 'જવારિશ' થાય છે: તે ઉપરથી ગુજરાતીમાં—

કીમતી વસ્તુઓની મેળવણીની ચટણી જેવી પૌષ્ટિક દવા.

જવાહિર ન૦ [અ૦ جواهر 'જવાહિર' (ફા૦ 'ગવ્હર'નું અં૦ક૦ 'જવ્હર' અને 'જવ્હર'નું અ૦બ૦વ૦ 'જવાહિર': 'જવ્હર' માટે જુઓ 'ઝવેર'માં)=મનઃશિલ પથ્થર; ઝવેરાત]

રત્નો; હીરા માણેક વગેરે ઝવેરાત.

૦ખાનું ન૦ [ભા૦ફા૦માં અ૦ફા૦ جواهر خانه 'જવાહિરખાનઃ' ('જવાહિર'+'ખ્રાનઃ'=જુઓ 'ખાનું')=જવાહિર રાખવાનું ઠેકાણું; દાગીના કે ઝવેરાત મૂકવાનો ઓરડો]

રત્નો વગેરે ઝવેરાત જેમાં રખાતું હોય તે જગા; રત્નભંડાર.

જવાહિરાત ન૦ જુઓ 'ઝવેરાત'.

'પછી **જવાહિરાત**માં તો હીરો પણ છે, ને માણેક પણ છે.' નં૦ચ૦ (ગુ–ફા–અ૦કો૦)

જવાંમર્દ પું૦ [ફા૦ جوانمرد 'જવાન-મર્દ' ('જવાન'= જુઓ 'જવાન'+'મર્દ'= જુઓ 'મર્દ')=જુવાન મરદ; બહાદુર માણસ; વીરપુરુષ (૨) ઉદાર યુવાન]

જુવાન મરદ; બહાદુર માણસ; વીરપુરુષ.

વિ૦ બહાદુર; શૂરવીર; પરાક્રમી.

–ર્દી સ્ત્રી૦ [ફા૦ جوانمردی 'જવાન-મર્દી' ('જવાન-મર્દ' +ફા૦ 'ઈ'=પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર)=જવાંમર્દપણું; બહાદુરી; પરાક્રમ; વીરતા (૨) ઉદારતા]

જવાંમર્દપણું; બહાદુરી; પરાક્રમ; વીરતા.

જશન ન૦ [ફા૦ جشن (જશ્ન)= સુખ અથવા દુઃખના કોઈ અગત્યના બનાવ અથવા પ્રસંગની ધાર્મિક રીતે ઉજવણી (૨) ઉત્સવ કે આનંદનો દિવસ (૩) જલસો]

(પારસીઓમાં) ઉત્સવનો કે આનંદનો દિવસ.

"તેઓ લડાઈને જમણને રણ-જંગને **જશન** ગણતા હતા." મિ૦સિ૦ (ગુ–ફા–અ૦કો૦) (પરિશિષ્ટ)

જહન્નમ ન૦ [અ૦ جهنم (જહન્નમ)=ઊંડો કૂવો (૨) દોજખના સાત વર્ગમાંથી પ્રથમનું નામ (૩) દોજખ; નરક]

**નોંધ.**—મૂળ હિબ્રૂ શબ્દ 'ગેહિન્નામ ઉપરથી અરબીમાં એ ઉચ્ચાર ઘડાયેલો છે. 'ગેહિન્નામ' જેરૂસાલેમની દક્ષિણમાં આવેલી એક ખીણનું નામ છે. ત્યાંના લોકો પુરાણા જમાનામાં 'માલિક'

નામની એક મૂર્તિના પૂજા કરતા હતા. બાબીલોનના વિનાશ પછી પ્રાચીન મૂર્તિપૂજાથી ડરી જઈને યહૂદી લોકોએ તેમના શાસકની સલાહ મુજબ 'માલિક' મૂર્તિના સ્થાનની ખરાબી કરી અને આખા શહેરનો કચરો તેઓ ત્યાં નાખવા લાગ્યા અને તેઓ તે બાળવા આખી રાત ત્યાં આગ સળગાવતા હતા. તેથી એ જગા ભયાનક અને ગંધાતી બની ગઈ હતી અને તેનું નામ નરકના પર્યાયરૂપ બન્યું હતું.

મુસલમાનોમાં એવી માન્યતા છે કે જહન્નમ આગથી ભરેલું છે. પાપીને શિક્ષા કરવા તેના પાપના પ્રમાણમાં જહન્નમના સાત વર્ગ છે. તેમાં પાપી હંમેશાં બળતો રહે છે.

ઘણાં જ દુઃખ અને કષ્ટનું સ્થાન; દોજખ; નરક.

"કાઢ્યો છે મને સ્વર્ગથી,
માટે ઓ ખુદા!
સત્કર્મ કરું તોય
જહન્નમ દે જે."

બરકત વીરાણી, 'માનસર', પૃ. ૧૩૨

જહાજ નo [ અo جهاز (જહાઝ) =ઘરમાં વપરાતો સરસામાન. ફાo વહાણ; મોટી નૌકા]

મોટું વહાણ.

"શેખસલ્લીના હવાઈ જહાજ-
માં ઊડતો હતો."

નંo૫o (ગુ-ફ્રા-અoકોo)

"ભીતિ રહે ખડકની,
તોફાનની વમળની,
એવું જહાજ લઈને
ખૂંદે કોઈ સમંદર."

બરકત વીરાણી, 'માનસર', પૃ. ૧૫૫

-જી વિo [ جهازی 'જહાઝી' ('જહાઝ'+ફાo 'ઈ'= પ્રત્યય, સંબંધવાચક)=જહાજને લગતું; જહાજનું (૨) જહાજ ચલાવનારો; વહાણવટી; ખલાસી; નાવિક]

જહાજ ચલાવનારો; વહાણ-વટી; ખલાસી; નાવિક.

જહાન સ્ત્રીo [ફાo جهان (જહાન) =દુનિયા; આલમ; જગત; વિશ્વ; સંસાર]

દુનિયા; આલમ; જગત; વિશ્વ; સંસાર.

"નજરની શૂન્ય દશાનો
કોઈ જુએ વિસ્તાર,
ખુદાએ સર્જ્યું નથી
એ જહાન જોઉં છું."

બરકતવીરાણી, 'માનસર', પૃ. ૭૧

જહાન(-ન્ન)મ નo જુઓ 'જહન્નમ'.

"હતું જે બેહિસ્ત થઈ જહાન્નમ."

કલાપી (ગુ-ઇoડિo)

જહાલ વિ૦ આ શબ્દના મૂળ અંગે ખાતરીપૂર્વકનો પુરાવો નથી. છતાં એના અર્થના સંશોધનમાં સહાયક નીવડે તે માટે નીચે થોડી વિગત આપવામાં આવી છે:

[ અ૦ جاهل ( જાહિલ )=જુઓ 'જાહેલ' ]

એનો અર્થ સામાન્ય રીતે ગુજરાતીમાં 'મવાલ'થી ઊલટો ઘટાવવામાં આવે છે; અજ્ઞાનતાને કારણે અવિચારીપણે તેજીથી પગલું ભરનાર; ઉદ્દામ; આકળું (૨) તદ્દન અંતિમ મત ધરાવનારું.

જહાં સ્ત્રી૦ જુઓ 'જહાન'.

"જૂઠી જહાંનો તું ફીરસ્તો ખોળીઉ બદલી."

લલિત (ગુ-ઇં૦ડિ૦)

૦ગીર પું૦ [ ફા૦ جهانگیر 'જહાન-ગીર' ('જહાન'+ફા૦ 'ગીર' =પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવનાર)=દુનિયાનો જીતનાર; મહાન વિજેતા ]

દુનિયાને જીતનારો (૨) મોગલ શહેનશાહ અકબર (ઈ૦સ૦ ૧૫૫૬–૧૬૦૫)ના પુત્ર સલીમે તખ્તનશીની (ઈ૦સ૦ ૧૬૦૫) બાદ અપનાવેલું પોતાનું નામ.

"હવે જહાંગીર બેપરવા."

કલાપી (ગુ-ઇં૦ડિ૦)

૦ગીરી સ્ત્રી૦ [ ફા૦ جهانگیری 'જહાન-ગીરી' ('જહાન-ગીર' +ફા૦ 'ઈ'=પ્રત્યય, સંબંધવાચક નામ યા વિશેષણ બનાવનાર) =વિશ્વવિજય; વિશ્વશાસન.

ભા૦ફા૦માં અર્થ:-જહાંગીરનું; જહાંગીરને લગતું; જહાંગીરના જેવો અમલ બજાવવો તે (૨) [ લા૦ ] કડક અમલ બજાવણી; જોહુકમી; આપખુદી (૩) અમીરી ]

વિ૦ જહાંગીરનું; જહાંગીરને લગતું (૨) [ લા૦ ] આપખુદ; જોહુકમીભર્યું (૩) અમીરી.

"જહાંગીરી ફકીરી એ, લલાટે
છે લખાવી મેં."

ગો૦મા૦ત્રિ૦ (ગુ-ઇં૦ડિ૦)

૦દીદા વિ૦ [ ફા૦ جهاندیده 'જહાં-દીદઃ' ('જહાન'+ફા૦ 'દીદઃ' ='દીદન'નું ભૂતકૃદંતનું રૂપઃ 'દીદન' = જોવું; અનુભવવું) =દુનિયા જોયેલી હોય એવું; દુનિયાના અનુભવવાળું; અનુભવી]

દુનિયાના અનુભવવાળું; ચાલાક.

"તે પણ જહાંદીદા આનંદી જીવ હતા."

નં૦ચરિત્ર (ગુ-ફા-અ૦કો૦)

૦પના(૦હ) વિ૦; પું૦ [ ફા૦ جهان پناه 'જહાન-પનાહ' ('જહાન'+'પનાહ' - જુઓ 'પનાહ')=દુનિયાનો આશ્રય

(૨) શહેનશાહ માટે સંબોધનમાં વપરાતો શબ્દ જેમ કે 'જહાન-પનાહા' = હે દુનિયાના આશ્રય! હે જગતનું રક્ષણ કરનાર (બાદશાહ)]

જગતપ્રતિપાળ.

"જહાંપનાહ! ચારે ગુણ એ લોકમાં છે."

રા૦મા૦ ભા. ૨ (ગુ-ફા-અ૦કો૦ પરિશિષ્ટ)

૦સોજ વિ૦ [ફા૦ جهان سوز ઈ૦ઉ૦ 'જહાન-સૂઝ' : ભા૦ઉ૦ 'જહાન-સોઝ' ('જહાન' + ફા૦ 'સૂઝ' કે 'સોઝ' અર્થાત્ બાળ = પ્રત્યય, કર્તૃવાચક નામ યા વિશેષણ બનાવનાર) = દુનિયાને બાળનારો; જગતને ભસ્મીભૂત કરનારો]

નોંધ.—ગઝનવી સુલતાન બહરામશાહે (ઈ૦સ૦ ૧૧૧૮–લગભગ ૧૧૫૨) ગોરી સુલતાન સૈફુદ્દીનને ઘાતકી રીતે મારી નાખ્યો ત્યારે તેના નાના ભાઈ અલાઉદ્દીન હુસૈને ક્રોધે ભરાઈને એક મહાન લશ્કર લઈ ગઝના ઉપર આક્રમણ કર્યું. બહરામશાહ ત્યાંથી હિંદુસ્તાન તરફ નાસી છૂટ્યો અને અલાઉદ્દીને ગઝના શહેરને સાત દિવસ લૂટ્યું અને તેને આગ ચાંપી ભસ્મીભૂત કર્યું. તે ઉપરથી તેનું ઉપનામ 'જહાં-સોઝ' (જગતને ભસ્મીભૂત કરનાર) પડ્યું હતું.

દુનિયાને બાળનારું.

જહેજ ન૦ [મૂળ અ૦ جهاز 'જિહાઝ' ઉપરથી પરિવર્તન થઈને ફારસીમાં બનેલું جهيز 'જહીઝ' ('જહઝ' = સજ્જ કરવું; તૈયાર કરવું) = કન્યાને આપવામાં આવતી ધન-સંપત્તિ જે તેને પોતાના ભાવિ જીવન માટે સજ્જ કરે છે; જે અસબાબ અને સરંજામ કન્યાને લગ્ન સમયે આપવામાં આવે છે તે]

નોંધ.—મુસલમાનોમાં લગ્ન વખતે કપડાં, દાગીના, ઘરનું રાચરચીલું, સ્ત્રીઓના દીવાનખાના અને સૂવાના ઓરડાને શણગારવા માટેની સામગ્રી અને રાંધવાનાં વાસણો કન્યાને આપવામાં આવે છે તે; તે સર્વ કન્યાની સ્વતંત્ર મિલકત ગણાય છે અને તેને તલાક આપવામાં આવે તો એ સઘળી વસ્તુઓ પતિએ તેને પાછી સોંપવી પડે છે.

કન્યાદાન કરવું તે; કરિયાવર; આણું; પલ્લું; પેઠણું; દહેજ.

જહેમત સ્ત્રી૦ [અ૦ زحمت 'ઝહ્‌મત' ('ઝહ્‌મ' = ભીડ કરવી; દબાવવું) = મુશ્કેલી; દુઃખ; સંકટ; પીડા; હેરાનગતિ; અગવડ (૨) પ્રયત્ન; શ્રમ]

મુશ્કેલી; હાડમારી; તકલીફ (૨) પ્રયત્ન; શ્રમ; મહેનત.

"અહીં સુધી આવવાની **જહેમત** શા માટે ઉઠાવી?"

બા૦બા૦ (ગુ-ફા-અ૦કો૦)

જંગ પું૦ [ફા૦ جنگ ('જંગ' = લડાઈ; યુદ્ધ; સંગ્રામ (૨) ઝઘડો; કંકાસ]

મોટી લડાઈ; યુદ્ધ (૨) [લા૦] ઝઘડો; કંકાસ.

'લડે **જંગ** આ ને કરે હુકમ પેલો,
સિપાહી નહીં પેશવાથી જુદો છે.'

ગુ૦ગ૦ (ગુ-ફા-અ૦કો૦)

૦ખોરી સ્ત્રી૦—'જંગ'+ફા૦ خور 'ખોર'=પ્રત્યય, કર્તૃવાચક નામ યા વિશેષણ બનાવનાર: એમ મળીને 'જંગ-ખોર'+'ઈ'= પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર.

નોંધ.—આ શબ્દ ફારસી તેમ જ ઉર્દૂમાં વપરાતો નથી. 'ખોર' પ્રત્યય લાગીને બનેલા શબ્દો ગુજરાતીમાં પ્રવેશ પામેલા છે તેમના સાદૃશ્યે આ ઘડાયેલો છે.

લડાયકપણું; યુદ્ધપ્રિયતા.

૦પરસ્ત વિ૦—'જંગ'+ફા૦ 'પરસ્ત' =પ્રત્યય, કર્તૃવાચક નામ યા વિશેષણ બનાવનાર.

નોંધ.—આ શબ્દ ફારસી તેમ જ ઉર્દૂમાં વપરાતો નથી; પરંતુ 'આતશ-પરસ્ત', 'બુત-પરસ્ત' જેવા ફારસીમાંથી ગુજરાતીમાં પ્રવેશ પામેલા શબ્દોના સાદૃશ્યે એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

યુદ્ધપ્રિય; ઝઘડાખોર.

૦બહાદુર વિ૦; પું૦—'જંગ'+ફા૦ بہادر (બહાદુર) = જુઓ 'બહાદુર'.

લડાઈમાં બહાદુર (૨) ભારતમાં બ્રિટિશ શાસન દરમિયાન જે ઇલ્કાબો એનાયત કરવામાં આવતા હતા તેવામાંનો એક.

-ગી વિ૦; પું૦ જુઓ 'જંગી'.



જંગલિયત સ્ત્રી૦—'જંગલ' ઉપરથી ગુજરાતીમાં—

નોંધ.—ફારસીમાંથી કાબેલિયત, ઇન્સાનિયત વગેરે જેવા ગુજરાતીમાં પ્રવેશ પામેલા શબ્દોના સાદૃશ્યે જંગલ ઉપરથી એ શબ્દ ગુજરાતીમાં જ ઘડાયેલો છે.

જંગલીપણું.

જંગલી વિ૦ [ફા૦ جنگلی 'જંગલી' ('જંગલ'+ફા૦ 'ઈ'=પ્રત્યય, સંબંધવાચક વિશેષણ બનાવનાર)=જંગલનું; જંગલને લગતું; જંગલમાં રહેનારું (૨) અનાગરિક; અસભ્ય; અશિષ્ટ; અણઘડ]

નોંધ.—એ સંસ્કૃતમાંથી આવી શકે એમ હોવા છતાં ફારસીનો પ્રભાવ એમાં હોવાનું સંભવિત છે.

જંગલનું; જંગલમાં રહેનારું; રાની (૨) ખેડ્યા વિના ઊગેલું; એમ ને એમ ઊગી નીકળેલું (૩) સુધારો, સંસ્કાર કે વિવેક વિનાનું; અણઘડ.

જંગાલ પું૦ [ફા૦ زنگار 'ઝંગાર' ('ઝંગ'=તાંબા કે લોઢા વગેરેને લાગતો કાટ+'આર'=સ્વાર્થે ઉમેરાયેલો પ્રત્યય)=તાંબાનો કાટ; મોરથૂથુ]

તાંબાનો કાટ.

-લી વિ૦ [ફા૦ زنگاری 'ઝંગારી' ('ઝંગાર'+ફા૦ 'ઈ'=પ્રત્યય,

સંબંધવાચક વિશેષણ બનાવ-
નાર)=જંગાલનું; જંગાલને લગતું;
કાટના રંગનું; કાટવાળું; કટાયેલું]

જંગાલનું; જંગાલને લગતું
(૨) કાટના રંગનું; લીલું.

જંગી વિ૦ [ફા૦ جنگی 'જંગી'
('જંગ'=જુઓ 'જંગ'+
ફા૦ 'ઈ'=પ્રત્યય, સંબંધ-
વાચક વિશેષણ યા નામ બનાવ-
નાર)=જંગનું; જંગને લગતું
(૨) યુદ્ધોપયોગી (૩) રણધીર;
લડાયક (૪) લડવૈયો; યોદ્ધો]

નોંધ.—ઉપરના ઉપરાંત ઉર્દૂમાં
એના લાક્ષણિક અર્થ છે મોટું;
જબરું; મહાન: તે ઉપરથી
ગુજરાતીમાં—

જંગ-લડાઈને લગતું (૨) [લા૦]
મોટું; જબરું; મહાન.

પું૦ લડવૈયો; યોદ્ધો.

"એ માનસિક રણજંગના
જંગી થશે."
સ૦ચ૦ ભા. ૩ (ગુ-ફા-અ૦કો૦
પરિશિષ્ટ)

જંજીર સ્ત્રી૦ [ફા૦ زنجیر (ઝંજીર)
=સાંકળ (૨) બેડી]

સાંકળ (૨) બેડી (૩)
ઝાંઝર; લંઘર.

'જંજીરથી છોડી મગર,
કૈં શ્વાસ તો દેવો ઘટે.'
કલાપી (ગુ-ફા-અ૦કો૦)

"એ મુક્તિ હો કે બંધન હો,
ચરણનો હાલ છે એક જ,
પ્રથમ લાગ્યા હતા કંટક,
હવે જંજીર લાગે છે."
બરકત વીરાણી, 'માનસર', પૃ. ૩૯

–રું ન૦ [ફા૦ زنجیره 'ઝંજીરઃ'
('ઝંજીર' + વિસર્ગ જેમ
ઉચ્ચરિત ફારસી વર્ણ 'હે'
=પ્રત્યય, સંબંધવાચક)=જંજીરના
જેવી વસ્તુ; નાની સાંકળ (૨)
ચિત્ર વગેરેની આજુબાજુની
કિનારી; તારની ગૂંથેલી રેશમી
ફીત]

સાંકળના જેવું ઘરેણું (૨)
કસબી કિનાર.

જંજીરો પું૦ [અ૦ جزیره 'જઝીરઃ'
=બેટ; ટાપુ]

નોંધ.—મુંબઈની દક્ષિણે પશ્ચિમ-
ઘાટ ઉપર જંજીરા નામનું એક
હબસી સંસ્થાન; તેનો કિલ્લો
મૂળ દરિયાના ટાપુ ઉપર બંધાયો
હોવાના કારણે એ નામ પડયું
હશે એમ જણાય છે.

બેટ; ટાપુ (૨) પાણીમાં
બાંધેલો કિલ્લો.

જંદો પું૦ [ફા૦ زنده 'ઝિન્દઃ-દિલ'-
નું ટૂંકું રૂપ ('ઝિન્દઃ'=જીવિત;
પ્રફુલ્લ+'દિલ'=જુઓ 'દિલ')=
જીવિત દિલવાળું; હોશિયાર;
સાવધ; ચંચળ (૨) પ્રસન્ન ચિત્ત;

આનંદી; ઉત્સાહી; રસિક; હસમુખું (૩) વિનોદી; બટક-બોલું; ધર્મિષ્ઠ; ધર્મપરાયણ; સદાચારી]

એ નામનો એક ફક્કડ રાજા; ફક્કડ પુરુષ; ભવૈયાનો એક વેષ (એ નામના એક છેલ રાજા ઉપરથી) (૨) જાડો લઠ્ઠ અને બોલાવે, હસાવે અને મઝા કરાવે એવો છેલબટાઉ નર.

જંખીલ સ્ત્રી૦ [ફા૦ زنبیل (ઝંબીલ) =ટોપલી; થેલી; ઝોળી]

ખજૂરીનાં પાંદડાંની ગૂંથેલી ઝોળી.

જંબૂર ન૦ [(૧) અ૦ زنبور (ઝુંબૂર)= મધમાખી (૨) ભમરો.

(૨) زنبه (ઝુંબઃ)=કાણું પાડવાનું સુથારનું ઓજાર]

ભમરો (૨) ખીલા ખેંચી કાઢવાનું ઓજાર; એક જાતની પકડ.

જંબૂરો પું૦ [ફા૦ زنبوره (ઝુંબૂરઃ) =એક જાતની નાની તોપ; એક નાની તોપ જે ઊંટો ઉપર લાદવામાં આવતી અને બાદશાહની સવારી દરમિયાન ફોડાતી રહેતી]

એક જાતની નાની તોપ.

જાગીર સ્ત્રી૦ [ભા૦ફા૦માં ફા૦ جاگیر 'જાગીર' ('જાય'=જગા; સ્થળ + 'ગીર'=પ્રત્યય, કર્તૃ-વાચક નામ બનાવનાર)=જમીન ધરાવનાર ઉપરથી [લા૦] જમીનનો કબજો રાખવો તે; બક્ષિસ કે દાન તરીકે મળેલી જમીન; બક્ષિસ કે ઇનામમાં મળેલો જમીનનો કબજો; મુસલમાની સલ્તનત દરમિયાન બાદશાહો, નવાબો વગેરે તરફથી કોઈ સેવાના પુરસ્કાર તરીકે મળેલી જમીન]

નોંધ.—ભારતના સુલતાનોના સરકારી વહીવટખાતાનો એ પારિભાષિક શબ્દ છે. બાદશાહો તરફથી અમીરો તથા મનસબદારને જે કંઈ જમીન કે ગામ મળતાં હતાં તે જાગીર નામે ઓળખાય છે. એ જમીન લશ્કરના નિભાવ માટે આપવામાં આવતી અને કોઈ પણ સમયે પાછી લઈ લેવામાં આવતી.

સરકાર તરફથી બક્ષિસ તરીકે મળેલી જમીન કે ગામ (૨) વજીફા (૩) જાયદાદ.

૦દાર વિ૦ [ભા૦ફા૦માં ફા૦ جاگیردار 'જાગીર-દાર' ('જાગીર' + ફા૦ 'દાર'= પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવનાર)=જાગીર ધરાવનારું; જેને

જાગીર મળી હોય તે; જાગીરનો માલિક ]

જાગીર ધરાવનારું.

પું૦ જાગીરનો ધણી; જાગીરનો ભોગવટો કરનાર માણસ.

૦દારી સ્ત્રી૦—ફા૦ جاگیرداری

'જાગીરદારી' ('જાગીરદાર' + ઉર્દૂ 'ઈ' = પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર ).

નોંધ.—આ શબ્દ માત્ર ઉર્દૂ તથા હિંદીમાં વપરાયેલો મળે છે: તે ઉપરથી ગુજરાતીમાં—

જાગીરદારપણું; જાગીરનું શાસન.

–રી વિ૦—'જાગીર' + હિં. 'ઈ'.

નોંધ.—આ શબ્દ હિંદીમાં વપરાયેલો મળે છે: તે ઉપરથી ગુજરાતીમાં—

જાગીરને લગતું; જાગીર સંબંધી.

સ્ત્રી૦ સરકાર તરફથી ઇનામમાં મળેલી જમીન (૨) જાગીરદારી; જાગીર ભોગવવાપણું.

જાજમ સ્ત્રી૦ [ તુ૦ جاجم (જાજિમ) = પાથરણાં તરીકે વપરાતું જાડું ઊનનું કાપડ; પહોળું જાડું પાથરણું; શેતરંજી ]

ભોંય ઉપર બેસવા માટે પાથરવાનું મોટું રંગીન જાડું પાથરણું; પહોળું જાડું પાથરણું; શેતરંજી.

"બાંધી અશ્વો તરુ સાથે,
જાજમો પથરાય છે,
અંજળીમાં કસુંબાના
રાતા રંગ ભરાય છે."
(ક૦કે૦ પૃ. ૩૮૦)

જાજરૂ પું૦; ન૦[ભા૦ફા૦માં ફા૦ અ૦ جای ضرور 'જાયે ઢરૂર' ('જાય' = જગા; સ્થળ + 'એ' = છઠ્ઠી વિભક્તિનો સંબંધ દર્શાવનાર ફારસી સંજ્ઞા + 'ઢરૂર' = જુઓ 'જરૂર' ) = જરૂરી જગા; સંડાસ; પાયખાનું; શૌચાગાર ]

સંડાસ; પાયખાનું.

જાતમહેનત સ્ત્રી૦—ગુ૦ 'જાત' + અ૦ محنت ( મિહ્નત ) = જુઓ 'મહેનત'.

નોંધ.—આ શબ્દ-સમૂહ ફારસી તેમ જ ઉર્દૂમાં વપરાતો નથી. એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

જાતે કરેલી મહેનત; સ્વાશ્રય (૨) શરીરશ્રમ.

જાતમાહિતી સ્ત્રી૦—ગુ૦ 'જાત' + અ૦ ماهیت ( માહિય્યત ) = જુઓ 'માહિતી'.

પોતાની જાણની કે જાતે મેળવેલી માહિતી.

જાતમુચરકો પું૰—ગુ૰ 'જાત'+તુ૰ مچلکا (મુચલ્કા) કે مچلکه (મુચલ્કઃ)=જુઓ 'મુચરકો'.

નોંધ.—આ શબ્દ ગુજરાતીમાં ઘડાયેલો છે.

પોતે જ પોતાના જામિન થવું તે.

જાદી સ્ત્રી૰ [ફા૰ زادہ (ઝાદઃ)= જુઓ 'જાદો']

નોંધ.—ફા૰ 'શાહ-ઝાદઃ', 'અમીરઝાદઃ' વગેરે શબ્દો ઉપરથી ગુજરાતીમાં નારી જાતિમાં વપરાતા 'શાહ-જાદી', 'અમીર-જાદી' વગેરે શબ્દો ઘડાયા છે અને તેમાં 'જાદી'નો અર્થ નીચે પ્રમાણે ઘટાવવામાં આવ્યો છેઃ

દીકરી; બેટી; પુત્રી.

જાદુ(-દૂ) પું૰; ન૰ [ફા૰ جادو (જાદૂ)=મેલી વિદ્યા; મંત્રમોહિની; ઇલમ; નજરબંધી]

મંત્રતંત્ર કે હાથચાલાકીનું કામ; ઇલમ; કારણ અથવા યુક્તિ ન માલૂમ પડે તેવો અજાયબ જેવો પ્રયોગ કે ખેલ.

૦(-દૂ)ઈ વિ૰ [ફા૰ جادوئی 'જાદૂઈ' ('જાદૂ'+ફા૰ 'ઈ'=પ્રત્યય, સંબંધવાચક વિશેષણ બનાવનાર)=જાદુ સંબંધી; જાદુવાળું; જાદુથી ઉત્પન્ન થયેલું]

જાદુથી થયેલું; ચમત્કારી; વિલક્ષણ.

"વિરહ સહવાસની જાદુઈ બલિહારી જ જુદી."

લલિત (ગુ-ઈં૰ડિ૰)

૦(-દૂ)ખોર(-રો) વિ૰ પું૰—'જાદૂ' +ફા૰ خور 'ખોર' (અર્થાત્ 'ખા')=પ્રત્યય.

નોંધ.—આનો ઉપયોગ ફારસી તેમ જ ઉર્દૂમાં થતો નથી. આવી રીતે પ્રત્યય લાગીને ફારસીમાં બનેલાં કર્તૃવાચક વિશેષણ યા નામોને સાદૃશ્યે એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

જાદૂ જાણનાર; જાદૂગર.

૦(-દૂ)ગ(-ગી)ર પું૰ [ફા૰ جادوگر 'જાદૂગર' ('જાદૂ'+ફા૰ 'ગર'=પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવનાર)=જાદુનું કામ કરનાર]

જાદુનું કામ કરનાર.

"તારું યૌવન તો મને લાગ્યું છે વર્ણનથી પર
શબ્દને ગેબ કરે એવો છે એ જાદૂગર."

બરકતવીરાણી, 'માનસર', પૃ. ૧૬૮

૦(-દૂ)ગ(-ગી)રી [ફા૰ جادوگری 'જાદૂગરી' ('જાદૂગર'+ફા૰'ઈ' =પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર)=જાદુનું કામ]

જાદુનું કામ (૨) જાદુની વિદ્યા.

૦(-દૂ)ગારું વિ૦— جادوگر (જાદૂ) ઉપરથી ગુજરાતીમાં—

જાદૂઈ અસર કરે એવું; માયાવી; મોહક.

-(-દૂ)ટોણું ન૦બ૦વ૦—'જાદુ'+અ૦ طعن (તઅ્નઃ)=જુઓ 'ટોણું'.

જાદૂમંતરજંતરના નાના પ્રયોગો.

૦(-દૂ)મંતર પું૦—'જાદૂ' + ગુ૦ 'મંતર'.

જાદૂનો મંત્ર.

જાદે વિ૦ [અ૦ زیادہ 'ઝિયાદઃ' ('ઝાદ' =વધારવું; વધારાવું) =વધારે; અધિક; જાસ્તી ]

વધારે; અધિક; જાસ્તી.

"પામું પુત્ર જેવું જો રતન,
કરૂં જીવથી જાદે જતન."
દ૦કા૦ ભા. ૨ (ગુ-ફા-અ૦કો૦ પરિશિષ્ટ)

જાદો પું૦[ફા૦ زادہ 'ઝાદઃ' ('ઝાદન' =જન્મવું: તે ઉપરથી ભૂત-કૃદંતનું રૂપ)=જન્મેલું ]

નોંધ.—ફારસી 'શાહ-ઝાદઃ', 'અમીર-ઝાદઃ' વગેરે શબ્દોમાં ગુજરાતીમાં 'જાદો' નો અર્થ નીચે પ્રમાણે ઘટાવવામાં આવ્યો છે :

દીકરો; બેટો; પુત્ર.

જાન (૧) ન૦[ફા૦ زیان (ઝિયાન) =નુકસાન; હાનિ; ખોટ; ક્ષતિ; ઘટાડો ]

નુકસાન; હાનિ.

૦ગરું વિ૦[ભા૦ફા૦માં ફા૦ زیانگر 'ઝિયાં-ગર' ('ઝિયાન'+'ગર' =પ્રત્યય, કર્તૃવાચક નામ યા વિશેષણ બનાવનાર)=નુકસાન કરનાર (૨) વિનાશક; હાનિ-કારક ]

નુકસાન કરનાર (૨) જાન દીધે યા નુકસાન ખમ્યે મળે એવું.

(૨) પું૦ [ફા૦ جان (જાન)= જીવ; પ્રાણ; આત્મા (૨) [લા૦] જિંદગી (૩) શક્તિ; જોર (૪) હિમ્મત (૫) [લા૦] માશૂક; પ્રાણપ્રિય માણસ ]

નોંધ.—વહાલ, મમતા કે લાડનો અર્થ સૂચવવા એ શબ્દનો ફારસીમાં ઉપયોગ થાય છે; જેમ કે 'પિદર-જાન'=વહાલા પિતા, જાનમ=મારા વહાલા વગેરે.

જીવ; પ્રાણ; આત્મા (૨) જોર; શક્તિ (૩) [લા૦] પ્રાણપ્રિય માણસ.

"આ એક ગુનાહ
ખુદાએ સ્વીકારવો પડશે;
કે જાન લેવા મને
એણે મારવો પડશે."
બરકત વીરાણી, 'માનસર', પૃ. ૮૯

૦નિસાર વિ૦ [ફા૦ جان نثار 'જાન-નિથાર' ('જાન'+ફા૦ 'નિથાર' અર્થાત્ 'કુરબાની આપ'; 'ન્યોછાવર કર': એ ક્રિયાપદનો ધાતુ જે આજ્ઞાર્થરૂપમાં હોય છે તે નામને લાગીને કર્તૃવાચક નામ બનાવે છે)=જાનની કુરબાની આપનાર; સમય આવ્યે પ્રાણ ન્યોછાવર કરનાર]

નોંધ.—ફારસીમાં એ પ્રશંસા કે ખુશામત માટે ઘણું કરીને વપરાય છે જેમ કે 'આ જાન-નિસાર બંદા'.

પ્રાણને ભોગે સેવા કે ભક્તિ કરે એવું.

૦નિસારી સ્ત્રી૦ [ફા૦ جان نثاری 'જાન-નિથારી' ('જાન-નિથાર'+ફા૦ 'ઈ'=પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર)=જાન-નિસારપણું; અત્યંત ભક્તિ-ભાવ; સ્વાત્માર્પણ]

જાનનિસારપણું; સ્વાત્માર્પણ.

૦ફિશાની સ્ત્રી૦ [ફા૦ جان فشانی 'જાન-ફિશાની' ('જાન'+'ફિશાન' અર્થાત્ વેરવિખેર કર: એ ક્રિયાપદનો ધાતુ જે આજ્ઞાર્થ-રૂપમાં હોય છે તે નામને લાગીને કર્તૃવાચક નામ કે વિશેષણ બનાવે છે. એ બે મળીને 'જાન-ફિશાન'+ફા૦ 'ઈ'=પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર)=જાન વેરવું તે; પ્રાણાર્પણ; અત્યંત ભક્તિભાવ (૨) ખૂબ ઉત્સાહી હોવું તે; ધગશવાળા હોવું તે]

પ્રાણાર્પણ.

૦માલ પું૦ [ફા૦ جان و مال 'જાન વ માલ' ('જાન'+'વ'=અને+'માલ' જુઓ 'માલ')=જાન અને માલ; પ્રાણ અને ધન]

જીવ અને માલમતા.

૦વર ન૦ [ફા૦ جانور 'જાન-વર' ('જાન'+ફા૦ 'વર'=પ્રત્યય, 'વાળું' અર્થસૂચક)=જાનવાળું; જીવવાળું; હયાત (૨) ચૈતન્ય હોય એવું પ્રાણી (૩) (બોલ-ચાલમાં) હિંસક પશુ]

નોંધ.—ઉપરના ઉપરાંત ઉર્દૂ તથા હિંદીમાં એના અર્થ છે [લા૦] બેવકૂફ; મૂર્ખ; હેવાન: તે ઉપરથી ગુજરાતીમાં—

જનાવર; પશુ-પક્ષી આદિ પ્રાણી (૨) [લા૦] વાઘવરુ જેવું પશુ (૩) સાપ જેવું ઝેરી પ્રાણી (૪) બેવકૂફ; મૂર્ખ; હેવાન.

જાનગરું, જાનનિસાર, જાનનિસારી, જાનફિશાની, જાનમાલ, જાનવર જુઓ 'જાન'માં.

જાનાં સ્ત્રી૦ [ ફા૦ جانان 'જાનાન' (મૂળ جانا 'જાના' = 'જાન' જુઓ 'જાન'+ફા૦ 'આ'= પ્રત્યય, સંબોધનવાચક અર્થાત્ 'ઓહ જાન'+અંતનો 'ન' =પ્રત્યય, સ્વાર્થે ઉમેરાયેલો)= મહબૂબ; માશૂક ]

મહબૂબ; માશૂક; પ્રિયા; પ્યારી.

જાની વિ૦ [ ફા૦ جانی ('જાન'= જુઓ 'જાન'+ફા૦ 'ઈ'=પ્રત્યય, સંબંધવાચક વિશેષણ બનાવનાર)=જાન સંબંધી; જાનસમું પ્રિય; વહાલું ]

પ્રાણપ્રિય (૨) જીવલેણ.

"પણ અંદરખાનેથી તે ઇબ્રાહીમનો **જાની** દુશ્મન હતો."

બા૦બા૦ (ગુ-ફા-અ૦કો૦)

જાનોજિગર પું૦[ફા૦ફા૦ جان و جگر 'જાન વ જિગર' અથવા 'જાનોજિગર' ('જાન'=જુઓ 'જાન' +'વ'=અને+'જિગર'= જુઓ 'જિગર'=જીવ અને કાળજું ]

કાળજા જેવું વહાલું; અતિશય વહાલું.

"મારા **જાનોજિગર**! આપ આટલા ગમગીન શા માટે થાઓ છો?"

બા૦બા૦ (ગુ-ફા-અ૦કો૦)

જાપતો પું૦ [ અ૦ ضابطه 'ઝ્રાબિત:' ('ઝ્રબત'=પકડવું; ધરવું; કબજે કરવો, ઝડપવું)=કાયદો; નિયમ; દસ્તૂર; ધારો ]

પાકો બંદોબસ્ત; કાબૂ; તકેદારી; સાવચેતી.

"સ્થાનિક મનુષ્યો ઉપર તે ભરોસો ને યોગ્ય **જાપતો** રાખતો."

નં૦ચ૦ (ગુ-ફા-અ૦કો૦)

જાપ્તો પું૦ જુઓ 'જાપતો'.

જાફત સ્ત્રી૦ [અ૦ ضیافت (ઝ્રિયાફત) =જુઓ 'જિયાફત' ]

જાફરમાની વિ૦[અ૦ફા૦ زعفران مانند 'ઝઅ્ફરાન-માનંદ' ('ઝઅ્ફરાન' =જુઓ 'જાફરાન'+'માનંદ' =-ના જેવું)=કેસરના જેવું ]

કેસર જેવા રંગનું; કેસરિયું.

જાફરાન ન૦ [ અ૦ زعفران 'ઝઅ્ફરાન' =કેસર ]

કેસર.

"ગધેડાને **જાફરાન**ની શી ખબર?"

(કહેવત)

જાફરાં(-રિયાં) ન૦બ૦વ૦—'જાફરાન' ઉપરથી ગુજરાતીમાં: એ માટે જુઓ 'જાફરાન'.

કેસરના તાંતણા ઉપરથી લાંબા કેશ (વિશેષે કરીને અવ્યવસ્થિત) (૨) બાબરાં.

જાબજા અ૦ [ ફા૦ جابجا 'જાબજા' (' જા '=જગા; સ્થળ +' બ '= એ; માં+' જા '=જગા; સ્થળ) =અહીંતહીં; ઠેરઠેર; એક જગા-એથી બીજી જગાએ ]

જહીંતહીં; ઠેકઠેકાણે; સર્વત્ર (૨) અતિશય; વધારે પડતું.

જામ પું૦ ન૦ [ ફા૦ جام (જામ)= પ્યાલો; કટોરો; મદ્ય પીવાનું પાત્ર]

પ્યાલો.

" હું ખુદ તો પ્યાસ લઈને
ફરૂં નહિ તો શું કરૂં ?
બીજાને કાજ મારા જીવનનો
આ જામ છે."

બરકત વીરાણી, 'માનસર', પૃ. ૧૦૪

જામગરી સ્ત્રી૦ [ ભા૦કા૦માં ફા૦ جامگی ' જામગી ' કે 'જામ્ગી' =બંદૂક કે તોપના દારૂને સળગાવવા માટેની કાકડી-પલીતો]

બંદૂક કે તોપના દારૂને સળગાવવા માટેની કાકડી-પલીતો.

જામદાની (૧) સ્ત્રી૦ [ ફા૦ جامدانی 'જામ-દાન' ('જામ:'= જુઓ 'જામો'+'દાન' =પ્રત્યય, સ્થળવાચક ) =લુગડાંલત્તાં ભરી રાખવાનો ઓરડો; પહેરવા ઓઢવાનાં વસ્ત્ર-કપડાં ભરી રાખવાનું કબાટ કે તે માટેની પેટી; લૂગડાં રાખવાની ખલેચી; ચામડાની બેગ ]

કપડાં રાખવાની ખલેચી; ચામડાની થેલી.

(૨) [ભા૦કા૦ جامدانی 'જામ-દાની' ('જામ-દાન' +'ઈ'=પ્રત્યય, સંબંધ-વાચક )=જામદાન સાથે સંબંધ રાખનાર; જામ-દાન સાથે સંબંધ રાખતી હોય તેવી વસ્તુ; પેટી કે ખલેચીમાં સાચવી રાખવા જેવું ભરેલું ફૂલવેલવાળું કીમતી કાપડ; પોતમાં ને પોતમાં વણાટની ભાત, વેલ પાડેલી હોય એવું ઊંચા વણાટનું બારીક સુતરાઉ કાપડ ]

એક જાતનું ભાતીગર સુતરાઉ કપડું (૨) પોતમાં ને પોતમાં વણાટની ભાત, વેલ પાડેલી હોય એવું ઊંચા વણાટનું સુતરાઉ કાપડ.

જામદાર પું૦ (૧) [ફા૦ جامدار 'જામ:દાર' ('જામ:' + 'દાર' = પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવનાર)=હમામનો માણસ જે

: કપડાંની સંભાળ રાખે છે અને નાહ-નારાઓને જતી વખતે આયનો બતાવે છે; શેઠને કપડાં આપનાર નોકર ]

કપડાં સાચવ-નાર; જામદાર-ખાનાનો ઉપરી.

(૨) [ ફા૦ جامدار 'જામ-દાર' ('જામ' = જુઓ 'જામ' + 'દાર' = પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવનાર ) = પ્યાલો પકડનાર; પાણી વગેરે પાવાનું કામ કરનાર ]

પાવાનું કામ કરનાર નોકર.

૦ખાનું ન૦ [ ફા૦ جامدارخانه 'જામ-દાર-ખ઼ાનઃ' ('જામ-દાર' + ફા૦ خانه (ખ઼ાનઃ) = પ્રત્યય, સ્થળસૂચક ) = લુગડાંલત્તાં ભરી રાખવાનો ઓરડો; પહેરવા ઓઢવાનાં વસ્ત્ર-કપડાં ભરી રાખવાનું કબાટ-પેટી ]

જવાહિર, દાગીના, રોકડ વગેરે કીમતી વસ્તુઓ રાખ-વાની જગા (૨) કપડાં રાખ-વામાં આવે તે ઓરડો; લુગડાં-લત્તાં વગેરે કીમતી વસ્તુઓ રાખવાનું ઠેકાણું; ઝવેરખાનું.

જામવું અ૦ક્રિ૦—અ૦ جمع (જમ્અ) ઉપરથી ગુજરાતીમાં : એ માટે જુઓ 'જમાં'.

એકઠું થવું; છૂટાં છૂટાં તત્ત્વોનું એકત્ર થવું ( જેમ કે ટોળું જામવું; કચરો જામવો ); ગાઢ થવું; બાઝવું; ઠરી જવું; બંધાવું (૩) સ્થિર કે ઘટ થવું (૪) બરોબર થવું; વ્યવસ્થિત ચાલવું.

જામિ(-મી)ન પું૦ જુઓ 'જમાન'. "**જામીન** થઈને ગાંઠનું ગોપીચંદ કરવું." ( કહેવત )

૦ખત ન૦—'જામીન' + અ૦ خط 'ખ઼ત્ત'.

નોંધ.—આ શબ્દ ફારસી તેમ જ ઉર્દૂમાં વપરાતો નથી. એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

જામીન તરીકેનો લેખી કરાર; જમાનત નામું; મુચરકો; 'બેલ-બોન્ડ'.

૦ગીરી સ્ત્રી૦—'જામીન' + ફા૦ 'ગર' = પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવ-નાર + 'ઈ'.

નોંધ.—આ શબ્દ ફારસી તેમ જ ઉર્દૂમાં વપરાતો નથી. 'જાદૂગર' ઉપરથી 'જાદૂગીરી', 'સોદાગર' ઉપરથી 'સોદાગીરી' વગેરે શબ્દોના સાદૃશ્યે એ ગુજરાતીમાં ઘડાયેલો છે. જામીન થવું તે; ખાતરી આપવી તે; જામીન તરીકેની કબૂલાત; જોખમદારી માથે લેવી તે; બાંયધરી; 'ગૅરંટી'.

જામીન થવું તે; ખાતરી આપવી તે; 'ફાઇડેલિટી'; 'ગૅરંટી'.

–ની સ્ત્રી૦—'ઝામિન' ઉપરથી ઉર્દૂમાં—

નોંધ.—આ શબ્દનો ઉપયોગ અરબી તેમ જ ફારસીમાં થતો નથી. એ ઉર્દૂમાં ઘડાયો છે અને તેમાં તેનો અર્થ થાય છે. જામિનગીરી (૨) જામીન થનારો માણસ: તે ઉપરથી ગુજરાતીમાં—

જામિનગીરી; બાંયધરી.

પું૦ જામિન થનારો માણસ; 'બેઇલી'.

જામે જમશેદ ન૦ [ફા૦ફા૦ جام جمشید 'જામે જમ-શીદ' ('જામ' = જુઓ 'જામ' + 'એ'=છઠ્ઠી વિભક્તિનો સંબંધ દર્શાવનાર ફારસી સંજ્ઞા + 'જમ-શીદ' = જુઓ 'જમશેદજી'માં)=જમશેદનો પ્યાલો જે વિશેની માહિતી માટે જુઓ 'જમશેદજી' માં આપેલી નોંધ]

એ નામનું મુંબઈનું એક દૈનિક પારસી છાપું.

જામે મસ્જિદ સ્ત્રી૦ [અ૦ અ૦ مسجد جامع 'મસ્જિદે જામિઅ' ('મસ્જિદ'=જુઓ 'મસ્જિદ'+ 'જામિઅ'=એકઠું કરનાર; એકત્ર ધરાવનાર (૨) [લા૦] આજુબાજુનાં સંબંધકર્તા મુસાફરખાનાં, લંગરખાનાં અને મદ્રેસાનાં મકાનો એકત્ર ધરાવનાર)=જે મસ્જિદની સાથે આજુબાજુ ખાસ કરીને મુસાફરખાનું, લંગરખાનું અને મદ્રેસા જોડાયેલાં હોય તે; શુક્રવારના રોજ ભેગા થઈ નમાઝ તથા ખુત્બો પઢવાની મસ્જિદ; મોટી કે મુખ્ય મસ્જિદ જ્યાં શુક્રવારને દિવસે એકત્ર થઈ નમાજ તથા ખુત્બો પઢાય છે.]

જુમા એટલે કે શુક્રવારને દિવસે ભેગા થઈ નમાજ પઢવાની મોટી મસ્જિદ.

જામો પું૦ [ફા૦ جامه (જામઃ)= પોશાક; લિબાસ; વસ્ત્ર (૨) ઝભ્ભો]

નોંધ.—પુરુષને પહેરવાનો ઢીંચણથી નીચે લબડતો રહે એવો એ પોશાક હતો. અસલ એ ઘણો લાંબો અને અંગરખા કરતાં મોટો રહેતો. માથા અને પગ સિવાયનું આખું શરીર તેનાથી

ઢંકાઈ જતું હતું. તેનો ઘેરાવો પણ મોટો રહેતો હતો; અને તે સીવવા માટે ઘણા કાપડની જરૂર પડતી હતી.

ભારતમાં મુસલમાન સલ્તનત દરમિયાન દરબારોમાં હાજરી આપવા હિંદુ તેમ જ મુસ્લિમ આમંત્રિતો જામો પહેરીને જતા. સમય જતાં કેટલીક જ્ઞાતિઓમાં વરરાજાને જામો પહેરાવવાનો ચાલ શરૂ થયો હતો અને હવે તેનું સ્થાન 'લોંગ કોટ', કફની કે શેરવાણીએ લીધું છે.

મોટા ઘેરવાળો ઘણો જ નીચો અંગરખો; ઝભ્ભો.

"યાચકના દરિદ્ર, કાપીઆં બહુ
રિદ્ધ આપી હળધર વીર રે,
પુરુષને **જામા** પાઘડી,
નારીને આપ્યાં ચીર રે."
રૂકિમ (ગુ-ફા-અ૦કો૦)

જામોકામ વિ૦—ગુ૦ 'જામ'+ફા૦ 'વ' (ઓ)=અને+અ૦ قائم (કાયિમ)=જુઓ 'કાયમ'—

**નોંધ.**—'જાહોજલાલ', 'શાનો-શોકત', 'આબોહવા', 'દિલો-જાન' વગેરે ફારસીમાંથી ગુજ-રાતીમાં પ્રવેશેલા શબ્દોના સાદૃશ્યે આ શબ્દમાંનો 'ઓ' પ્રવેશેલો છે અને એ રીતે એ શબ્દ ગુજરાતીમાં ઘડાયેલો છે.

કાયમી; અમર; ઘણું; ટકાઉ.

—મી વિ૦—'જામોકામ' ઉપરથી ગુજરાતીમાં—

જામોકામ.

જાયકો પું૦ [અ૦ ذائقہ 'જાયિકઃ' ('જાક'=સ્વાદ લેવો; ચાખવું (૨) અનુભવ લેવો; સ્વાદ ગ્રહણ-ની જીભની શક્તિ; રસનેંદ્રિય)= સ્વાદ; લહેજત]

સ્વાદ; લહેજત.

"ખાનું ઠંડું થશે તો **જાયકો** બધો ચાલ્યો જશે."
બા૦બા૦ (ગુ-ફા-અ૦કો૦)

જાયદાદ સ્ત્રી૦ [ભા૦ ફા૦માં ફા૦ جاےداد 'જાય-દાદ' ('જાય'= જગા; સ્થળ; ઠેકાણું+'દાદ'= 'દાદન' અર્થાત્ 'આપવું'નું ભૂતકૃદંત 'દાદઃ' ઉપરથી ટૂંકું રૂપ=આપેલું)=આપેલી જમીન; લશ્કરના નિભાવ માટે સરદાર તરફથી આપેલી જમીન; જમીન ઉપર ઠરાવી આપેલો હક્ક; જાગીર]

**નોંધ.**—ઉર્દૂમાં ઉપરના ઉપરાંત એના અર્થ થાય છે મિલકત; માલ; અસબાબ; માલમિલકત; તે ઉપરથી ગુજરાતીમાં—

જાગીર; માલમિલકત.

જાયનશીન પું૦ [ફા૦ جانشین 'જાય-નેશીન' ('જાય'=જગા; સ્થળ; ઠેકાણું+'નેશીન'=પ્રત્યય,

કર્તૃવાચક નામ બનાવનાર )= સ્થાન લેનાર; એક ગયા પછી તેની જગ્યા લેનાર બીજો માણસ; ઉત્તરાધિકારી; વારસ]

ગાદીએ બેસનાર; હક્કદાર.

જારત સ્ત્રી० જુઓ 'જિયારત'.

જારી અ० [અ० جاری 'જારી' ('જરા'=ગતિમાં હોવું; વહેવું; દોડવું)=વહેતું; ગતિમાં હોય એવું; ચાલુ]

વહેતું; ગતિમાં હોય એવું; ચાલુ.

જાલમ વિ० જુઓ 'જાલિમ'.

૦જોર વિ०—'જાલમ' + ફા० زور (ઈ०ઉ० 'ઝૂર') : (ભા०ઉ० 'ઝોર').

નોંધ.—આ શબ્દ ફારસી તેમ જ ઉર્દૂમાં વપરાતો નથી; એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

જુલમ કરવામાં પૂરું.

"ફરી અઢારમી વારે આવીઓ,
બળ કરી **જાલમજોર**,
જેમ મધપુડે મક્ષિકા ફરે,
એમ મથુરા વીંટી ઘનઘોર."
૩०હ० (ગુ—ફા—અ०કો०)

જાલિમ વિ० [અ० ظالم 'ઝ઼ાલિમ' ('ઝ઼લમ' = પીડવું; ખોટી રીતે નુકસાન પહોંચાડવું; અન્યાય કરવો )=જુલમ કરનાર (૨) જુલમી; નિર્દય; ક્રૂર; નિષ્ઠુર; ઘાતકી (૩) અન્યાયી]

જુલમી; નિર્દય.

"**જાલિમ** ગુજર પ્રજાને ધ્યાનમાં રાખવા લાયક છે."
નં०ચ० (ગુ—ફા—અ०કો०)

—મી સ્ત્રી० [અ०ફા० ظالمی 'ઝ઼ાલિમી' ('ઝ઼ાલિમ'=જુઓ 'જાલિમ' + ફા० 'ઈ' = પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર) = જાલમપણું; ક્રૂરતા; ઘાતકીપણું (૨) અન્યાય]

જાલમપણું; ક્રૂરતા; ઘાતકીપણું.

જાલી વિ० [અ०ફા० جعلی 'જઅ્લી' ('જઅ્લ'=બનાવવું તે; તૈયાર કરવું તે; પેદા કરવું તે; બીજાનું જોઈને બનાવવું તે+ફા० 'ઈ'= પ્રત્યય, વિશેષણ બનાવનાર)= બનાવટી; કૃત્રિમ; નકલી (૨) નકલી વસ્તુ મૂળ જેવી દેખાય એવું (૩) ખોટું; જૂઠું]

નોંધ.—ઉર્દૂમાં ઉપરના ઉપરાંત એના અર્થ થાય છે કપટી; દગાબાજ : તે ઉપરથી ગુજરાતીમાં—

બનાવટી (૨) જૂઠું; ખોટું (૩) કપટી; છેતરે એવું.

જાવકબારનીશી સ્ત્રી०—ગુ० 'જાવક' + ગુ० 'બહાર' + ફા० نویس

'નવીસ' અર્થાત્ 'લખ'= એ ક્રિયાપદનું ધાતુ જે આજ્ઞાર્થ-રૂપમાં હોય છે+ગુ૦ 'ઈ'.

બહાર મોકલવાના કાગળોની નોંધની ચોપડી; જાવકપત્રોની નોંધપોથી; જાવકના કાગળો નોંધવાની ચોપડી.

જાવિદ વિ૦ [ફા૦ جاوید (જાવીદ) =અમર; કાયમી; હમેશનું (૨) નિત્યતા; અનંતપણું]

કાયમી; હમેશનું (૨) હમેશ.

જાવેદાન વિ૦ [ફા૦ جاودان 'જાવેદાન': એ جاویدان 'જાવીદાન'-નું ટૂંકું રૂપ છે; 'જાવીદાન' ('જાવીદ'=અમર; કાયમનું; હમેશનું; નિત્ય; શાશ્વત; સનાતન+'આન'=પ્રત્યય, સ્વાર્થે ઉમેરાયેલો)=અમર; કાયમી; હમેશનું (૨) કાયમ માટે; હંમેશાં (૩) બીજી દુનિયા]

અમર; કાયમી; હંમેશનું.

અ૦ હંમેશાં; નિરંતર; સદા.

સ્ત્રી૦ બીજી દુનિયા; પરલોક.

—ની સ્ત્રી૦ [ફા૦ جاودانی 'જાવેદાની' ('જાવેદાન'+ફા૦ 'ઈ'=પ્રત્યય, સંબંધવાચક)=અમર; કાયમનું; હંમેશનું (૨) કાયમીપણું; નિત્યતા; અનંતતા]

કાયમીપણું; નિત્યતા; અનંતતા.

"આ દુનિયા છોડી જાવેદાનીમાં ચાલ્યા ગયા છે."

મિ૦સિ૦(ગુ-ફા-અ૦કો૦ પરિશિષ્ટ)

જાસૂસ પું૦ [અ૦ جاسوس 'જાસૂસ' ('જસ્સ'=હાથથી સ્પર્શ કરવો (૨) તાકીને નિહાળવું (૩) તપાસ કરવી)=બાતમીદાર; છૂપી રીતથી ખબર મેળવનાર; છૂપાવેશે પરિસ્થિતિની માહિતી મેળવનાર; ગુપ્તદૂત]

શત્રુની છૂપી રીતે બાતમી જાણી લાવનાર (૨) કાસદ; ખેપિયો; દૂત.

"તેને એક ખાનગી જાસૂસે ખબર કીધી."

ક૦ઘે૦ (ગુ-ફા-અ૦કો૦)

—સી સ્ત્રી૦ [અ૦ફા૦ جاسوسی 'જાસૂસી' ('જાસૂસ'+ફા૦ 'ઈ'=પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર)=જાસૂસનું કામ (૨) છૂપી રીતે બાતમી લાવવાનું કામ]

જાસૂસનું કામ; છૂપી રીતે બાતમી લાવવાનું કામ; ગુપ્તચરનું કામ.

જાસ્ત વિ૦ [ફા૦ زیادہ است 'ઝિયાદઃ અસ્ત' ('ઝિયાદઃ'=જુઓ 'જાદે'+'અસ્ત'=છે)=વધારે છે]

જોઈએ તેના કરતાં વધારે (૨) ઘણું જ; અતિશય.

-તી સ્ત્રી૦ — 'જાસ્ત' ઉપરથી ગુજરાતીમાં—

અતિશયપણું (૨) જુલમ; જબરજસ્તી.

જાહાચિઠ્ઠી સ્ત્રી૦ જુઓ 'જાસાચિઠ્ઠી'.

જાહિદ વિ૰; પું૰ [અ૰ زاهد 'ઝાહિદ' ('ઝહદ'=ત્યાગ કરવો; ત્યજી દેવું (૨) મુક્ત રહેવું; ઐહિક ઇચ્છાઓમાંથી મુક્ત રહેવું)=જે ઐહિક ઇચ્છામાંથી મુક્ત રહે અને અલ્લાહ સિવાય કોઈ સાથે સંબંધ ન રાખે તે; સંયમ-નિયમ પાળનાર અને જપતપ કરનાર વ્યક્તિ; ત્યાગી માણસ (૨) ભક્તિમાં લીન; પરમ ધાર્મિક; યોગી]

ભકત; તપસ્વી.

"ઉઠયો ચમકી હું રાતે વસલની
સુણી જાહિદ તણી બાંગો."
ગુ૰ ગઝલિસ્તાન (ગુ-ફા-અ૰કો૰)

જાહિલ વિ૰ જુઓ 'જાહેલ'.

જાહેદ વિ૰ જુઓ 'જાહિદ'.

જાહેર વિ૰ [અ૰ ظاهر 'ઝ઼ાહિર' ('ઝ઼હર'=દેખાવું; પ્રગટ થવું; જાણમાં આવવું; જણાવું; ખુલ્લું થવું)=છાનું કે છૂપું નહિ એવું; પ્રગટ; ખુલ્લું; વિદિત] ગુપ્ત નહિ એવું; લોકને જાણીતું (૨) સાર્વજનિક.

"કરું જાહેર તારી પાસ તો
એ પ્રેમ થઈ જાયે,
હું તારે કાજ જે એક વાત
છાની લઈને આવ્યો છું."
બરકતવીરાણી, 'માનસર', પૃ. ૧૯

૦ખબર સ્ત્રી૦—'જાહેર' + અ૰ خبر 'ખ઼બર'=જુઓ 'ખબર'.

સૌ કોઈની જાણ માટેની ખબર (૨) સૌ કોઈની જાણમાં આવે એવી રીતે કોઈ પણ બાબત બહાર પાડવી તે (૩) સૌ કોઈની જાણ માટે લખાણ-છપાણ વગેરેનું લેવાતું સાધન; જાહેરાત.

"અમે જાહેરખબરો સૌ
જિગરની છે લખી નાખી,
ન વાંચે કોઈ યા વાંચે,
ન પરવા રાખનારાઓ."
કલાપી, 'ગુજરાતની ગઝલો'.

૦દારી સ્ત્રી૦[અ૰ફા૰ફા૰ ظاهرداری 'ઝ઼ાહિર-દારી' ('ઝ઼ાહિર'+ 'દાર'=પ્રત્યય, કર્તૃવાચક વિશેષણ બનાવનાર: એમ મળીને 'ઝ઼ાહિર-દાર'=દેખાવાનો વર્તાવ કરનારું; બહારથી સારું દેખાતું; ભપકાદાર; દંભી; ઢોંગી; ડોળી + 'ઈ'=પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર)=જાહેરમાં દેખાડો

કરવો તે; ડોળ; ડમાક; ભપકો; ઠાઠ; ઢોંગ; દંભ ]

જાહેરમાં દેખાડો કરવો તે; ડાઠ; ઢોંગ; દંભ.

"જેને તેને જાહેરદારીનો જ શોખ છે."

નં૦ચ૦ (ગુ–ફા–અ૦કો૦)

૦નામું ન૦—'જાહેર'+ફા૦ نامه (નામઃ)=જુઓ 'નામું'.

નોંધ.—આ શબ્દ ફારસી તેમ જ ઉર્દૂમાં વપરાતો નથી: એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

જાહેરખબર; ઢંઢેરો; ચેતવણીનો લેખ; પ્રસિદ્ધિપત્ર.

જાહેરાત સ્ત્રી૦ [ફા૦ ક૦ ظاهریت 'ઝાહિરિય્યત' (અ૦ફા૦ 'ઝાહિર' =જુઓ 'જાહેર'+'ઇય્યત'= પ્રત્યય, ફારસીમાં લાગેલો ભાવવાચક નામ બનાવનાર)=છાનું કે છૂપું નહિ હોવું તે; વિદિત કરવું તે; ખુલ્લું કરવું તે; ઉઘાડું કરવું તે ]

નોંધ.—એ શબ્દ 'કાબેલિય્યત' જેવા અરબી શબ્દોના સાદૃશ્યે ફારસીમાં ઘડાયેલો છે.

જાહેર કરવાની ક્રિયા; પ્રસિદ્ધિ; જાહેરખબર; 'નોટિસ'.

૦દાર પું૦—'જાહેરાત'+ફા૦ دار (દાર)=પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવનાર.

નોંધ.—આ શબ્દ ફારસી તેમ જ ઉર્દૂમાં વપરાતો નથી. એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

પ્રસિદ્ધ કરવાનું કામ કરનાર; 'પબ્લિસિટી ઑફિસર'.

–તી વિ૦—'જાહેરાત'+ગુ૦ 'ઈ'.

જાહેરાત કે પ્રચારને લગતું.

જાહેલ વિ૦ [અ૦ جاهل 'જાહિલ' ('જહ્લ'=ખબર વિનાનું હોવું; અભણ હોવું (૨) મૂર્ખ હોવું; અનાડી હોવું)=ખબર વિનાનું; અભણ; નાદાન (૨) મૂર્ખ; અનાડી; અસંસ્કારી; અસભ્ય ]

મૂર્ખ; અનાડી.

"કોઈ જાહેલ મનુષ્યને ત્યાં લાવી બેસાડ્યો હોય."

નં૦ચ૦ (ગુ–ફા–અ૦કો૦)

જાહોજલાલી સ્ત્રી૦ [ફા૦ ફા૦અ૦ جاه و جلال 'જાહોજલાલ' ('જાહ' = દરજ્જો; પદવી; મરતબો (૨) પ્રતિષ્ઠા; મોટાઈ +'ઓ' 'વ'=અને+'જલાલ'= જુઓ 'જલાલ')=પદવી અને વૈભવ ]

નોંધ.—ફારસીમાં માત્ર 'જાહોજલાલ' શબ્દ વપરાય છે. ગુજરાતીમાં 'ઈ' સ્વાર્થે ઉમેરાયેલો છે.

દબદબો; આબાદી; વૈભવ; શાનોશોકત.

"નહીં જાહોજલાલીના,
નહીં કીર્તિ, ન ઉલ્ફતના
હમે લોભી છીએ, ના! ના!
હમારા રાહ ન્યારા છે."
કલાપી, 'કાવ્યકલાપ', પૃ. ૨૩

જાળીદાર વિ—ગુ૦ 'જાળી' + ફા૦ دار (દાર)=પ્રત્યય, 'વાળું' સૂચક વિશેષણ બનાવનાર—

જાળીવાળું.

જાંનિસાર વિ૦ જુઓ 'જાનનિસાર'.

"તેમના વફાદાર ને જાંનિસાર ગુલામ હતા."
બા૦બા૦ (ગુ–ફા–અ૦કો૦)

–રી સ્ત્રી૦ જુઓ 'જાનનિસારી'.

જાંફિશાની સ્ત્રી૦ જુઓ 'જાન'માં.

"ઘણી જાંફિશાનીની સાથે ગાયકવાડ સરકારની નોકરી બજાવેલી."
નં૦ચ૦ (ગુ–ફા–અ૦કો૦)

જિકર સ્ત્રી૦ [અ૦ ذکر (જિક્ર) =દિલમાં યાદ કરવું તે (૨) પ્રાર્થના (૩) ઉલ્લેખ]

નોંધ.—ઉર્દૂમાં ઉપરના ઉપરાંત 'જિક્ર'નો અર્થ થાય છે ચર્ચા: તે ઉપરથી ગુજરાતીમાં—

કથન; વાતચીત.

જિગર ન૦ [ફા૦ جگر (જિગર) =દિલ; મન; હૈયું; કલેજું (૨) હિંમત]

દિલ; હૈયું (૨) હિંમત (૩) [લા૦] દિલોજાન દોસ્ત.

"ખુદાના તખ્તના પાસે
જિગરની આહ પહોંચાડું."
(ક૦કે૦ પૃ. ૨૨૯)

"હું તો સુખ-ચેનનાં સ્વપ્નોય
નીહાળી ન શક્યો,
બળતરા એવી હતી દુઃખની
જિગરની સામે."
બરકત વીરાણી, 'માનસર', પૃ. ૧૮૭

૦પારા [ફા૦ફા૦ جگر پارہ 'જિગર-પારઃ' ('જિગર' + 'પારઃ' = ટુકડો; અંશ; ખંડ)= જિગરનો ટુકડો; ફરજંદ; પુત્ર]

ફરજંદ; પુત્ર.

"જિગરપારા! આ અવસર રોવાનો ને હિંમત હારવાનો નથી."
બા૦બા૦ (ગુ–ફા–અ૦કો૦)

જિદ્ સ્ત્રી૦ [અ૦ ضد (ફિદ્)= વિરુદ્ધ; ઊલટું; ખિલાફ.
ફા૦માં અર્થ:–દુશ્મન; વિરોધી]

નોંધ.—ઉર્દૂ તથા હિંદીમાં ઉપરના ઉપરાંત એના અર્થ થાય છે હઠ; દુરાગ્રહ: તે ઉપરથી ગુજરાતીમાં—

હઠ; દુરાગ્રહ; અડ; મમત.

"સખુન મોહબ્બતનાં કહ્યાં,
તે જિદ્ મહબૂબે ગણી."
કલાપી (ગુ–ફા–અ૦કો૦)

-દ્દી વિ૦—'જિદ્દ'+ઉર્દૂ 'ઈ'.

નોંધ.—આ શબ્દ ફારસીમાં વપરાતો નથી. એ ઉર્દૂ તથા હિંદીમાં ઘડાયેલો છે. તેમાં એના અર્થ થાય છે જિદ્દ કરનારું; હઠીલું: તે ઉપરથી ગુજરાતીમાં—

જિદ્દ કરનારું; હઠીલું.

૦ખોર વિ૦—'જિદ્દી'+ફા૰ خور (ખોર)=પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવનાર.

નોંધ.—આ શબ્દ ફારસી, ઉર્દૂ તેમ જ હિંદીમાં વપરાતો નથી: 'હરામખોર' જેવા ફારસીમાંથી ગુજરાતીમાં પ્રવેશ પામેલા શબ્દોના સાદૃશ્યે એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

જિદ્દ કરનારું; હઠીલું.

જિન પું૦ જુઓ 'જીન'.

"તેનામાં કોઈ **જિન** ભરાયો હોય તેવી તે દેખાતી હતી."
ક૦ઘે૦ (ગુ-ફા-અ૦કો૦)

જિનસ સ્ત્રી૦ જુઓ 'જણસ'.

જિના સ્ત્રી૦ [અ૦ زنا (ઝિનાઅ) =વ્યભિચાર; લંપટપણું; જારકર્મ; છિનાળું]

વ્યભિચાર; લંપટપણું; જારકર્મ; છિનાળું.

૦કાર વિ૦[અ૦ફા૦ زناکار 'ઝિનાકાર' ('ઝિના'+ફા૦ 'કાર'=પ્રત્યય, કર્તૃવાચક નામ યા વિશેષણ બનાવનાર)=વ્યભિચાર કરનારો; વ્યભિચારી; જારકર્મ કરનાર; રંડીબાજ; લંપટ]

વ્યભિચારી; લંપટ.

૦કારી સ્ત્રી૦ [અ૦ફા૦ફા૦ زناکاری 'ઝિના-કારી' ('ઝિનાકાર'+ફા૦ 'ઈ'=પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર)=વ્યભિચાર કરવો તે; વ્યભિચારીપણું]

વ્યભિચારીપણું; લંપટપણું; જારકર્મ; છિનાળું.

જિન્નત ન૦ જુઓ 'જન્નત'.

"રહું તારી સાથે નયન
પરતું **જિન્નત** તજી."
કાંત (ગુ-ઈ૦ડિ૦)

૦નશીન વિ૦ જુઓ 'જન્નત'માં.

જિન્સી વિ૦[અ૦ફા૦ جنسی 'જિન્સી ('જિન્સ' = જાત; જાતિ (૨) વર્ગ; વિભાગ+ફા૦ 'ઈ'= પ્રત્યય, સંબંધવાચક)=જાતિ સંબંધી; જાતીય; જાતિગત]

જાતીય; સ્ત્રી-પુરુષ સંબંધી.

જિબ્રીલ પું૦(સં)[અ૦હિ૦ جبرئیل 'જિબ્રઈલ' કે 'જિબ્રીલ')= અલ્લાહના માનીતા ફિરસ્તાઓ પૈકીનો સૌથી મહાન જેના વિશે એવું મનાય છે કે અલ્લાહના તરફથી રસૂલોને પેગામ એટલે

કે આદેશ પહોંચાડવાની ફરજ એ બજાવે છે]

નોંધ.—પેગંબર મોહમ્મદ ઉપર અલ્લાહ તરફથી વહી એની મારફત ઊતરતી હતી.

ખુદાનો એક ફિરસ્તો.

"મહંમદને **જીબ્રીલ** નામના ફિરસ્તાએ કુરાનના ફકરા પ્રસંગે પ્રસંગે કહ્યા હતા."
સિ૦સા૦ પૃ. ૧૬ (ગુ–ફા–અ૦કો૦)

**જિમખાનું** ન૦—(અં૦ Gym (જીમ) =Gymnasiumનું ટૂંકું રૂપ+ફા૦ خانه 'ખાનઃ'=પ્રત્યય, સ્થળવાચક) =રમવાનું, કસરત કરવાનું વગેરે જેવી પ્રવૃત્તિઓ કરવાનું સ્થળ; કસરતશાળા; વ્યાયામશાળા—

નોંધ.—એનો આરંભ હિંદુસ્તાનમાં લશ્કરી થાણાંઓમાં થયો હતો. લગભગ ઈ૦સ૦ ૧૮૬૧માં અમલદારો અને સરકારી નોકરોએ આનંદ પ્રાપ્તિ માટે ઘોડેસવારી વગેરેની શરતો દાખલ કરી હતી અને સમય જતાં તેમાં પ્રગતિ થતી ગઈ હતી.

રમતગમતની મંડળીને ખેલવાની જગા (૨) [લા૦] મોટી શેતરંજી.

**જિયાફત** સ્ત્રી૦[અ૦ ضیافت 'દ્વિયાફ્ત' ('દ્વાફ'=મહેમાનગીરી કરવી; મિજબાની કરવી)=મિજબાની; ઉજાણી; ખાણું (૨) [લા૦] કોઈને ત્યાં મહેમાન થવું તે; મહેમાનગીરી; આતિથ્ય]

જાફત; મિજબાની; ઉજાણી; ખાણું.

"**જિયાફત** બધે અપાય."
નં૦ચ૦ (ગુ–ફા–અ૦કો૦)

**જિયારત** સ્ત્રી૦ [અ૦ زیارت 'ઝિયારત' ('ઝાર'= –ને મળવા જવું; –ની મુલાકાત લેવી; –ના દર્શનાર્થે જવું)=મળવું તે; મુલાકાત (૨) દર્શન; કોઈ પવિત્ર સ્થળની યાત્રા; કોઈ મહાન પુરુષ યા સંત સાથે મુલાકાત; પવિત્ર પુરુષ યા સ્થળ યા દરગાહ યા એવી વસ્તુનાં દર્શન]

નોંધ.—સુન્નીઓનું મક્કા અને મદીના તીર્થસ્થાનોએ જવું તે 'હજ' કહેવાય છે અને શિયાઓનું કરબલાના તીર્થસ્થાને જવું તે 'જિયારત' કહેવાય છે. શિયા વહોરાઓ અને ખોજાઓ મદીના જતા નથી.

મુસલમાનોમાં મરણને ત્રીજે દિવસે કરવામાં આવતી ઉઠમણા-ની ક્રિયા; દર્શન; તીર્થયાત્રા.

**જિરાફ** ન૦ [અ૦ زرافة 'ઝરાફ્ત' માંનો છેડેનો 'ત' ફારસીમાં વિસર્ગ ઉચ્ચારિત 'હે' થઈને (ઈ૦ઉ૦ 'ઝરફ્ઃ'):(ભા૦ઉ૦ 'ઝુરાફઃ') = એક પશુ જેની

ઊંટ બહુ જ લાંબી હોય છે, જેના આગલા પગ પાછલા પગ કરતાં વધારે લાંબા હોય છે.]

એ નામનું એક જંગલી પશુ.

જિરાયત વિ૰ જુઓ 'જરાયત'.

જિર્ગા પું૰ [ફા૰ جرگه (જર્ગઃ) =એક પ્રકારનો શિકાર જેમાં સૈનિકો જંગલની આસપાસ ઘેરો ઘાલે છે જેને લઈને શિકાર બહાર છટકી જઈ શકે નહિ; વર્તુળ; મંડળી; માણસોનો સમૂહ]

(સરહદ પ્રાંતની કોમોમાં) પંચ; મંડળી; ઝૂંડ (૨) પરિષદ; સંમેલન.

જિલકદ પું૰ [અ૰ ذی القعده 'જ઼ુલ્કઅ્દઃ' ('જ઼ુ'=અરબી પૂર્વગ જેનો અર્થ થાય છે માલિક; ભોગવટો કરનાર+'અલ' =અ૰નિ૰ઉ૰+'કઅદ' = બેસવું: એ ઉપરથી 'કઅ્દઃ'= બેસવાની એક રીત; બેસવું તે) =બેસવાનો ભોગવટો કરનાર; હિજરી (ચંદ્ર)વર્ષના અગિયારમા મહિનાનું નામ]

નોંધ.—આ મહિનામાં લડવું હરામ હતું; અરબો એ મહિનામાં લડાઈ અને કતલ કરતા નહિ અને બેસી રહેતા: તેઓ એ મહિનાને સુલેહ શાંતિનાં કાર્યો માટેનો ગણતા: તે ઉપરથી એનું એ નામ પડયું હતું.

ઇસ્લામી ૧૧મો મહિનો.

જિલહજ પું૰ [અ૰ ذی الحجه 'જ઼ુલ્હિજ્જઃ' ('જ઼ુ'=અરબી પૂર્વગ જેનો અર્થ થાય છે: માલિક; ભોગવટો કરનાર+'અલ્' = અ૰નિ૰ઉ૰+'હજ્જ' = તીર્થયાત્રા કરવી; તીર્થસ્થળની હજ કરવી: એ ઉપરથી: 'હિજ્જ'=હજ કરવી તે)= સાલના માલિક હોવું તે (૨) એક વાર હજ કરવાનો મહિનો; હિજરી (ચંદ્ર)વર્ષના બારમા મહિનાનું નામ; ઇસ્લામી વર્ષના બારમા મહિનાનું નામ]

નોંધ.—આ મહિનામાં એક વાર (એટલે કે તેની આઠમીથી દશમી સુધી) હજ કરવામાં આવે છે. એ વરસનો છેલ્લો મહિનો છે. તેથી તે સાલનો માલિક હોવાનું ગણાય છે: તે ઉપરથી જ એનું એ નામ પડયું હોવાનું મનાય છે.

ઇસ્લામી ૧૨મો મહિનો.

જિલાયત વિ૰—અ૰ ضلع 'ઝ઼િલ્અ' ઉપરથી ગુજરાતીમાં: 'ઝ઼િલ્અ' =જુઓ 'જિલ્લો'.

જિલ્લાનું; જિલ્લામાં હોય એવું.

જિલો પું૰ જુઓ 'જિલ્લો'.

**જિલ્દ** સ્ત્રી૦ [ અ૦ جلد (જિલ્દ)= ચામડું; ચામડી; ખાલ.
ફા૦માં અર્થ : પૂઠું (ચામડાનું); (પુસ્તકની) બાંધણી (૨) પુસ્તકનો જુદો બાંધેલો વિભાગ; ગ્રંથનો ભાગ ]

પુસ્તકનું ચામડાનું પૂઠું (૨) પુસ્તકનો જુદો બાંધેલો વિભાગ; ગ્રંથ-વિભાગ.

"બે **જિલ્દ**માં પ્રકટ કરીને તેને રાસમાળાનું નામ આપ્યું."
નં૦ચ૦ (ગુ-ફા-અ૦કો૦)

**જિલ્લો** પું૦ [ અ૦ ضلع (ઝ્રિલઅ) =બાજુ; તરફ.
ભા૦ફા૦માં અર્થ : શાસનના પ્રદેશનો એક ભાગ ]

વિભાગ (૨) કલેક્ટરની હકૂમત નીચે મુકાતો પ્રદેશનો ભાગ (૩) શહેર અથવા ગામના વિભાગમાંનો એકાદ ભાગ; લત્તો; મહોલ્લો.

**જિવાઈદાર** વિ૦—ગુ૦ 'જિવાઈ' +ફા૦ دار (દાર) = પ્રત્યય, કર્તૃવાચક વિશેષણ બનાવનાર—
જીવાઈ ધરાવનારું.

**જિસમ** ન૦ [ અ૦ جسم (જિસ્મ) =શરીર; બદન ]

શરીર; બદન.

"નથી તાકત **જિસમ**માં કે ઊઠીને હું કરૂં તહરીર."
ગુ૦ગ૦ (ગુ-ફા-અ૦કો૦)

**—માની** વિ૦ [ અ૦ جسمانی 'જિસ્માની ('જિસ્મ્'+'આની'=પ્રત્યય, વિજ્ઞાન અંગેના પારિભાષિક શબ્દોમાં વપરાતો સંબંધવાચક) =જિસમને લગતું; શરીર સંબંધી; શારીરિક ]

શરીર સંબંધી; શારીરિક.

**જિહાદ** સ્ત્રી૦ જુઓ 'જેહાદ'.

"અન્ય ધર્મીઓની સાથે મુસલમાનોનું યુદ્ધ થાય છે તેને **જિહાદ** કહે છે."
બા૦બા૦ (ગુ-ફા-અ૦કો૦)

**જિહાન** સ્ત્રી૦ જુઓ 'જહાન'.

**જિંદગાની** સ્ત્રી૦ [ અ૦ زندگانی 'ઝિંદગાની' ('ઝિન્દઃ' = જુઓ 'જિંદગી'માં+'ગાન'=પ્રત્યય, ફારસીમાં શબ્દના અંતમાં આવતા વિસર્ગ ઉચ્ચરિત 'હે' ને બદલે વપરાતો બહુવચન બનાવનાર : એ મળીને 'ઝિન્દગાન' +'ઈ'=પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર ) = જિંદગી; જીવન ]

જિંદગી; જીવન; સજીવતા (૨) આયુષ્ય; જીવનકાળ.

જિંદગી સ્રી૦ [ફા૦ زندگی 'ઝિન્દગી' (زی 'ઝી'=જીવ; જીવંત રહે: એ ક્રિયાપદનું આજ્ઞાર્થરૂપ છે+ ـند 'અંદ:'=પ્રત્યય, કર્તૃવાચક નામ કે વિશેષણ બનાવનાર: તે ઉપરથી 'ઝિન્દઃ'=જીવિત; હયાત+'ગી'=પ્રત્યય, વિશેષણના છેડેના વિસર્ગની જેમ ઉચ્ચરિત ફારસી વર્ણ 'હે' ને બદલે મુકાતો ભાવવાચક નામ બનાવનાર)=જીવન; આયુષ્ય]

જીવન; આયુષ્ય; સજીવતા.

"જગતની કેદમાં પણ જિંદગીનાં
ગીત ગાઉં છું,
મધુરા સૂર છેડું છું
કદમની શંખલામાંથી."

બરકત વીરાણી, 'માનસર', પૃ. ૨૪

જિંદાન ન૦ [ફા૦زندان(ઝિંદાન) =કેદખાનું; બંદીખાનું]

કેદખાનું; બંદીખાનું.

"અત્યારે આપને જિંદાનમાં રાખશે."

બા૦બા૦ (ગુ–ફા–અ૦કો૦)

જીક (પા૦ગુ૦) સ્રી૦ [અ૦ ذکر (જિક્ર)=ઉલ્લેખ; મોંથી બોલીને યાદ કરવું તે; કથન; –ને વિશે કંઈ કહેવું તે]

ચર્ચા (૨) [લા૦] જક; હઠ; જીદ; મમત.

જીદ સ્રી૦ જુઓ 'જિદ'.

જીન પું૦ (૧) [અ૦ جن (જિન્ન)= મુસલમાનોની માન્યતા મુજબ એક તૈજસ યોનિ; પરી; ભૂત; પ્રેત]

એક જાતનું ભૂત; પિશાચ.

(૨) [ફા૦ زین (ઝીન)= ચામડાનું સાજ; ઘોડાનું પલાણ; ખોગીર]

ચામડાનું સાજ; ઘોડાનું પલાણ; ખોગીર.

"જીન ઘર, જીન તખ્ત."
વડોદરા રાજ્ય મુદ્રાલેખ.
(ભ૦ગો૦મં૦)

૦ગર પું૦ [ફા૦ زینگر 'ઝીન-ગર' (زین 'ઝીન'+'ગર'=પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવનાર)= જીન બનાવનાર; કારીગર]

જીન બનાવનાર; કારીગર.

૦પોશ ન૦ [ફા૦ زینپوش ઈ૦ઉ૦ 'ઝીન-પૂશ': ભા૦ઉ૦ 'ઝીન-પોશ' ('ઝીન' + 'પૂશ' કે 'પોશ'='ઢાંક': એ ક્રિયાપદનો ધાતુ જે આજ્ઞાર્થરૂપમાં હોય છે અને તે નામને લાગીને કર્તૃ-વાચક નામ બનાવે છે)=

જીનને ઢાંકનાર; જીન ઉપર શણગાર માટે નાખવામાં આવતું કપડું; જીન ઉપરનું કપડું ]

જીન ઉપર નાખવાનું કપડું; જીન ઉપરનું કપડું.

જીનહાર (પા૦ગુ૰) અ૦ [ ફા૦ زینهار (ઝીનહાર) = સંભાળો; ચેતો એવા અર્થ બતાવનાર શબ્દ (૨) સંભાળ; રક્ષણ (૩) તાકીદનો અર્થદર્શક શબ્દ]

નોંધ.—ભારતીય ફારસીમાં કોઈક વાર અને ઉર્દૂમાં સામાન્ય રીતે એનો અર્થ થાય છે હરગિજ: તે ઉપરથી પારસી ગુજરાતીમાં—

બિલકુલ.

જીનો પું૦ [ ફા૦ زینه 'ઝીનઃ' ('ઝીન'=જુઓ 'જીન' (૨)માં+ વિસર્ગ ઉચ્ચરિત ફારસી વર્ણ 'હે' = પ્રત્યય, સંબંધસૂચક કે સાદૃશ્ય સૂચક )=સીડી ]

અલગ કાઢેલી સીડી; દાદરબારી.

જીબ્રાલ્ટર ન૦ [ અ૦ جبل الطارق 'જબલુત્તારિક' ('જબલ'= 'પહાડ'+'અલ્'=અ૦નિ૦ઉ૦ +'તારિક'=રાત્રિ દરમિયાન આવનાર; રાત્રે મુસાફરી કરનાર; દમિશ્કના ખલીફાના એક સરદારનું નામ )=તારિકે જીતેલો પહાડ ]

નોંધ.—ભૂમધ્ય અને આટલાંટિક સમુદ્રને જોડતી એક નાની સાંકડી સામુદ્રધુનીમાં એક ટાપુ આવેલો છે. દમિશ્કના ખલીફાના સરદાર તારિકે ઈ૰સ૦ ૭૧૧ની એપ્રિલની ૩૦મીએ તે ટાપુ જીતી લીધો હતો. ત્યાં એક પહાડ છે. તેનું મૂળ નામ કાલપી હતું. વિજયી તારિકના નામ ઉપરથી એ પહાડનું નામ 'જબલુત્તારિક' (એટલે કે 'તારિકે જીતેલો પહાડ') પડયું હતું: તે ઉપરથી અંગ્રેજીમાં તે ટાપુનું નામ જીબ્રાલ્ટર બન્યું.

એ નામનો એક ટાપુ.

જીલબ્બે અ૦—ગુ૦ 'જી' + અ૦ لبیک 'લબ્બૈક' = 'અલબ્બો લક અલ્બાબન' ('અલબ્બો' =હું હાજર છું+'લક'=તારે માટે +'અલ્બાબન'=સારી રીતે: એ આખા વાક્યનું ટૂંકું રૂપ )=હું ઊભો છું તારી ખિદમતમાં; શેઠ નોકરને જ્યારે બોલાવે ત્યારે નોકર તરફથી હકાર જવાબ માટેનો ઉદ્‌ગાર—

નોંધ.—હાજી લોકો મક્કા મદીના હજ કરવા જાય છે તે વખતે પહેરાતાં હજનાં ખાસ કપડાં (એહરામ) પહેર્યા બાદ કાબા કે બૈતુલ્લાહ એટલે કે અલ્લાહનાં ઘર તરફ જતાં જતાં તેઓ 'લબ્બૈક' શબ્દ બોલ્યા કરે છે. શેઠ પોતાના નોકરને બોલાવતો હોય અને જવાબમાં નોકર "હું આ રહ્યો", "હું આ આવ્યો"

કહે છે એવા અર્થમાં અલ્લાહની બંદગીમાં હાજર થવાનો નિર્દેશ કરવા એ વપરાય છે: એ ઉપરથી ગુજરાતીમાં—

અતિશય તાબેદારી અને ખુશામત સૂચવતો ઉદ્દગાર (૨) અતિશય તાબેદારીમાં હોય એમ; કહ્યાવશ; તાબે.

જીલબ્બે થઈ જવું-રહેવું= આધીન થવું.

"અલકકિશોરી આગળ જીલબ્બે થઈ રહેલો હતો."

ગો૦મા૦ત્રિ૦ (ગુ–ઈં૦ડિ૦)

જીવજાન વિ૦—ગુ૦ 'જીવ'+ફા૦ جان (જાન)=જુઓ 'જાન'—

જીવ અને પ્રાણ (જેવું); પોતાના જીવ અને પ્રાણના જેવું વહાલું; અત્યંત પ્રિય.

જીવદાર વિ૦—ગુ૦ 'જીવ'+ફા૦ دار (દાર) = પ્રત્યય, કર્તૃવાચક વિશેષણ બનાવનાર—

જીવવાળું (૨) યોગ્ય (૩) ઉમદા (૪) મજબૂત (૫) ખબરદાર; સતેજ.

જીવેજાન વિ૦ જુઓ 'જીવજાન'.

જીસાહેબ અ૦—ગુ૦ 'જી'+અ૦ صاحب (સાહિબ) = જુઓ 'સાહેબ'.

આદરપૂર્વક જવાબ આપવા વપરાતો શબ્દ-પ્રયોગ; અદબ-પૂર્વકનો હુંકારનો ઉદ્દગાર; હા સાહેબ.

જીંડવાદાર વિ૦—ગુ૦ 'જીંડવું'+ફા૦ دار (દાર)=પ્રત્યય, કર્તૃવાચક વિશેષણ બનાવનાર.

જીંડવાવાળું (ફળ); 'કૅપ્સુલર'.

જુઆ(-વા)ખાનું ન૦—ગુ૦ 'જુઆ (-વા)' + ફા૦ خانه (ખાનઃ) = પ્રત્યય, સ્થળવાચક.

જુગારખાનું.

જુઆ(-વા)ખોર પુ૦—ગુ૦ જુઆ(-વા) +ફા૦ خور (ખોર) = પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવનાર.

જુગારી માણસ.

જુખામ ન૦ [અ૦ زکام (ઝુકામ) =શરદી; સળેખમ]

શરદી; સળેખમ.

જુગારખાનું ન૦—ગુ૦ 'જુગાર'+ફા૦ خانه (ખાનઃ)=પ્રત્યય, સ્થળ-વાચક.

જુગાર રમવાનું સ્થળ-ઘર.

જુજ્વી વિ૦ [અ૦ફા૦ جزوی 'જુઝ્વી' ('જુઝ્વ'=ભાગ; હિસ્સો; ટુકડો +ફા૦ 'ઈ'=

પ્રત્યય, સંબંધવાચક)=ભાગને લગતું; નાતું; નાનું સરખું; થોડું; તુચ્છ; નજીવું; જરા]

નાનું; નાનું સરખું; તુચ્છ; નજીવું; જરા (૨) નિર્જીવ; જીવ વિનાનું.

"વળી રાજકુટુંબના વહીવંચા ભાટને અથવા કોઈ ભિક્ષુકને હરેક હોળ ઉપર **જુજવી** કર આપે છે."

કર્ડ૦ (ગુ–ફા–અ૦કો૦)

જુદાગીરી સ્ત્રી૦ — ફા૦ جدا گی (જુદાઇ)=જુઓ 'જુદાઈ'+ફા૦ گری (ગરી) = એ રીતે બનેલા અને ગુજરાતીમાં પ્રવેશ પામેલા 'સોદાગરી', 'તવંગરી' જેવા અન્ય શબ્દોના સાદૃશ્યે ગુજરાતીમાં લાગેલો પ્રત્યય: 'ગરી' એ છે ફારસીમાં 'ગર'=પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવનાર+'ઈ'=કર્તૃ-વાચક નામ ઉપરથી ભાવવાચક નામ બનાવનાર એમ મળીને—

નોંધ.—આ આખો શબ્દ ફારસી તેમ જ ઉર્દૂમાં વપરાતો નથી. એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

જુદાપણું; નોખું હોવું તે.

જુદાઈ સ્ત્રી૦ [ફા૦ جدائی 'જુદાઈ' ('જુદા'=જુઓ 'જુદું'+'ઈ'=પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર)=જુદાપણું; જુદાગીરી; અલગપણું; નોખું હોવું તે; વિરહ; વિયોગ]

જુદાપણું; જુદાગીરી; અલગ-પણું; નોખું હોવું તે; વિરહ; વિયોગ.

"સિતારા શું કે આવે છે
દિવસ રાતો ય ગણવાના,
હમેશાની **જુદાઈ**ની દશા
સારી નથી હોતી."

બરકત વીરાણી, 'માનસર', પૃ. ૩૩

જુદારો પું૦—ફા૦ جدا (જુદા) ઉપરથી ગુજરાતીમાં—

જુદાપણું.

-રું ન૦—ફા૦ جدا (જુદા) ઉપરથી ગુજરાતીમાં —

જુદા થવું તે કે તેનું ખતપત્ર.

જુદ્દીન (પા૦ ગુ૦) વિ૦ [અ૦ ضدالدین 'ઝિદુદ્દીન' ('ઝિદ' =જુઓ 'ઝિદ્' + 'અલ્' = અ૦નિ૦ઉ૦ + 'દીન' =જુઓ 'દીન')=દીનમાં વિરોધી; દીનમાં ખિલાફ; દીનમાં ઉલટું; દીનમાં વિપરીત]

પરધર્મી.

પું૦ પરધર્મ કે બીજી કોમનો માણસ.

જુદું વિ૦ [ફા૦ جدا (જુદા)=છૂટું; અલગ; વેગળું; નોખું; નિરાળું; ભિન્ન; પૃથક]

છૂટું; અલગ; વેગળું (૨) અનોખું; અસાધારણ.

"ક્યાંયે હશે જો કો ખુદા
તો ઇશ્કનો બન્દો હશે,
જો ઇશ્કથી જુદો થશે
તો ઇશ્કથી હારી જશે."
કલાપી, 'કલાપીનો કાવ્યકલાપ',
પૃ. ૧૩૩

જુબાન સ્ત્રી૦ જુઓ 'જબાન'.

-ની સ્ત્રી૦ જુઓ 'જબાની'

-બાં સ્ત્રી૦ જુઓ 'જબાં'.

જુમલો પું૦ [અ૦ جملہ 'જુમ્‌લઃ' ('જમલ'=જમા કરવું; એકઠું કરવું; સરવાળો કરવો)=સરવાળો] સરવાળો; એકંદર આંકડો.

જુમા પું૦ [અ૦ جمعہ 'જુમ્‌અઃ' ('જમ્‌અ'=એકઠા કરવું; ભેગા કરવું)=મોટી મસ્જિદમાં મુસલમાનોએ નમાઝ માટે એકઠા થવાનો દિવસ; શુક્રવાર] શુક્રવાર.

૦મસી(-સ્જિ)દ સ્ત્રી૦—અ૦અ૦ مسجد جمعہ 'મસ્જિદે જુમ્‌અઃ' ઉપરથી ગુજરાતી રચના: 'મસ્જિદે જુમ્‌અઃ' ('મસ્જિદ' =જુઓ 'મસ્જિદ'+'એ' =છઠ્ઠી વિભક્તિનો સંબંધ દર્શાવનાર ફારસી સંજ્ઞા + 'જુમ્‌અઃ'=જુઓ 'જુમા') =જુમા એટલે કે શુક્રવારની નમાઝ જે મસ્જિદમાં પઢાય તે; શુક્રવારની ખાસ નમાઝ પઢવાની મસ્જિદ.

શુક્રવારની ખાસ નમાઝ પઢવાની મસ્જિદ; શુક્રવારની નમાઝ પઢવાની મોટી મસ્જિદ.

જુમેરાત સ્ત્રી૦—અ૦ جمعہ (જુમ્‌અઃ) =જુઓ 'જુમા'+ગુ૦ 'રાત'.

નોંધ.—મૂળ એ શબ્દ ઉર્દૂમાં ઘડાયેલો છે. મુસલમાનો સૂર્યાસ્તથી દિવસ બદલાયેલો ગણે છે. તે મુજબ ગુરુવારના દિવસે સૂર્યાસ્ત પછી શુક્રવાર બેઠો ગણાય છે. તેથી તે મુજબ શુક્રવારની રાત પહેલાંનો દિવસ 'જુમેરાત' છે.

ગુરુવાર; બૃહસ્પતિ.

જુમ્મો પું૦ [અ૦ ذمہ (જિમ્મઃ)= જોખમદારી; જવાબદારી; ફરજ; કર્તવ્ય; બાંયધરી; જામિનગીરી (૨) રક્ષણ; દેખરેખ] જોખમદારી; જવાબદારી.

-મ્મેદા(-વા)ર વિ૦ [અ૦ફા૦ ذمہ دار 'જિમ્મઃ-દાર' ('જિમ્મઃ + ફા૦ 'દાર'=પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવનાર)=જુમ્મો રાખનાર; જોખમદાર; જવાબદાર] જોખમદાર; જવાબદાર.

"માધવને ગુજરાતના પરાજય માટે જુમ્મેદાર ઠરાવીશું."
નં૦૨૦ (ગુ-ફા-અ૦કો૦)

–મ્મેદારી સ્ત્રી૦[અ૦ફા૦ફા૦ ذمه داری 'જિમ્મઃ-દારી' ('જિમ્મઃ-દાર'+ ફા૦ 'ઈ'=પ્રત્યય, કર્તૃવાચક નામમાંથી ભાવવાચક નામ બનાવનાર )=જુમ્મો રાખવો તે; જોખમદારી; જવાબદારી ]

જોખમદારી; જવાબદારી.

"**જુમ્મેદારી** મોતીરામ મહેતાની."
નં૦ચ૦ (ગુ–ફા–અ૦કો૦)

જુરત સ્ત્રી૦ [અ૦ جرأت 'જુર્અત' (જરુઅ=હિંમત કરવી; સાહસ કરવું; જોખમ ખેડવું; શૌર્ય દેખાડવું) =હિંમત; શૌર્ય; બહાદુરી; સાહસ]

હિંમત; શૌર્ય; બહાદુરી; સાહસ (૨) ધૈર્ય.

જુરિયત સ્ત્રી૦ જુઓ 'જુરત'.

જુલફું ન૦ જુઓ 'જુલ્ફ'.

"માશૂક તણાં **જુલફે** રહી
આશક સદા છૂપનાર છું,
એ જુલ્ફની ખુશબો અને
લજ્જત સદા ચૂમનાર છું."
મસ્તાન, 'ગુજરાતની ગઝલો'.

જુલમ પું૦ [અ૦ ظلم (ઝુલ્મ)= સિતમ; જબરદસ્તી; બળજબરી; ત્રાસ (૨) અન્યાય; ગેરવાજબીપણું ]

સિતમ; જબરદસ્તી; બળજબરી; ત્રાસ; બળાત્કાર; અત્યાચાર (૨) અન્યાય; ગેરવાજબીપણું (૩) કોઈ વાતમાં અતિશયતા કરવી કે કંઈક ખૂબ કરી નાખવું એવો ભાવ.

"**જુલમ** કરે ને દાદ પુકારે."
(કહેવતમાળા)

"રાજ્યોથી કે **જુલમ** વતી
કે દંડથી ના બને જે,
તે પસ્તાવો સહજ વહતાં
કાર્ય સાધી શકે છે."
કલાપી, 'કલાપીનો કવ્યકલાપ', પૃ. ૭૬

૦ગાર વિ૦—'જુલમ'+ફા૦ گر (ગાર).

નોંધ.—એનો ઉપયોગ ફારસી તેમ જ ઉર્દૂમાં થતો નથી. 'ગાર' પ્રત્યય લાગીને ફારસીમાં બનેલા ખિદમતગાર, ગુનેગાર વગેરે જેવા ફારસીમાંથી ગુજરાતીમાં પ્રવેશ પામેલા શબ્દોના સાદૃશ્યે એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

જુલમ કરનારું; જુલમી.

"કદાપિ રાતભર રોતું,
સહી શરદી ગરીબીથી,
પરંતુ બોલ એ પ્યારે,
**જુલમગારે** દીધો ના ના."
બાલાશંકર, 'ગુજરાતની ગઝલો'.

–માટ પું૦—'જુલમ' ઉપરથી ગુજરાતીમાં—

જુલમ ગુજારવો તે; જુલમગારપણું; જબરદસ્તી.

–મી વિ૦—'જુલ્મ' + ઉર્દૂ 'ઈ'= પ્રત્યય, વિશેષણ બનાવનાર.

નોંધ.—આ શબ્દનો ઉપયોગ ફારસીમાં થતો નથી. એ ઉર્દૂમાં ઘડાયેલો છે અને તેમાં એનો અર્થ થાય છે જુલમ કરનારું; અત્યાચારી : તે ઉપરથી ગુજરાતીમાં—

જુલમ કરનારું; જુલમગાર (૨) જેમાં જુલમ હોય તેવું; જુલમભરેલું.

"**જુલમી** રાજા થઈ ગયા,
કરી અમલ બહુ વાર,
અફીણ, દારૂ ગાંજાતણા,
અમલો અદકા ધાર."
(નર્મકવિતા)

જુલાબ પું૦ [جلاب (જુલાબ) કે (જુલ્લાબ) એ گلاب (ગુલાબ)નું અ૦કૃ૦ છે: 'ગુલાબ'=જુઓ 'ગુલાબ'.

ભા૦ફા૦માં અર્થ:- جلاب 'જુલાબ' કે 'જુલ્લાબ'='રોઝ-વૉટર'; ગુલાબનાં ફૂલોનો અર્ક (૨) ઝાડા થાય એવું ઓસડ; રેચ]

નોંધ.—ખાંડ અને ગુલાબમાંથી બનાવેલું શરબત એવો એનો અર્થ ઈરાનમાં થાય છે અને ગુલાબનું પાણી રેચક હોવાથી તેનો ઉપયોગ રેચક દવા તરીકે થવા લાગ્યો હતો તે કારણે એ ઉપર જણાવેલ અર્થમાં ભારતમાં વપરાતો આવ્યો છે: તે ઉપરથી ગુજરાતીમાં.

ઝાડા થાય એવું ઓસડ; રેચ; ઔષધ (૨) દસ્ત; ઝાડા (૩) [લા૦] બીક; ગભરામણ; ધમકી.

"**જુલાબ** થઈ જવો"=ગભરાઈ જવું.

"**જુલાબ** આપવો" = સખત ધમકાવવું; ગભરાવવું; ઢીલું બનાવી દેવું.

"જમાલ ગોટાનો **જુલાબ**" = સખત ખબર લેવી.
(પા૦ગુ૦ પ્રયોગ)

જુલ્ફ ન૰ [અ૦ زلف 'ઝુલ્ફ' (અ૦ 'ઝુલ્ફત'નું અ૦બ૦વ૦ અને અરબીમાંના અંતના નારી જાતિના પ્રત્યય 'ત'નો ફારસીમાં વિસર્ગ ઉચ્ચરિત 'હે' થઈને 'ઝુલ્ફ:'=રાત્રિનો પ્રથમ ભાગ: 'ઝુલ્ફ'નો ફારસીમાં રૂપાંતર થયેલો ઉચ્ચાર 'ઝુલ્ફ' છે= વાળ(વાળો); અંધારાને લઈને રાત્રિ કાળી હોય છે તેથી તેને ફારસીમાં [લા૦] અર્થ થાય છે ગુચ્છાદાર વાળ; વાંકડિયા વાળ; વાળની લટ જે કાનપટ્ટીની આસપાસ હોય છે]

નોંધ.—કાનપટ્ટીની આસપાસની લટને ફારસીના વિદ્વાનોએ તેમના સાહિત્યમાં માશૂકના શણગારની એક ખાસિયત તરીકે ગણી છે.

"નર્ગિસ સરીખાં નેણ;
ને **જુલ્ફાં** છુટાં દિલદારનાં."
ગુ૦ગ૦ (ગુ–ફા–અ૦કો૦)

જુલ્મ પું૦ જુઓ 'જુલમ'.

"તારો હાથ હોય લલાટ,
તો ભલે આવે **જુલ્મ** તણી ઝડી;
તારું નામ હોય જબાન,
તો શી છે ભીતિ,
ઓ મારી માવડી?"
મેઘાણી, 'યુગવન્દના', પૃ. ૧૩

જુવાખાનું ન૦ જુઓ 'જુઆખાનું'.

જુવાખોર પું૦ જુઓ 'જુઆખોર'.

જુસ્તેજુ(-જૂ) સ્ત્રી૦ [ફા૦ جستجو 'જુસ્ત-જૂ' ('જુસ્ત'='જુસ્તન' ક્રિયાપદના સામાન્ય રૂપનું ટૂંકું રૂપ: 'જુસ્તન'=શોધવું+'જૂ' ='શોધ' એ ક્રિયાપદનો ધાતુ જે આજ્ઞાર્થ રૂપમાં હોય છે)= શોધવું તે; શોધ; શોધખોળ; તલાશ; ખોજ]
શોધવું તે; શોધ; શોધખોળ; બારીક તપાસ; ખોજ.

જુસ્સો પું૦ [ફા૦ جوش (ઈ૦ઉ૦ 'જૂશ': ભા૦ઉ૦ 'જોશ')= ઊકળવું તે (૨) [લા૦] ઊભરો; આવેશ]
નોંધ.—ફારસી 'જૂશ' કે 'જોશ' ઉપરથી ગુજરાતીમાં ભાર દર્શાવવા બનેલો એ ઉચ્ચાર છે. ફારસીમાં 'જૂશિશ' કે 'જોશિશ' અને 'જૂશાક' કે 'જોશાક' શબ્દો પણ એ અર્થમાં વપરાય છે.
જોસ; ઉશ્કેરાટ; ઊભરો (૨) જોમ; બળ.

"અરે! એનો **જુસ્સો**
મુજ જિગરને સ્પર્શ કરતો,
ગણ્યો ત્યારે તેના દરદ
મહીં મારો જય હતો."
કલાપીનો કાવ્યકલાપ, પૃ. ૧૬૦

–સ્સાદાર, વિ૦—'જુસ્સો'+ફા૦ دار (દાર)=પ્રત્યય, 'વાળું'-અર્થસૂચક વિશેષણ બનાવનાર.
નોંધ.—આ શબ્દ ફારસીમાં 'દાર' પ્રત્યય લાગીને બનેલા શબ્દોના સાદૃશ્યે ગુજરાતીમાં ઘડાયેલો છે.
જુસ્સાવાળું.

જૂગટાખોર વિ૦—ગુ૦ 'જૂગટું'+ફા૦ خور (ખોર)=પ્રત્યય, કર્તૃ-વાચક વિશેષણ બનાવનાર.
જુગટિયું; જૂગટું રમી ખાતું.

જૂજ વિ૦ [અ૦ جزء (જુઝ્અ) કે جزو (જુઝ્વ)=ભાગ; હિસ્સો; ટુકડો]
બહુ થોડું; જરા; જરાતરા; અલ્પ; સહેજ.

૦જાજ વિ૦—'જૂજ' ઉપરથી ગુજરાતીમાં દ્વિરુક્ત પ્રયોગ.
ઘણું થોડું; જરાતરા.

જૂતીખોર વિ૦—ગુ૦ 'જૂતી'+ફા૦ خور (ખોર)=પ્રત્યય, કર્તૃવાચક વિશેષણ બનાવનાર.
હંમેશાં ખાસડાં-ઠપકો ખાતું; નઠોર; નિર્લજ્જ.

–મી વિ૦—'જુલ્મ' + ઉર્દૂ 'ઈ' = પ્રત્યય, વિશેષણ બનાવનાર.

નોંધ.—આ શબ્દનો ઉપયોગ ફારસીમાં થતો નથી. એ ઉર્દૂમાં ઘડાયેલો છે અને તેમાં એનો અર્થ થાય છે જુલમ કરનારું; અત્યાચારી : તે ઉપરથી ગુજરાતીમાં—

જુલમ કરનારું; જુલમગાર (૨) જેમાં જુલમ હોય તેવું; જુલમભરેલું.

"**જુલમી** રાજા થઈ ગયા,
કરી અમલ બહુ વાર,
અફીણ, દારૂ ગાંજાતણા,
અમલો અદકા ધાર."
(નર્મકવિતા)

જુલાબ પું૦ [ جلاب (જુલાબ) કે (જુલ્લાબ) એ گلاب (ગુલાબ)નું અ૦ક૦ છે: 'ગુલાબ' = જુઓ 'ગુલાબ'.

ભા૦ફા૦માં અર્થ:- جلاب 'જુલાબ' કે 'જુલ્લાબ' = 'રોઝ-વૉટર'; ગુલાબનાં ફૂલોનો અર્ક (૨) ઝાડા થાય એવું ઓસડ; રેચ]

નોંધ.—ખાંડ અને ગુલાબમાંથી બનાવેલું શરબત એવો એનો અર્થ ઈરાનમાં થાય છે અને ગુલાબનું પાણી રેચક હોવાથી તેનો ઉપયોગ રેચક દવા તરીકે થવા લાગ્યો હતો તે કારણે એ ઉપર જણાવેલ અર્થમાં ભારતમાં વપરાતો આવ્યો છે: તે ઉપરથી ગુજરાતીમાં.

ઝાડા થાય એવું ઓસડ; રેચ; ઔષધ (૨) દસ્ત; ઝાડા (૩) [લા૦] બીક; ગભરામણ; ધમકી.

"**જુલાબ** થઈ જવો" = ગભરાઈ જવું.

"**જુલાબ** આપવો" = સખત ધમકાવવું; ગભરાવવું; ઢીલું બનાવી દેવું.

"જમાલ ગોટાનો **જુલાબ**" = સખત ખબર લેવી.
(પા૦શુ૦ પ્રયોગ)

જુલ્ફ ન૦ [અ૦ زلف 'ઝુલ્ફ' (અ૦ 'ઝુલ્ફત'નું અ૦બ૦વ૦ અને અરબીમાંના અંતના નારી જાતિના પ્રત્યય 'ત'નો ફારસીમાં વિસર્ગ ઉચ્ચરિત 'હે' થઈને 'ઝુલ્ફઃ' = રાત્રિનો પ્રથમ ભાગ: 'ઝુલ્ફ'નો ફારસીમાં રૂપાંતર થયેલો ઉચ્ચાર 'ઝુલ્ફ' છે = વાળ(વાળો); અંધારાને લઈને રાત્રિ કાળી હોય છે તેથી તેને ફારસીમાં [લા૦] અર્થ થાય છે ગુચ્છાદાર વાળ; વાંકડિયા વાળ; વાળની લટ જે કાનપટ્ટીની આસપાસ હોય છે]

નોંધ.—કાનપટ્ટીની આસપાસની લટને ફારસીના વિદ્વાનોએ તેમના સાહિત્યમાં માશૂકના શણગારની એક ખાસિયત તરીકે ગણી છે.

"નર્ગિસ સરીખાં નેણ;
ને **જુલ્ફાં** છુટાં દિલદારનાં."
ગુ૦ગ૦ (ગુ–ફા–અ૦કો૦)

જુલ્મ પું૦ જુઓ 'જુલમ'.

"તારો હાથ હોય લલાટ,
તો ભલે આવે **જુલ્મ** તણી ઝડી;
તારું નામ હોય જબાન,
તો શી છે ભીતિ,
ઓ મારી માવડી?"

મેઘાણી, 'યુગવન્દના', પૃ. ૧૩

જુવાખાનું ન૦ જુઓ 'જુઆખાનું'.

જુવાખોર પું૦ જુઓ 'જુઆખોર'.

જુસ્તેજુ(-જૂ) સ્ત્રી૦ [ફા૦ جستجو 'જુસ્ત-જૂ' ('જુસ્ત'='જુસ્તન' ક્રિયાપદના સામાન્ય રૂપનું ટૂંકું રૂપ: 'જુસ્તન'=શોધવું+'જૂ' ='શોધ' એ ક્રિયાપદનો ધાતુ જે આજ્ઞાર્થ રૂપમાં હોય છે)= શોધવું તે; શોધ; શોધખોળ; તલાશ; ખોજ]

શોધવું તે; શોધ; શોધખોળ; બારીક તપાસ; ખોજ.

જુસ્સો પું૦ [ફા૦ جوش (ઈ૦ઉ૦ 'જૂશ': ભા૦ઉ૦ 'જોશ')= ઊકળવું તે (૨) [લા૦] ઊભરો; આવેશ]

નોંધ.—ફારસી 'જૂશ' કે 'જોશ' ઉપરથી ગુજરાતીમાં ભાર દર્શાવવા બનેલો એ ઉચ્ચાર છે. ફારસીમાં 'જૂશિશ' કે 'જોશિશ' અને 'જૂશાક' કે 'જોશાક' શબ્દો પણ એ અર્થમાં વપરાય છે.

જોસ; ઉશ્કેરાટ; ઊભરો (૨) જોમ; બળ.

"અરે!-એનો **જુસ્સો**
મુજ જિગરને સ્પર્શ કરતો,
ગણ્યો ત્યારે તેના દરદ
મહીં મારો જય હતો."

કલાપીનો કાવ્યકલાપ, પૃ. ૧૬૦

-સ્સાદાર, વિ૦—'જુસ્સો'+ફા૦ دار (દાર)=પ્રત્યય, 'વાળું'-અર્થસૂચક વિશેષણ બનાવનાર.

નોંધ.—આ શબ્દ ફારસીમાં 'દાર' પ્રત્યય લાગીને બનેલા શબ્દોના સાદૃશ્યે ગુજરાતીમાં ઘડાયેલો છે.

જુસ્સાવાળું.

જૂગટાખોર વિ૦—ગુ૦ 'જૂગટું'+ફા૦ خور (ખોર)=પ્રત્યય, કર્તૃવાચક વિશેષણ બનાવનાર.

જુગટિયું; જૂગટું રમી ખાતું.

જૂજ વિ૦ [અ૦ جزء (જુઝ્અ) કે جزو (જુઝ્વ)= ભાગ; હિસ્સો; ટુકડો]

બહુ થોડું; જરા; જરાતરા; અલ્પ; સહેજ.

૦બાજ વિ૦—'જૂજ' ઉપરથી ગુજરાતીમાં દ્વિરુક્ત પ્રયોગ.

ઘણું થોડું; જરાતરા.

જૂતીખોર વિ૦—ગુ૦ 'જૂતી'+ફા૦ خور (ખોર)=પ્રત્યય, કર્તૃવાચક વિશેષણ બનાવનાર.

હંમેશાં ખાસડાં-ઠપકો ખાતું; નઠોર; નિર્લજ્જ.

જેતૂન(જે) ન૦ [અ૦ زيتون (ઝૈતૂન) =એક ઝાડનું નામ (૨) એક જાતનું તેલી બી; 'ઓલિવ']

એક ઝાડનું નામ (૨) એક જાતનું તેલી બી; 'ઓલિવ'.

જેબ (૧) પું૦ [અ૦ جيب 'જૈબ' ('જાબ'=કાપવું)=કાપેલી વસ્તુ; ગિરેબાન (૨) [લા૦] જે થેલી ગિરેબાન નીચે સીવવામાં આવે છે તે]

નોંધ.—ગિરેબાન એટલે કે કોલર જે કાપવાળો હોય છે તે ઉપરથી એ શબ્દ બનેલો છે. અરબો ઝભ્ભા અને કુરતાના કૉલરની નીચે એક થેલી ટાંગીને પોતાની પાસેની વસ્તુઓ તેમાં મૂકી રાખતા તેનું નામ પાછળથી 'જૈબ' પડયું હતું. તે પછી અરબીમાં તેમ જ ફારસીમાં એ ઉપરથી પહેરવાના કપડાના કોઈ પણ ભાગમાં જે થેલી મૂકવામાં આવી હોય તેને માટે પણ એ જ શબ્દ વપરાતો થયો.

ખીસું; ગજવું.

(૨) સ્ત્રી૦ [ફા૦ زيب (ઈ૦ઉ૦ 'ઝીબ': ભા૦ઉ૦ 'ઝેબ')= આભૂષણ; શણગાર; શોભા; સુંદરતા; રોનક]

શોભા; સુંદરતા.

"માણસની ધર્મ સમજવાની શક્તિને પણ જેબ લગાડે તેવી વાત છે."

સુ૦ગ૦ (ગુ–ફા–અ૦કો૦)

(૩) પું૦, સ્ત્રી૦ [અ૦ ذبح (જબ્હ)=કતલ કરવું તે—મારી નાંખવું તે—વધ કરવો તે (૨) ગળું કાપવું તે; ફાડવું તે; ગૂંગળાવવું તે]

જુલમ.

જેર અ૦ [ફા૦ زير ઈ૦ઉ૦ (ઝીર); ભા૦ઉ૦ (ઝેર)=નીચે]

નોંધ.—ઉર્દૂ તથા હિંદીમાં એના અર્થ થાય છે નિર્બળ; કમજોર; પરાસ્ત; પરાજિત; આધીન; તાબે: તે ઉપરથી ગુજરાતીમાં—

પરાસ્ત; પરાજિત; તાબે; વશ.

"આ લડાઈમાં દુશ્મનોને જેર કર્યા પછી કાબુલ પર ચઢાઈ કરવી છે."

બા૦બા૦ (ગુ–ફા–અ૦કો૦)

૦કડી સ્ત્રી૦—'જેર'+ગુ૦ 'કડી'—

ઘોડાને કાબૂમાં રાખનારી કડી; આંકડી; ઘોડાના ચોકડાની કાંટાકાંટાવાળી કડી.

૦દસ્ત વિ૦ [ફા૦ زبردست ઈ૦ઉ૦ 'ઝીરદસ્ત': ભા૦ઉ૦ 'ઝેર-દસ્ત' ('ઝીર' કે 'ઝેર'+'દસ્ત'= જુઓ 'દસ્ત')=હાથ નીચેનું;

સત્તા નીચેનું; આધીન; પરાસ્ત; પરાજિત ]

**નોંધ.**—ઉર્દૂમાં ઉપરના ઉપરાંત એના અર્થ થાય છે કમજોર; નબળું : તે ઉપરથી ગુજરાતીમાં—

આધીન; કમજોર; નબળું.

"હિંદુસ્તાનનો હાકેમ મારો માતેહત અને **જેરદસ્ત** રહે એ જ મારી તમન્ના છે."

બા૦બા૦ (ગુ–ફા–અ૦કો૦)

**૦બંદ(-ધ)** પું૦ [ફા૦ زیربند ઈ૦ઉ૦ 'ઝીર-બંદ': ભા૦ઉ૦ 'ઝેર-બંદ' ('ઝીર' કે 'ઝેર'+'બન્દ'=બંધન) =ઘોડાના પેટ નીચે જે પટો બાંધવામાં આવે છે તે; ઘોડાનો તંગ]

લગામને તંગ સાથે જોડનારી ચામડાની કે જાડી બનાતની પટી; ઘોડાનું મોં નીચું વળેલું રાખવાને તેના આગલા બે પગ વચ્ચેથી પસાર કરીને તંગ સાથે બાંધેલો પટો (૨) ચામડાનો કોરડો; સાટકો.

"સીપાઈઓને **જેરબંધ**ના માર મારી કાઢી મૂક્યા."

હ૦દૂ૦કાં૦ (ગુ૦ઈ૦કો૦)

**જેલગુનો** પું૦—અં૦ 'જેલ'+ફા૦ گناہ (ગુનાહ)=જુઓ 'ગુનો'—

જેલનો કે જેલીનો (જેલના નિયમથી ગણાતો) ગુનો.

**જેવર** ન૦ [ફા૦ زیور ઈ૦ઉ૦ 'ઝીવર': ભા૦ઉ૦ 'ઝીવર' તેમ જ 'ઝેવર' ('ઝીબ' કે 'ઝેબ'=જુઓ 'જેબ'+'વર'=પ્રત્યય, સ્વામિત્વવાચક)=જેબનો માલિક; સજાવટ કે શૃંગાર થાય એવી વસ્તુ (૨) આભૂષણ; અલંકાર; દાગીના; ઘરેણાં]

આભૂષણ; અલંકાર; દાગીના.

**જેહન** ન૦ [જુઓ 'ઝેણ']

મગજશક્તિ; સમજશક્તિ; બુદ્ધિ.

**જેહાદ** સ્ત્રી૦ [અ૦ جهاد 'જેહાદ' ('જહદ'=કોશિશ કરવી; પશુ ઉપર તેની શક્તિથી વિશેષ લાદવું; મારવું; દુઃખી કરવું; પીડવું; ઈજા કરવી)=મુસલમાનોનું કાફિરો સામે લડવું; (૨) ધર્મ માટે વિધર્મીઓ સામે યુદ્ધ; સ્વધર્મના બચાવનું યુદ્ધ; ધર્મ ખાતર કરેલું યુદ્ધ; ધર્મયુદ્ધ ]

ધર્મ ખાતર કરેલું યુદ્ધ; 'ક્રુસેડ'.

**જોક(-ખ)** સ્ત્રી૦ [ફા૦ جوخ (જોખ)નું અ૦ક૦ جوق (જૌક): તુ૦ جوق (જૂક)=માણસો કે પક્ષીઓનું ટોળું (૨) સમૂહ]

ઢોરનું ટોળું; ઢોરનો સમૂહ; ઢોરનું જૂથ.

જેતૂન(જે) ન૦ [અ૦ زیتون (ઝૅતૂન) =એક ઝાડનું નામ (૨) એક જાતનું તેલી ખી; 'ઑલિવ']

એક ઝાડનું નામ (૨) એક જાતનું તેલી ખી; 'ઑલિવ'.

જેબ (૧) પું૦ [અ૦ جیب 'જૈબ' ('જાબ'=કાપવું)=કાપેલી વસ્તુ; ગિરેબાન (૨) [લા૦] જે થેલી ગિરેબાન નીચે સીવવામાં આવે છે તે]

નોંધ.—ગિરેબાન એટલે કે કોલર જે કાપવાળો હોય છે તે ઉપરથી એ શબ્દ બનેલો છે. અરબો ઝભ્ભા અને કુરતાના કૉલરની નીચે એક થેલી ટાંગીને પોતાની પાસેની વસ્તુઓ તેમાં મૂકી રાખતા તેનું નામ પાછળથી 'જેબ' પડયું હતું. તે પછી અરબીમાં તેમ જ ફારસીમાં એ ઉપરથી પહેરવાના કપડાના કોઈ ... જે થેલી

"માણસની ધર્મ સમજવાની શક્તિને પણ જેબ લગાડે તેવી વાત છે."

સુ૦ગં૦ (ગુ-ફા-અ૦કો૦)

(૩) પું૦, સ્ત્રી૦ [અ૦ ذبح (જબ્હ)=કતલ કરવું તે—મારી નાંખવું તે—વધ કરવો તે (૨) ગળું કાપવું તે; ફાડવું તે; ગૂંગળાવવું તે]

જુલમ.

જેર અ૦ [ફા૦ زیر ઈ૦ઉ૦ (ઝીર); ભા૦ઉ૦ (ઝેર)=નીચે]

નોંધ.—ઉર્દૂ તથા હિંદીમાં એના અર્થ થાય છે નિર્બળ; કમજોર; પરાસ્ત; પરાજિત; આધીન; તાબે: તે ઉપરથી ગુજરાતીમાં—

પરાસ્ત; પરાજિત; તાબે; વશ

"આ લડાઈમાં દુશ્મનોને જેર કર્યા પછી કાબુલ પર ચઢાઈ ..."

સત્તા નીચેનું; આધીન; પરાસ્ત; પરાજિત ]

નોંધ.—ઉર્દૂમાં ઉપરના ઉપરાંત એના અર્થ થાય છે કમજોર; નબળું : તે ઉપરથી ગુજરાતીમાં—

આધીન; કમજોર; નબળું.

"હિંદુસ્તાનનો હાકેમ મારો માતેહત અને **જેરદસ્ત** રહે એ જ મારી તમન્ના છે."

બા૦બા૦ (ગુ–ફા–અ૦કો૦)

૦બંદ(-ધ) પું૦ [ફા૦ زیربند ઈ૦ઉ૦ 'ઝીર-બંદ': ભા૦ઉ૦ 'ઝેર-બંદ' ('ઝીર' કે 'ઝેર'+'બન્દ'=બંધન) =ઘોડાના પેટ નીચે જે પટો બાંધવામાં આવે છે તે; ઘોડાનો તંગ]

લગામને તંગ સાથે જોડનારી ચામડાની કે જાડી બનાતની પટી; ઘોડાનું મોં નીચું વળેલું રાખવાને તેના આગલા બે પગ વચ્ચેથી પસાર કરીને તંગ સાથે બાંધેલો પટો (૨) ચામડાનો કોરડો; સાટકો.

"સીપાઈઓને **જેરબંધ**ના માર મારી કાઢી મૂક્યા."

હ૦દ૦કાં૦ (ગુ૦ઈ૦કો૦)

જેલગુનો પું૦—અં૦ 'જેલ'+ફા૦ گناه (ગુનાહ)=જુઓ 'ગુનો'—

જેલનો કે જેલીનો (જેલના નિયમથી ગણાતો) ગુનો.

જેવર ન૦ [ફા૦ زیور ઈ૦ઉ૦ 'ઝીવર': ભા૦ઉ૦ 'ઝીવર' તેમ જ 'ઝેવર' ('ઝીબ' કે 'ઝેબ'=જુઓ 'જેબ'+'વર'=પ્રત્યય, સ્વામિત્વવાચક)=જેબનો માલિક; સજાવટ કે શૃંગાર થાય એવી વસ્તુ (૨) આભૂષણ; અલંકાર; દાગીના; ઘરેણાં]

આભૂષણ; અલંકાર; દાગીના.

જેહન ન૦ [જુઓ 'ઝેહ્ન']

મગજશક્તિ; સમજશક્તિ; બુદ્ધિ.

જેહાદ સ્ત્રી૦ [અ૦ جهاد 'જેહાદ' ('જહદ'=કોશિશ કરવી; પશુ ઉપર તેની શક્તિથી વિશેષ લાદવું; મારવું; દુઃખી કરવું; પીડવું; ઈજા કરવી)=મુસલમાનોનું કાફિરો સામે લડવું; (૨) ધર્મ માટે વિધર્મીઓ સામે યુદ્ધ; સ્વધર્મના બચાવનું યુદ્ધ; ધર્મ ખાતર કરેલું યુદ્ધ; ધર્મયુદ્ધ ]

ધર્મ ખાતર કરેલું યુદ્ધ; 'ક્રુસેડ'.

જોક(-ખ) સ્ત્રી૦ [ફા૦ جوخ (જોખ)નું અ૦ક૦ جوق (જૌક): તુ૦ جوق (જૂક)=માણસો કે પક્ષીઓનું ટોળું (૨) સમૂહ]

ઢોરનું ટોળું; ઢોરનું જૂથ.

જોખમદાર વિ૦—ગુ૦ 'જોખમ'+ફા૦ دار (દાર) = પ્રત્યય, કર્તૃવાચક વિશેષણ બનાવનાર.

જેને માથે જોખમ હોય તેવું; જુમ્મેદાર; જવાબદાર; જવાબદારીવાળું.

૦દારી સ્ત્રી૦—'જોખમદાર'+ગુ૦ 'ઈ'.

જોખમદારપણું; જવાબ દેવાનું જોખમ; જવાબ દેવાની ફરજ; જુમ્મેદારી; જવાબદારી.

જોખસે અ૦—અ૦ ذوق (ઝૌક)= સ્વાદ; મજા; લહેજત (૨) રુચિ; શોખ+ઉર્દૂમાં પાંચમી વિભક્તિનો પ્રત્યય 'સે'=થી; લઈને.

નોંધ.—ઉર્દૂમાં 'ઝૌક઼સે'નો અર્થ થાય છે શોખથી; મજાથી: તે ઉપરથી ગુજરાતીમાં—

ઘણી ખુશીથી (૨) અલબત્ત; અવશ્ય; નક્કી.

જોડીદાર પું૦—ગુ૦ 'જોડી'+ફા૦ دار (દાર) = પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવનાર.

સાથી; સોબતી (૨) મિત્ર (૩) બરાબરિયો.

જોમદાર વિ૦—ગુ૦ 'જોમ'+ફા૦ دار (દાર)=પ્રત્યય, 'વાળું' અર્થસૂચક વિશેષણ બનાવનાર.

જોમવાળું.

જોર ન૦ [ફા૦ زور (ઈ૦ઉ૦ 'ઝૂર': ભા૦ઉ૦ 'ઝોર') = બળ; શક્તિ; કૌવત; સામર્થ્ય ]

નોંધ.—ઉર્દૂ તથા હિંદીમાં ઉપરના ઉપરાંત એના અર્થ થાય છે પરિશ્રમ: મહેનત (૨) ટેકો; સહાય: તે ઉપરથી ગુજરાતીમાં—

બળ; શક્તિ; કૌવત: સામર્થ્ય (૨) વશ; કાબૂ; ચલણ; (૩) પરિશ્રમ; મહેનત (૪) ટેકો; સહાય.

"ઢીલું ન હતું ઢાંકણું,
જબરું કીધું જોર,
ઊઘડતાં તે ઉછળ્યું,
કીધો શોર બકોર.'
દલપતરામ

"જોર જાલમનું ને
ઉજ્જન આલમનો."
(કહેવત)

૦કસ વિ૦—'જોર'+ગુ૦ 'કસ'—

જોરની કસોટી થાય એવું; જોરવાળું (૨) કસરતી; કસાયેલું.

૦જબરાઈ; ૦જબરી સ્ત્રી૦—'જોર'+ 'જબરાઈ'; 'જબરી'=જુઓ 'જબરાઈ'; 'જબરી'.

નોંધ.—આ શબ્દો ફારસી તેમ જ ઉર્દૂમાં વપરાતા નથી.

જબરદસ્ત; જુલમ: બળ વાપરી સામાની મરજી ઉપરાંત પરાણે કામ લેવું તે; દબાણ.

૦જુલમ પું૦—'જોર'+અ૦ ظلم (ઝુલ્મ)=જુઓ 'જુલમ'—

નોંધ.—આ શબ્દસમૂહ ફારસીમાં વપરાતો નથી અને ઉર્દૂમાં 'ઝોર-ઝુલ્મ' શબ્દ સ્ત્રીઓની ભાષામાં વપરાય છે. તે ઉપરથી હિંદીમાં પણ એનો ઉપયોગ થાય છે: તે ઉપરથી ગુજરાતીમાં.

અન્યાય-અત્યાચાર; બળાત્કાર.

૦તલબી સ્ત્રી૦—'જોર'+ફા૦ 'તલબ' અર્થાત્ શોધ; માંગ= એ ક્રિયાપદનો ધાતુ જે આજ્ઞાર્થ-રૂપમાં હોય છે તે નામને લાગીને કર્તૃવાચક નામ કે વિશેષણ બનાવે છે: એમ મળીને 'જોર-તલબ' +ગુ૦ 'ઈ'.

નોંધ.—આ શબ્દ ફારસી તેમ જ ઉર્દૂમાં વપરાતો નથી. એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

ખંડણી; મદદ આપવા માટે નાણાં ઉઘરાવવાં તે.

૦દાર વિ૦ [ફા૦ زوردار ઈ૦ઉ૦ 'ઝૂર-દાર': ભા૦ઉ૦ 'ઝોર-દાર' ('ઝૂર' કે 'ઝોર'= જુઓ 'જોર'+ફા૦ دار 'દાર'=પ્રત્યય, કર્તૃવાચક વિશેષણ બનાવનાર)=જોરવાળું; તાકાતદાર; શક્તિશાળી; પ્રબળ]

૦ભેર અ૦—'જોર'+ગુ૦ 'ભેર'— જોરથી; બળપૂર્વક; જુસ્સામાં.

૦વાન વિ૦—'જોર'+ગુ૦ 'વાન'— જોરવાળું; જોરાવર; મજબૂત.

-રાવર વિ૦ [ફા૦ زورآور ઈ૦ઉ૦ 'ઝૂરાવર': ભા૦ઉ૦ 'ઝોરાવર' ('ઝૂર' કે 'ઝોર'+'આવર' પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવ-નાર)=જબરદસ્ત; જોરવાળું; બળવાન; શક્તિશાળી]

જબરદસ્ત; જોરવાળું; શક્તિશાળી.

-રાવરી સ્ત્રી૦ [ફા૦ زورآوری ઈ૦ઉ૦ 'ઝૂરાવરી': ભા૦ઉ૦ 'ઝોરાવરી' ('ઝૂરાવર' કે 'ઝોરાવર'+'ઈ'=પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર)= જોરાવરપણું; ઘણી સખ્તાઈ વાપરવી તે; જબરદસ્તી; બળાત્કાર]

ઘણી સખ્તાઈ વાપરવી તે; જબરદસ્તી; બળાત્કાર.

"જો **જોરાવરી**નો પોરો,
કહું કાન તું ઘર આવ ઓરો."

પ્રેમાનંદ (ગુ-ઈ૦ડિ૦)

જોરાણ(-ણું) વિ૦—ફા૦ زور (ઈ૦ઉ૦ 'ઝૂર': ભા૦ઉ૦ 'ઝોર') ઉપરથી ગુજરાતીમાં: એ માટે જુઓ 'જોર'.

જોરવાન.

"દાનવ પ્રગટ્યા તે મહા **જોરાણજી**."

કાળિદાસ (ગુ-ઈ૦ડિ૦)

જોરી વિ૰ [ભા૰ફા૰ زوری 'ઝોરી' ('ઝોર' + 'ઈ' = પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર )= તાકાત; શક્તિ; મજબૂતાઈ (૨) જબરદસ્તી; બળાત્કાર; જુલમ]

જેને બીજાનું જોર-મદદ હોય એવું; બીજાના બળથી બળવાળું.

જોરો પું૰—ફા૰ زور (ઝોર) ઉપરથી ગુજરાતીમાં: એ માટે જુઓ 'જોર'.

દબાણ; દાબ; સખતી; જુલમ; સત્તા.

"પહાણ તારી આવ્યો પરપંચે જનાવર સંઘાતે જોરો છે."
સામળ (ગુ-ઈં૰ડિ૰)

"ગોપી ગાળ દીઓ અદકેરી, છે જોરાવરનો જોરો."
પ્રેમાનંદ (ગુ-ઈં૰ડિ૰)

જોરાતોરો પું૰—'જોરો' ઉપરથી ગુજરાતીમાં દ્વિરુક્તરૂપ: એ માટે જુઓ 'જોરો'.

દાબ; દબાણ; સખતી; જુલમ; સત્તા.

જોશ પું૰ [ફા૰ جوش (ઈં૰ઉ૰ 'જૂશ': ભા૰ઉ૰ 'જોશ')= ઉકળવું તે (૨) [લા૰] ગરમી; ઊભરો; આવેશ]

જુસ્સો (૨) ઉછાળો; ઊભરો (૩) વેગ; જોર; જોમ.

"મારા મુકદ્દમાનો ફેંસલો કરવાનો જોશ મારા જિગરમાં ઉકળી આવ્યો છે."
બા૰બા૰ (ગુ-ફા-અ૰કો૰)

૰દાર વિ૰—'જોશ'+ફા૰ دار (દાર) = પ્રત્યય, 'વાળું' 'અર્થસૂચક વિશેષણ બનાવનાર—

નોંધ.—આ શબ્દનો ઉપયોગ ફારસી તેમ જ ઉર્દૂમાં થતો નથી. 'દાર' પ્રત્યય લાગીને ફારસીમાં બનેલાં 'વાળું' અર્થસૂચક વિશેષણોને સાદૃશ્યે એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

જોશવાળું; જોશીલું.

જોશન ન૰ (૧) [ફા૰ جوشن (જોશન) =કવચ; બખ્તર]

નોંધ.—ઉપરના અર્થ ઉપરથી ઉર્દૂ તથા હિંદીમાં એનો અર્થ થાય છે કવચ કે બખતરની પેઠે શરીરનું રક્ષણ કરે એવી વસ્તુ; બાજૂબંદ: તે ઉપરથી ગુજરાતીમાં—

હાથે પહેરવાનું એક ઘરેણું; બાજૂબંધ.

(૨) [અ૰ફા૰ جزدان 'જુઝ-દાન' ('જુઝ્અ' કે 'જુઝ્વ'= હિસ્સો; ટુકડો (૨) (પુસ્તકનો)

ભાગ (જેમ કે કુરાને શરીફને ત્રીસ 'જુઝ્અ'-માં વહેંચવામાં આવેલું છે + ફા૦ 'દાન' = પ્રત્યય, પાત્રવાચક) = પુસ્તક કે કાગળ બાંધવાનું કપડું; કાગળ રાખવાની થેલી ]

ચોપડીઓ વગેરે રાખવાની વિદ્યાર્થી-ની કોથળી; પાકીટ; દફતર.

જોશી(-સી)લું વિ૦—ફા૦ جوش (ભા૦ઉ૦ 'જોશ') ઉપરથી ગુજ-રાતીમાં: 'જોશ' માટે જુઓ 'જોશ'.

જોસવાળું; જોસદાર.

જોસ પું૦; ન૦ ૦દાર વિ૦ જુઓ (જોશ)માં.

"જોબનના **જોસને** વાસ્તે તૈયાર થતા ઉમળકાઓના જોરથી એ ઉઘડી એ ઉઘડી થતી."

સ૦ચં૦ ભા.૧ (ગુ-ફા-અ૦કો૦ પરિશિષ્ટ)

જોસતા(-દા)ન ન૦ જુઓ 'જોશન'.

જોસ્તેજુ સ્ત્રી૦ જુઓ 'જુસ્તેજુ'.

"અને મારી સાથે લડાઈની **જોસ્તેજુ.**"

બા૦બા૦ (ગુ-ફા-અ૦કો૦)

જોસ્સો પું૦ જુઓ 'જુસ્સો'.

જોહાક સ્ત્રી૦ [ અ૦ ضحاک 'દ્દહ્હાક' (ضحک 'દ્દહ્ક' = હસવું: એ ઉપરથી અતિશયતા કે અતિરેક-દર્શાવતું કર્તૃવાચક નામ) = વધારે પડતું હસનારો; ઈરાનનો એ નામનો બાદશાહ જેના વિશે એવી કથા છે કે તે તેની માતાના ઉદરમાંથી બહાર આવ્યો ત્યારે તે હસતો હતો; ઈરાનના પુરાણા જમાનાનો એક જુલમી પાદશાહ જે તેનાં પાપી કાર્યો માટે કુખ્યાત હતો.

નોંધ.—એ બાદશાહ મૂળ યમન (અરબસ્તાનમાં)નો હતો. તેણે ઈરાન જીતી ત્યાં રાજ્ય કરવા માંડ્યું તે પછી તેનાં જૂલમી અને ઘાતકી કાર્યોએ માઝા મૂકી. તેના વિશે એવી કથા છે કે તેના પાપોની સજા તરીકે ખુદાએ તેના ખભા ઉપર બે જખમ મૂક્યા હતા. દરેકમાંથી એક એક સાપ નીકળી આવ્યો હતો. તેમની ભૂખ માત્ર આદમીઓના ભેજાંથી મટતી હતી. આ કમકમાટી ભરેલા ખોરાક માટે તેની રૈયતમાંથી દરરોજ બે માણસોને કાપવામાં આવતા હતા.

જોહુકમી; મરજી માફક વર્તવું તે; આપખુદી; દાદાગીરી.

જોહુકમ પું૦—ગુ૦ 'જો'=જેવો+અ૦ حکم 'હુક્મ'=જુઓ 'હુકમ'—જેવો હુકમ; કડક હુકમ;

જોરી વિ૦ [ભા૦ફા૦ زوری 'ઝોરી' ('ઝોર' + 'ઈ' = પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર )= તાકાત; શક્તિ; મજબૂતાઈ (૨) જબરદસ્તી; બળાત્કાર; જુલમ]

જેને બીજાનું જોર-મદદ હોય એવું; બીજાના બળથી બળવાળું.

જોરો પું૦—ફા૦ زور (ઝોર) ઉપરથી ગુજરાતીમાં: એ માટે જુઓ 'જોર'.

દબાણ; દાબ; સખતી; જુલમ; સત્તા.

"પહાણ તારી આવ્યો પરપંચે
જનાવર સંઘાતે **જોરો** છે."
સામળ (ગુ-ઈં૦ડિ૦)

"ગોપી ગાળ દીઓ અદકેરી,
છે જોરાવરનો **જોરો**."
પ્રેમાનંદ (ગુ-ઈં૦ડિ૦)

જોરોતોરો પું૦—'જોરો' ઉપરથી ગુજરાતીમાં દ્વિરુક્તરૂપ: એ માટે જુઓ 'જોરો'.

દાબ; દબાણ; સખતી; જુલમ; સત્તા.

જોશ પું૦ [ફા૦ جوش (ઈ૦ઉ૦ 'જૂશ': ભા૦ઉ૦ 'જોશ')= ઉકળવું તે (૨) [લા૦] ગરમી; ઊભરો; આવેશ]

જુસ્સો (૨) ઉછાળો; ઊભરો (૩) વેગ; જોર; જોમ.

"મારા મુકદ્દમાનો ફેંસલો કરવાનો **જોશ** મારા જિગરમાં ઉકળી આવ્યો છે."
બા૦બા૦ (ગુ-ફા-અ૦કો૦)

૦દાર વિ૦—'જોશ' + ફા૦ دار (દાર) = પ્રત્યય, 'વાળું' અર્થસૂચક વિશેષણ બનાવનાર—

**નોંધ.**—આ શબ્દનો ઉપયોગ ફારસી તેમ જ ઉર્દૂમાં થતો નથી. 'દાર' પ્રત્યય લાગીને ફારસીમાં બનેલાં 'વાળું' અર્થસૂચક વિશેષણોને સાદૃશ્યે એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

જોશવાળું; જોશીલું.

જોશન ન૦ (૧) [ફા૦ جوشن (જૌશન) =કવચ; બખ્તર]

**નોંધ.**—ઉપરના અર્થ ઉપરથી ઉર્દૂ તથા હિંદીમાં એનો અર્થ થાય છે કવચ કે બખ્તરની પેઠે શરીરનું રક્ષણ કરે એવી વસ્તુ; બાજૂબંદ: તે ઉપરથી ગુજરાતીમાં—

હાથે પહેરવાનું એક ઘરેણું; બાજૂબંધ.

(૨) [અ૦ફા૦ جزدان 'જુઝ-દાન' ('જુઝ્અ' કે 'જુઝ્વ' = હિસ્સો; ટુકડો (૨) (પુસ્તકનો)

ભાગ (જેમ કે કુરાને શરીફને ત્રીસ 'જુઝ્અ'-માં વહેંચવામાં આવેલું છે + ફા૦ 'દાન' = પ્રત્યય, પાત્રવાચક) = પુસ્તક કે કાગળ બાંધવાનું કપડું; કાગળ રાખવાની થેલી ]

ચોપડીઓ વગેરે રાખવાની વિદ્યાર્થી-ની કોથળી; પાકીટ; દફ્તર.

જોશી(-સી)લું વિ૦—ફા૦ جوش (ભા૦ઉ૦ 'જોશ') ઉપરથી ગુજ-રાતીમાં: 'જોશ' માટે જુઓ 'જોશ'.

જોસવાળું; જોસદાર.

જોસ પું૦; ન૦ ૦દાર વિ૦ જુઓ (જોશ)માં.

"જોબનના **જોસને** વાસ્તે તૈયાર થતા ઉમળકાઓના જોરથી એ ઉઘડી એ ઉઘડી થતી."
સ૦ચં૦ ભા. ૧ (ગુ-ફા-અ૦કો૦ પરિશિષ્ટ)

જોસતા(-દા)ન ન૦ જુઓ 'જોશન'.

જોસ્તેજુ સ્ત્રી૦ જુઓ 'જુસ્તેજુ'.

"અને મારી સાથે લડાઈની **જોસ્તેજુ.**"
બા૦બા૦ (ગુ-ફા-અ૦કો૦)

જોસ્સો પું૦ જુઓ 'જુસ્સો'.

જોહાકી સ્ત્રી૦ [ અ૦ ضحاک 'દ્દહ્હાક' (ضحک 'દ્દહક' = હસવું: એ ઉપરથી અતિશયતા કે અતિરેક-દર્શાવતું કર્તૃવાચક નામ) = વધારે પડતું હસનારો; ઈરાનનો એ નામનો બાદશાહ જેના વિશે એવી કથા છે કે તે તેની માતાના ઉદરમાંથી બહાર આવ્યો ત્યારે તે હસતો હતો; ઈરાનના પુરાણા જમાનાનો એક જુલમી પાદશાહ જે તેનાં પાપી કાર્યો માટે કુખ્યાત હતો.

નોંધ.—એ બાદશાહ મૂળ યમન (અરબસ્તાનમાં)નો હતો. તેણે ઈરાન જીતી ત્યાં રાજ્ય કરવા માંડયું તે પછી તેનાં જૂલમી અને ઘાતકી કાર્યોએ માઝા મૂકી. તેના વિશે એવી કથા છે કે તેના પાપોની સજા તરીકે ખુદાએ તેના ખભા ઉપર બે જખમ મૂકયા હતા. દરેકમાંથી એક એક સાપ નીકળી આવ્યો હતો. તેમની ભૂખ માત્ર આદમીઓના ભેજાંથી મટતી હતી. આ કમકમાટી ભરેલા ખોરાક માટે તેની રૈયતમાંથી દરરોજ બે માણસોને કાપવામાં આવતા હતા.

જોહુકમી; મરજી માફક વર્તવું તે; આપખુદી; દાદાગીરી.

જોહુકમ પું૦—ગુ૦ 'જો'=જેવો+અ૦ حکم 'હુક્મ'=જુઓ 'હુકમ'—

જેવો હુકમ; કડક હુકમ;

જુલમ; હુકમનો કડક અમલ કરવો કે કરાવવો તે; દોર.

અ૦ જેવો હુકમ હોય તેમ; હુકમ પ્રમાણે.

–મી સ્ત્રી૦—'જોહુકમ' ઉપરથી ગુજરાતીમાં—

કડક અમલ ચલાવવો તે; આપખુદી.

"હુકમદારની **જોહુકમીથી** હું હવે લાચાર છું."

ગુ૦ગ૦ (ગુ–ફા–અ૦કો૦)

વિ૦ જોહુકમવાળું; આપખુદ સત્તા વાપરનારું.

જૌહર ન૦ [અ૦ جوهر (જૌહર)= મૂળ ફારસી گوهر (ગૌહર)નું અ૦ક૦: 'ગૌહર' = બહુમૂલ્ય પથ્થર; રત્ન; મણિ]

રત્ન; મણિ (૨) જવાહિર; ઝવેરાત.

–રી પું૦ [અ૦ફા૦ جوهری 'જૌહરી' ('જૌહર' + 'ઈ' = પ્રત્યય, સંબંધવાચક નામ બનાવનાર) =જૌહર વેચનાર કે પારખનાર; ઝવેરી]

રત્ન પારખનાર; ઝવેરી.

જયાદા(–દે) વિ૦ જુઓ 'જાદે'.

"પ્રજા પર રહેમ નજર જયાદે હતી."

નં૦ચ૦ (ગુ–ફા–અ૦કો૦)

જયાફત સ્ત્રી૦ જુઓ 'જાફત'.

"લોન, ટેનિસ, બિઝિક, ક્રિકેટ, ચહાપાણી, **જયાફતો** અને વચમાં વચમાં નાટકોનાં ગાયનો એ આજકાલના વિદ્યાના ઉપાસકોનો શોખ છે."

સુ૦ગ૦ (ગુ–ફા–અ૦કો૦)

ઝઘડાખોર વિ૦—ગુ૦ 'ઝઘડો'+ફા૦ خور (ખોર)=પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવનાર.

ઝઘડવાના સ્વભાવનું; કજિયાખોર; ટંટાખોર.

ઝડપદાર વિ૦—ગુ૦ 'ઝડપ'+ફા૦ دار (દાર)=પ્રત્યય, 'વાળુ' અર્થસૂચક વિશેષણ બનાવનાર.

ઝડપી; વેગવાળું.

ઝનૂન સ્ત્રી૦, ન૦[અ૦ جنون 'જુનૂન' ('જન્ન'=ગાંડા થવું (૨) (ડહાપણનું) છુપાઈ જવું; (બુદ્ધિનું) ઢંકાઈ જવું)=દીવાનાપણું; જેને લઈને મનુષ્યની બુદ્ધિ ઉપર આવરણ આવી જાય છે અને ઢંકાઈ જાય છે; ઉન્માદ]

ગાંડો જુસ્સો; અવિચારી તેમ જ અત્યંત આકરો ક્રોધ.

–ની વિ૦ [અ૦ફા૦ جنونی 'જુનૂની' ('જુનૂન'+'ઈ' = પ્રત્યય, સંબંધવાચક વિશેષણ બનાવનાર)

=ઝનૂનવાળું; પાગલ (૨) બેકરાર ]

ઝનૂનવાળું; ઉગ્ર; ક્રોધી.

"મસ્તોની ઝિન્દગાની
નિશ્ચિંત, મસ્ત, ધૂની,
જોદ્ધાની ઝિન્દગાની
જોખમભરી, **ઝનૂની.**"

બરકત વીરાણી, 'માનસર', પૃ. ૧૬૪

ઝબલું ન૦—અ૦ 'ઝબો(-બ્બો)' ઉપરથી ગુજરાતીમાં: એ માટે જુઓ 'ઝબો(-બ્બો)'—

બાળકનું એક પ્રકારનું પહેરવાનું વસ્ત્ર.

ઝબે સ્ત્રી૦ [ અ૦ ذبح (જબ્હ) = કતલ કરવું તે; મારી નાખવું તે; વધ કરવો તે (૨) ગળું કાપવું-ફાડવું કે ગૂંગળાવવું તે; મજહબી પદ્ધતિએ ગળું કાપીને મારી નાખવાની ક્રિયા ]

નોંધ.—એની ક્રિયામાં 'બિસ્મિલ્લા-હિર્‌રહ્‌માનિર્‌રહીમ'યા 'અલ્લાહો અકબર' ઉદ્‌ગારોમાંથી કોઈ એક સાથે જાનવરની શ્વાસનળી, અન્નનળી અને રક્તવાહિની ઉપર છરી ફેરવી મારી નાખવામાં આવે છે અને એ રીતે એ કાર્ય હલાલ ગણાય છે.

વધેરવું-ભોગ આપવો તે; કતલ.

"મગર અફસોસ એ માશુક,
હતું દિલમાં **ઝબે** કરવું."

કલાપી

ઝબો(-બ્બો) પું૦ [અ૦ جبّة (જુબ્બત);

'જુબ્બત'નાં અંતના 'ત'નો ફારસીમાં વિસર્ગ ઉચ્ચરિત 'હે' થઈને 'જુબ્બઃ'=મીર્ઝા લોકો પહેરે તે લાંબો જામો; લાંબો ડગલો; ફકીરનો લિબાસ ]

લાંબો અને ખૂલતો ડગલો; લાંબો અંગરખો.

ઝભલું ન૦ જુઓ 'ઝબલું'.

"પહેરી લે તું શરીર પર તે
શાંત **ઝભલું.**"

કલાપી (ગુ-ફા-અ૦કો૦)

ઝભો(-ભ્ભો) જુઓ 'ઝબો'.

ઝભ્ભાનવીસ પું૦ — અ૦ جبّة (જુબ્બત)=જુઓ 'ઝબ્બો'+ફા૦ نویس (નવીસ) = પ્રત્યય, કર્તૃ-વાચક નામ બનાવનાર—

નોંધ.—આ શબ્દ ફારસી તેમ જ ઉર્દૂ તથા હિંદીમાં વપરાતો નથી; એ 'અખબાર-નવીસ', 'હિસાબ-નવીસ' જેવા 'નવીસ' પ્રત્યય લાગીને ફારસીમાં બનેલા અને ગુજરાતી ભાષામાં પ્રવેશ પામેલા શબ્દોના સાદૃશ્યે ગુજરાતીમાં મશ્કરી, ઠઠ્ઠો કે ટીખળ કરવા ઘડી કાઢવામાં આવ્યો હશે એમ અનુમાન થાય છે.

(રાજા જેવાનો) ઝભ્ભો ઝાલવા કરવાના કામનો માણસ.

ઝમકદાર વિ૦—ગુ૦ 'ઝમક'+ફા૦ دار (દાર)=પ્રત્યય, 'વાળું' અર્થ-સૂચક વિશેષણ બનાવનાર—
ઝમકવાળું.

ઝમઝમ પું૦ [અ૦ زمزم (ઝમ્ઝમ) =મક્કામાં કાબા પાસે જે એક કૂવો છે, જેનું પાણી મુસલમાનો પવિત્ર માને છે અને જેમાંનું પાણી હજ કરીને હાજીઓ પાછા ફરે છે ત્યારે તેમની સાથે ટિનના વાસણમાં કે શીશીમાં લાવે છે તે; કાબા પાસેનો પવિત્ર કૂવો]

નોંધ.—એના વિશે એવી કથા છે કે પેગમ્બર હજરત ઇબ્રાહીમની પત્ની હાજરે જંગલમાં જ્યાં ઇસ્માઈલનો જન્મ આપ્યો ત્યારે ત્યાં વસવાટ ન હતો તેમ જ પાણી ન હતું; તે બાળક ઉપર નજર રાખતાં રાખતાં પાણીની શોધમાં આમતેમ દોડતાં હતાં ત્યારે બાળકની એડી જમીન ઉપર પછડાતાં રેતીમાંથી પાણી બહાર નીકળી આવ્યું; હાજરે ખાડો કરી પાણી એકઠું કરી તેમાં સ્નાન કર્યું અને બાળકને પણ નવડાવ્યું. તે જગા હવે ઝમઝમ કૂવા નામે ઓળખાય છે.

કાબા પાસેનો પવિત્ર કૂવો.

ઝરક સ્ત્રી૦ [ફા૦ زرک 'ઝરક' ('ઝર'=જુઓ 'જર'+'ક'= પ્રત્યય, લઘુતાવાચક જે અર્થમાં સહેજ પરિવર્તન કરે છે)= સોનાનું વરક]

જરી; કસબ.

ઝરદોશ પું૦ જુઓ 'જરદોસ'.

ઝર્દ વિ૦ [ફા૦ زرد (ઝર્દ)=પીળું; ફિક્કું; ઝાંખું (૨) પીળો રંગ]

જરદ; પીળું; ઝાંખા પીળા રંગનું (૨) ફિક્કું.

"હું તો આ પુષ્પ છું કુમળું
ઝર્દ આ દર્દથી કીધું."
કલાપી (ગુ–ઈં૦ડિ૦)

–ર્દી સ્ત્રી૦ [ફા૦ زردی (ઝર્દી) ('ઝર્દ'+ફા૦ 'ઈ'=પ્રત્યય, વિશેષણને લાગીને ભાવવાચક નામ બનાવનાર) = પીળાશ; ફિકાશ (૨) ઈંડામાંનો પીળો માવો (૩) ઈંડામાંની પીળી વસ્તુ]

પીળાશ; પીળો રંગ (૨) પીળો પદાર્થ; ઈંડામાંનો પીળો માવો; ઈંડામાંની પીળી વસ્તુ.

ઝલકદાર વિ૦—ગુ૦ 'ઝલક'+ફા૦ دار (દાર)=પ્રત્યય, 'વાળું' અર્થ-સૂચક નામ બનાવનાર—

નોંધ.—'દાર' પ્રત્યય લાગીને ફારસીમાં બનેલાં જે કર્તૃવાચક વિશેષણો ગુજરાતીમાં પ્રચલિત થયેલાં તેમના સાદશ્યે એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

ચમકતું; ચળકતું; ભભકા-ભરેલું.

ઝલે સ્ત્રી૦ [ અ૦ جلا (જિલા)= રોશન કરવું તે; સાફ કરવું તે (૨) ચળકાટ; તેજ; ચમક; ઝલક]

ચળકાટ; તેજ; ચમક; ઝલક.

૦દાર વિ૦ [અ૦ફા૦ جلادار 'જિલા-દાર' ('જિલા'+ફા૦ 'દાર'= પ્રત્યય, 'વાળુ'' અર્થસૂચક વિશેષણ બનાવનાર)=સફાઈદાર; ચળકાટ-વાળું; તેજ મારતું; ચમકદાર; ઝલકવાળું ]

તેજસ્વી; ઝલકવાળું; ભપકાદાર.

૦મલે સ્ત્રી૦—'ઝલે' ઉપરથી ગુજ-રાતીમાં દ્વિરુક્ત રૂપ—

તેજસ્વિતા; શોભા.

ઝવેર ન૦ [ અ૦ جواهر 'જવાહર' ('જવ્હર'નું અ૦બ૦વ૦: 'જવ્હર'=રત્ન; મણિ; મોતી (૨) સાર; સત; સત્ત્વ (૩) ચમક; કુદરતી વિશેષતા; ખૂબી; ખાસિયત; ઉમદા ગુણ)=રત્નો; મણિઓ; મોતીઓ; કીમતી પથ્થરો ]

હીરા, માણેક, મોતી વગેરે કીમતી વસ્તુ (૨) [લા૦] બળ; પાણી; દમ; તેજ (૩) સાર; સત; સત્ત્વ.

૦ખાનું ન૦ જુઓ 'જવાહિરખાનું'.

૦ડી સ્ત્રી૦ — 'ઝવેર' ઉપરથી ગુજરાતીમાં—

નાનું જવાહિર; નાનો હીરો.

૦રાત ન૦ [અ૦ جواهرات 'જવાહિ-રાત' ('જવ્હર'નું અ૦બ૦વ૦ 'જવાહિર' અને તેનું અ૦બ૦વ૦) =રત્નો; મણિઓ; મોતીઓ ]

હીરા, માણેક, મોતી વગેરે (૨) જડાવ દાગીના (૩) [લા૦] બળ; પાણી; દમ; તેજ (૪) [લા૦] સત્ત્વ.

૦રી પું૦ [અ૦ફા૦ جوهری 'જવ્હરી': جواهری 'જવાહિરી' ('જવ્હર' તેમ જ 'જવાહિર'+ફા૦'ઈ'= પ્રત્યય, સંબંધવાચક નામ બનાવ-નાર)=ઝવેરાત સાથે સંબંધ રાખનાર; ઝવેરાતનો વેપારી; રત્ન વેચનાર; ઝવેરાતની પરખ કરનાર ]

ઝવેરાતનો વેપારી; રત્ન-વિક્રેતા; માણેક અને મોતી વગેરે કીમતી ચીજોનો ધંધો કરનાર માણસ.

ઝહીન વિ૦ [અ૦ ذهين 'જહીન' ('જેહ્ન'=ડહાપણ; શાણપણ; બુદ્ધિ; સમજ)=ડાહ્યું; શાણું; બુદ્ધિશાળી; સમજદાર; ચતુર; હોશિયાર; દક્ષ; કુશળ ]

ડાહ્યું; શાણું; બુદ્ધિશાળી; ચતુર; હોશિયાર; દક્ષ; કુશળ. "આઇરિશમેનો ઝહીન હોય છે." નં૦ચં૦ (ગુ–ફા–અ૦કો૦)

ઝંડાઝૂલણુ સ્ત્રી૰; ન૦ [ ફા૦ફા૦અ૦ زنده دل و زول 'ઝિન્દઃ દિલ વ ઝૌલ' ('ઝિન્દઃ દિલ'= જુઓ 'જંદો'માં + 'વ'= અને + અ૦ 'ઝૌલ'=ચપળ; આનંદી; હસમુખું; મોજીલું; વિનોદી; બટકબોલું)=વિનોદી; બટકબોલું ]

નોંધ.—આમ તો 'ઝિન્દઃ દિલ' અને 'ઝૌલ' બંનેના અર્થ થાય છે 'ખુશમિજાજ'; વિનોદી; બટકબોલું; હાસ્યજનક વાત કરનાર. એમ સંભવે છે કે એ ફારસી અને અરબી બંને શબ્દો જોડાઈને અગાઉ વપરાયા હશે અને તે ઉપરથી ધીમે ધીમે ગુજરાતીમાં ઉચ્ચાર બગડીને રહ્યો હશે અને અંતે 'ઝંદાઝૂલણુ' અને 'ઝંડાઝૂલણુ' પ્રચલિત પામ્યા હશે.

ભવાઈમાં (જંદાનો) એક વેશ; જુઓ 'જંદો'.

ઝંદ સ્ત્રી૦ [ ફા૦ زند (ઝંદ)=અવેસ્તાનું પહેલવીમાં ભાષ્ય અથવા તેના ખુલાસાના પુસ્તકોનું નામ ]

નોંધ.—'ઝંદ' શબ્દનો ધાતુ 'ઝન' (અર્થાત્ જાણવું) છે એમ કેટલાક વિદ્વાનો માને છે અને તે ઉપરથી તેઓ તેનો અર્થ જ્ઞાન અથવા વિદ્યા કરે છે.

પ્રો. મૅક્સમૂલર 'ઝંદ'ને સંસ્કૃતમાંના 'છંદ'નું બગડેલું રૂપ ગણે છે. ગમે તે માન્યતા હોય પરંતુ 'ઝંદ'નો અર્થ ભાષ્ય તરીકે લેવામાં આવે છે.

અવેસ્તાનું પહેલવીમાં ભાષ્ય અથવા તેના ખુલાસાનાં પુસ્તકો (૨) જરથુષ્ટ્રના અનુયાયીઓની પ્રાચીન ભાષા.

૦અવ(–વે)સ્તા સ્ત્રી૦ [ زند اوستا 'ઝંદે અવેસ્તા' ('ઝંદ'+'એ'= છઠ્ઠી વિભક્તિનો સંબંધ દર્શાવનાર ફારસી સંજ્ઞા + 'અવેસ્તા' =જુઓ 'અવસ્તા') = મૂળ ધર્મપુસ્તક અવેસ્તાનું (પહેલવીમાં) ભાષ્ય; જરથોસ્તી ધર્મશાસ્ત્રો ]

પારસીઓનો મુખ્ય ધમ ગ્રંથ.

ઝાઝ ન૦ જુઓ 'જહાજ'.
"ડૂબે દરિયે ભર જેમ ઝાઝ." નર્મદ (ગુ–ઇં૦ડિ૦)

ઝાડુ ન૦ [ ફા૦ جاروب 'જારૂબ' ('જા'=જગા; ઠેકાણું + 'રૂબ' અર્થાત્ 'વાળ'. 'ઝાડ': એ ક્રિયાપદનો ધાતુ જે આજ્ઞાર્થરૂપમાં હોય છે તે નામને લાગીને કર્તૃવાચક નામ બનાવે છે.)=

સ્થળ વાળનાર; જગા સાફ કરનાર ]

નોંધ.—'જારૂબ' ઉપરથી ટૂંકું રૂપ 'જારૂ' ફારસીમાં વપરાય છે. ભારતમાં એનો ઉચ્ચાર 'ઝાડુ' થયો. એ ઉપરથી 'ઝાડો', 'વિષ્ટા', 'દસ્ત', 'ટટ્ટી' એવા અર્થમાં એ શબ્દ વપરાય છે. દસ્તનું કામ પેટ સાફ કરવાનું હોય છે. તેથી એ શબ્દ એ અર્થમાં પ્રચલિત થયો.

સાવરણી.

ઝાનમ ન૦ જુઓ 'જહન્નમ'.

ઝાફરાન ન૦ જુઓ 'જાફરાન'.

"ગધા કયા બૂઝે ઝાફરાનની બાત."

=ખાખરાની ખિસકોલી સાકરનો સ્વાદ શું જાણે?
(પારસી ગુજરાતી કહેવત)

ઝાયલ વિ૦ [અ૦ جاهل (જાહિલ) =જુઓ 'જાહેલ']

અજ્ઞાન; અજાણ્યું; અભણ (૨) ઉગ્ર; તામસી.

ઝારશાહી સ્ત્રી૦—'ઝાર'=રશિયાના થઈ ગયેલા શાસકનું નામ + ફા૦ شاهی (શાહી)=જુઓ 'શાહી'—

ઝારના જેવો (જુલમી કે આપખુદ) અમલ; આપખુદ સત્તાવાળો અધિકાર

ઝારુસ (પા૦ગુ૦) વિ૦ [ફા૦ફા૦ دراز ریش 'દરાઝ-રીશ' ('દરાઝ' =જુઓ 'દરાજ'+'રીશ'= દાઢી)=લાંબી દાઢીવાળું ]

મોટી દાઢીવાળું.

ઝાવસોઈ સ્ત્રી૦ [અ૦અ૦ یا حسین 'યા હુસૈન' ('યા'='ઓહ' +'હુસૈન' = જુઓ 'હુસેન')= ઓહ હુસેન]

નોંધ.—હજરત પેગમ્બર મોહમ્મદના દોહિત્ર હજરત ઇમામ હુસેન કરબલાના મેદાનમાં શહીદ થયા હતા. તે બનાવની સ્મૃતિમાં મોહર્રમના દિવસે આગ સળગાવી તેની આસપાસ નાના તેમ જ ઉમરવાન મુસલમાનો 'યા હુસેન' 'યા હુસેન' કરીને ફરે છે; તેમ જ ઝનૂનમાં આવી તે ઉપરથી ચાલતા નીકળી જાય છે.

'યા હુસેન' એવો મોહર્રમમાં હુસેનના મૃત્યુના શોકમાં કરવામાં આવતો પોકાર (૨) [લા૦] તેવી રીતે ઝનૂનમાં કૂદવું અને બૂમો પાડવી તે; હોહા; તોફાન; દંગો.

ઝાંઝર ન૦ [ફા૦ زنگل (ઝન્ગુલ) કે زنگله (ઝન્ગુલઃ) = ઘૂઘરો જે નાચતી વખતે પગમાં પહેરાય છે અને જેમાંથી પગલાંને ઠેકઠેકે અવાજ નીકળે છે; સ્ત્રીઓ તેમ જ

ટપાલીઓના પગે બાંધવાની ઘૂઘરી; નાની ગોળાકાર ઘૂઘરી જે ખંજરીની કિનારી ઉપર બાંધવામાં આવે છે તે]

ઝમ ઝમ વાગે એવું સ્ત્રીઓના પગનું એક ઘરેણું; નૂપુર (૨) બેડી; જંજીર.

"**ઝાંઝર** વેચીને શેઠાણી કહેવડાવવું." (કહેવત)

ઝાંઝરિયાં ન૦બ૦વ૦ (૧)—'ઝાંઝર'નું બ૦વ૦: એ માટે જુઓ-'ઝાંઝર'—

ઝાંઝરની જોડી (૨) (કટાક્ષમાં) બેડી; બેડીની સાંકળ; જંજીર.

(૨) [ફા૦ زنجیر (ઝન્જીર) = જુઓ 'જંજીર']

બેડી; બેડીની સાંકળ; જંજીર.

ઝાંહે અ૦ [અ૦ ضایع 'દ્દાયેઅ' ('દ્દાઅ' = ખોવાવું; નકામું થવું; ખરાબ થવું) = ખરાબ થયેલું; નકામું; બરબાદ થયેલું; ઉપયોગી ન હોય એવું]

નકામું-ખરાબ થાય તેમ; ખરાબ રીતે.

"હદ ઉપરાંત કેફ વડે તેમનું શરીર છેક **ઝાંહે** જતું રહ્યું છે." અં૦ન૦ગ૦ (ગુ-ફા-અ૦કો૦)

ઝિમ્મી પું૦ [અ૦ ذمی 'જ઼િમ્મી' ('જ઼િમ્મઃ'=દેખરેખ; બાંયધરી; સલામતી; સંરક્ષણ)=મુસલમાનો તરફથી સલામતી ભોગવનાર; મુસલમાની રાજ્યમાં જે વિધર્મીને રક્ષણ આપવામાં આવ્યું હોય અને જે જજિયો ભરતો હોય તે]

નોંધ.—પ્રારંભમાં એ શબ્દ યહૂદીઓ અને ખ્રિસ્તીઓ માટે વપરાતો હતો અને પાછળથી જરથોસ્તી તેમ જ અન્ય લોકોનો તેમાં સમાવેશ થયો હતો. તેઓ મુસલમાનોના સંરક્ષણ નીચે રહેતા હતા. તેમણે કોઈ પણ ફોજી સેવા બજાવવાની ન હતી; કારણ કે ઇસ્લામ તેઓને મુસલમાન ફોજમાં સેવા આપતાં રોકતો હતો. તેઓએ બદલામાં મોટો કર ભરવો પડતો હતો.

નાસ્તિક.

ઝિંદાદિલી સ્ત્રી૦ [ફા૦ زندہ دلی 'ઝિન્દઃ-દિલી' ('ઝિન્દઃ-દિલ' =જુઓ 'જંદો'માં+ફા૦ 'ઈ'= પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર) = આનંદીપણું; પ્રસન્ન રહેવું અને મનોવિનોદ કરવું તે (૨) ધર્મિષ્ઠતા; ધર્મપરાયણતા; સદાચાર]

હૃદય જીવતું જાગતું કે ઉત્સાહિત હોવું તે; આનંદીપણું.

ઝીદ્દી વિ૦ જુઓ 'જિદ્દી'.

"ભલા ઝીદ્દી, ભલા ઝાલિમ,
સિતમ આ શા છુપા કરવા."
દી૦સા૦ (ગુ–ફા–અ૦કો૦)

ઝુલેખા સ્ત્રી૦ [ફા૦ زلیخا (ઝુલૈખા) મિસરના વડા પ્રધાનની પત્ની જે યૂસુફ ઉપર મુગ્ધ થઈ ગઈ હતી ]

નોંધ.—ફારસી સાહિત્યમાં 'યૂસુફ વ ઝુલૈખા'ની પ્રેમકથાનાં મહાકાવ્યો શાયરોએ રચેલાં છે. યૂસુફ હજરત પેગમ્બર યાકૂબનો સૌથી નાનો અને અગિયારમો પુત્ર હતો. તે દેખાવે અતિ સુંદર હતો જેને માટે મનાય છે કે દુનિયામાં રહેલી ખૂબસુરતીના બે ભાગ યૂસુફમાં હતા અને ફક્ત એક જ ભાગ દુનિયામાં વહેંચાયેલો હતો. ઝુલેખા મિસરના વડા પ્રધાનની પત્ની હતી. તે કુંવારી હતી ત્યારે ત્રણ વાર તેણે યૂસુફને સ્વપ્નમાં જોયો હતો. તેને માટે તે ઝૂર્યા કરતી હતી અને ગાંડી જેવી થઈ ગઈ હતી. પાછળથી તેને ખબર પડી કે યૂસુફ મિસરનો વડો પ્રધાન છે. તેના પિતાને આ બધી વાતના ખબર પડી તેથી તેણે પુત્રીના વિવાહ મિસરના વડા પ્રધાન સાથે ગોઠવી લગ્નની વિધિ કરી દીધી. ઝુલેખાએ વડા પ્રધાનને જોયો ત્યારે સ્વપ્નમાં જોયેલો તે ચહેરો એવો ન હતો. તેથી તે પોતાનો સમય નિરાશા અને દિલગીરીમાં વ્યક્ત કરતી હતી. એક સોદાગર યૂસુફને મિસરના બજારમાં વેચવા લાવ્યો તે ઝુલેખાના જોવામાં આવ્યો. સ્વપ્નમાં જોયેલો માણસ આ જ હોવાથી તેણે પોતાના પાત પાસેથી બીજા ઘરાકો કરતાં બમણું દામ આપીને તેને યૂસુફને ખરીદવાની ફરજ પાડી. પોતાના મકાન ઉપર આવ્યા પછી ઝુલેખાએ યૂસુફના દિલમાં પોતાને માટે પ્યાર અને પ્રેમ ઉત્પન્ન કરવાને નિષ્ફળ પ્રયત્નો શરૂ કર્યા. રંગમહેલમાં ચાળા ચસકા કરી તેનું મન હરવાની કોશિશ તે કરતી રહી. એક દિવસ એવો તેનો પ્રયત્ન ચાલુ હતો તે દરમિયાન વડો પ્રધાન ત્યાં આવી પહોંચ્યો ત્યારે ઝુલેખાએ પોતાને નિર્દોષ સાબિત કરવા તેની આગળ યૂસુફના ગેરવર્તનની ફરિયાદ કરી. તેથી યૂસુફને કેદખાનામાં નાખવામાં આવ્યો. છતાં રાત્રે છાનીછૂપી ઝુલેખા ત્યાં તેને જોવા જતી. મિસરના બાદશાહને એક વાર એક સ્વપ્નનો ખુલાસો જાણવો હતો. કોઈ તે આપી ન શક્યું અને યૂસુફે તે આપ્યો, જેથી ખુશ થઈ બાદશાહે તેને મુક્ત કરી વડો પ્રધાન બનાવ્યો. તે પછી તેના એટલે કે ઝુલેખાના પતિની પડતી થઈ અને તે મરી ગયો. ઝુલેખાની સ્થિતિ પણ ખરાબ થઈ ગઈ છતાં તે યૂસુફને તો ચાહતી જ રહી. અંતે અલ્લાહની કૃપાથી ઝુલેખા કુંવારી જેવી થઈ ગઈ અને યૂસુફે તેના સાથે લગ્ન કર્યું.

મિસરના વડા પ્રધાનની પત્ના જે યૂસુફ ઉપર મુગ્ધ થઈ ગઈ હતી.

"પતિવ્રતના પટંચલથી
ઝુલેખા ખેંચીને લાવે."
બાલાશંકર, 'ગુજરાતની ગઝલો'.

ઝુંબેશ સ્ત્રી૦ [ફા૦ جنبش 'જુંબિશ' ('જુંબ' અર્થાત્ હલાવ; ડોલાવ; ઉશ્કેર; પ્રવૃત્ત કર : એ ક્રિયાપદનો ધાતુ જે આજ્ઞાર્થરૂપમાં હોય છે + 'ઇશ' = પ્રત્યય, ક્રિયાધાતુને લાગીને નામ બનાવનાર) = ગતિ; ચળવળ; હિલચાલ; આંદોલન]

જોશપૂર્વકની ચળવળ-હિલચાલ કે આંદોલન (૨) [લા૦] પ્રતિકાર; સામું થવું તે.

ઝૂલ સ્ત્રી૦ [અ૦ جل (જુલ્લ) = ઘોડા અને ગધેડા વગેરે જાનવરોને પહેરાવાતો ઓઢો]

બળદ, ગાય, હાથી વગેરેને ઠંડીના દિવસોમાં ઓઢાડવામાં આવતું કપડું; જાનવરોને પહેરાવાતો ઓઢો.

"કિનખાબની ઝૂલ કરચલી પડેલી હતી."
સ૦ચં૦ ભા. ૧ (ગુ-ફા-અ૦કો૦ પરિશિષ્ટ)

ઝૂલફું ન૦ જુઓ 'જુલ્ફ'.

"બેઉનાં ઝૂલફાં ફરકે છે."
મેઘાણી, 'માણસાઈના દીવા', પૃ. ૬૨

ઝેણ (પા૦ગુ૦) [અ૦ ذهن (જેહ્ન) = ડહાપણ; શાણપણ; બુદ્ધિ; સમજ]

બુદ્ધિ.

ઝેર(-ે) ન૦ [ફા૦ زهر (ઝહ્ર) = વિષ (૨) ભા૦ફા૦ [લા૦] રોષ; ક્રોધ; ગુસ્સો]

વિષ (૨) ક્રોધ; ગુસ્સો (૩) ઈર્ષા; દ્વેષ; અદેખાઈ (૪) કીનો; વેર; દુશ્મનાવટ.

"ઝેર ગયાં ને વેર ગયાં
વળી કાળા કહેર ગયા કરનાર."
દલપતરામ (ગુ-ઈં૦ડિ૦)

"ક્યાં અનુભવ જિંદગીના,
ક્યાં કવિતાનો નશો;
ઝેર જે મળતું ગયું,
એની સુરા કરતો રહ્યો."
બરકત વીરાણી, 'માનસર', પૃ. ૬૧

ઝેરકચૂરો(-લો) પું૦ 'ઝેરકચોલું' ન૦ [અ૦ફા૦ جوهر کچوله 'જવ્હરે કચૂલઃ' ('જવ્હર' = સત; સાર; સત્ત્વ; તત્ત્વ + 'એ' = છઠ્ઠી વિભક્તિનો સંબંધ દર્શાવનાર ફારસી સંજ્ઞા + 'કચૂલઃ' = એક ઔષધિ) = એક ઔષધિ]

એક કડવું બી—ઔષધિ.

ઝેરકાજળી સ્ત્રી૦— زهر (ઝહ્ર) = જુઓ 'ઝેર' + ગુ૦ 'કાજળી'—

પરસેવા વાટે બહાર આવતું શરીરમાંનું વિષ (૨) મરણ સમયનો પરસેવો.

ઝેરકોચલું ન૦ જુઓ 'ઝેરકચોલું'.

ઝેરી વિ૦ જુઓ 'ઝેર'માં.

"કોણ જાણે શું હતું
એના નીકળતા શ્વાસમાં,
માનવી આ સૃષ્ટિની
ઝેરી હવા કરતો રહ્યો."

બરકત વીરાણી, 'માનસર', પૃ. ૬૧

ઝેરીલું વિ૦ — ઉર્દૂ 'ઝ़હરીલા' ઉપરથી જે ફારસી زهر (ઝહર) ઉપરથી છે: એ માટે જુઓ 'ઝેર'—

ઝેર-વિષવાળું (૨) અદેખું; ઈર્ષાળું; અંટસ રાખે એવું; દ્વેષિલું.

"લોકો **ઝેરીલા** થઈ એક એકને કનડે છે."

મ૦નં૦ધિ૦ (ગુ-ઇં૦ડિ૦)

ઝેહર જુઓ 'ઝેર'.

"ઇશ્ક, ફેશક, મુશક, ખાંસી,
ખૂન **ઝેહર**, મધ્યાન,
એ તો છૂપ્યાં છૂપે નહિ,
પ્રગટ હોય નિધાન."

કહેવત (ગુ–ફા–અં૦કો૦)

ઝોટિંગ પાદશાહી સ્ત્રી૦—ગુ૦ 'ઝોટિંગ' + ફા૦ پادشاهی (પાદશાહી) = જુઓ 'પાદશાહી'—

અંધાધૂંધીની રાજ્યદશા.

ટકોરખાનું ન૦ — ગુ૦ 'ટકોર' + ફા૦ خانه (ખાનઃ) = જુઓ 'ખાનું'—

નોંધ.—પુરાણા જમાનામાં ઘડિયાળ ન હતી ત્યારે લોકોને કાળનું માપ જણાવવા પંચ કે સરકારી ખાતા તરફથી ચાર ચાર ઘડીએ ટકોરા પાડી અથવા ઢોલ અને શરણાઈ વગાડી અમુક સમય થયો એવી જાહેરાત કરવામાં આવતી હતી. તે સ્થળ 'ટકોરખાનું' નામથી ઓળખાતું હતું: તે ઉપરથી.

ચોઘડિયાં કે તે વગાડનારાઓને બેસવાની જગા.

ટપલાબાજી સ્ત્રી૦—ગુ૦ 'ટપલું' + ફા૦ باز (બાઝ) = પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવનાર: એ ઉપરથી બગડેલો ઉચ્ચાર 'બાજ': એમ મળીને 'ટપલાબાજ' + ગુ૦ 'ઈ'—

સામસામે ટપલાની મારામારી; ટપાટપી કરવી તે.

ટંટાખોર વિ૦— ગુ૦ 'ટંટા' + ફા૦ خور (ખોર) = પ્રત્યય, કર્તૃવાચક વિશેષણ બનાવનાર—

જ્યાં ત્યાંથી ટંટા કરે એવું; ટંટા કરવાની આદતવાળું; લડકણું; કજિયાખોર.

ટંટાફિસાદ પું૦— ગુ૦ 'ટંટા' + અ૦ فساد (ફસાદ) = જુઓ 'ફિસાદ'—

ટંટા; તકરાર; કજિયો; ઝઘડો; કંકાસ.

ટાફેટો પું૦ [ફા૦ تافته (તાફ્તઃ) = જુઓ 'તાફતો']

નોંધ.—ફારસી 'તાફ્તઃ' ઉપરથી અંગ્રેજીમાં Taffetah શબ્દ છે: તે ઉપરથી ગુજરાતીમાં.

એક જાતનું બારીક રેશમી ચમકદાર કાપડ.

ટાંકું ન૦ [જુઓ 'તાંકું']

મોટો ગોખલો.

ટીકાખોર વિ૦—ગુ૦ 'ટીકા'+ફા૦ خور (ખોર) = પ્રત્યય, કર્તૃવાચક વિશેષણ બનાવનાર—

ટીકા–નિંદા કરવાની આદતવાળું; ખોટી ટીકા કરવામાં મજા માણનાર; નિંદા કરવાની આદતવાળું.

ટીશી(–સી)ખોર વિ૦ — ગુ૦ 'ટીશી(–સી)' + ફા૦ خور (ખોર) = પ્રત્યય, કર્તૃવાચક વિશેષણ બનાવનાર —

પતરાજીખોર; શેખીખોર.

ટુકડાખોર વિ૦ —ગુ૦ 'ટુકડો' + ફા૦ خور (ખોર) = પ્રત્યય, કર્તૃવાચક વિશેષણ બનાવનાર—

ઘેરઘેર રખડીને રોટલાના ટુકડા માગી ખાનાર; ટુકડા માગીને જીવનારું; ભિખારી.

ટુંડાઈ સ્ત્રી૦—ફા૦ تند (તુંદ) = તેજ; તીક્ષ્ણ; ઉગ્ર; ઉત્કટ (૨) ગરમ સ્વભાવનું; ગુસ્સાવાળું; ક્રોધી +ગુ૦ 'આઈ'—

ગુસ્સો; ક્રોધ; મિજાજ.

"ઠાકોરે ટુંડાઈથી કહ્યું, હવે જોયા તારા દરબાર."

ટ૦વા૦ ભા. ૩ (ગુ–ફા–અ૦કો૦)

ટોણ(–ણું) ન૦; ટોણો પું૦ જુઓ 'તાનો'.

"મહારાજે ભરનીંદરમાંથી જાગવાનો ડોળ કરતા ખોડિયાને નરમ ટોણો માર્યો."

મેઘાણી, 'માણસાઈના દીવા', પૃ. ૪૪

ટોલ(–ળ)બાજી સ્ત્રી૦—ગુ૦ 'ટોલ(–ળ)' + ફા૦ باز (બાઝ) = પ્રત્યય, કર્તૃવાચક નામ યા વિશેષણ બનાવનાર: એ ઉપરથી ગુજરાતીમાં બગડેલો ઉચ્ચાર 'બાજ': એમ મળીને 'ટોળબાજ' + ગુ૦ 'ઈ'—

મશ્કરી; ઠઠ્ઠાબાજી; ઠઠ્ઠામશ્કરી.

ઠગબાજી સ્ત્રી૦— ગુ૦ 'ઠગ' + ફા૦ باز (બાઝ) = પ્રત્યય, કર્તૃવાચક નામ યા વિશેષણ બનાવનાર: એ ઉપરથી ગુજરાતીમાં બગડેલો ઉચ્ચાર 'બાજ': એમ મળીને 'ઠગબાજ' + ગુ૦ 'ઈ'—

ઠગાઈ; પ્રપંચ; દગો.

ઠઠ્ઠાખોર વિ૦ — ગુ૦ 'ઠઠ્ઠો' + ફા૦ خور (ખોર) = પ્રત્યય, કર્તૃવાચક વિશેષણ બનાવનાર—

ઠઠ્ઠામશ્કરી કરવાની આદતવાળું; મશ્કરું; મજાકી.

ઠઠ્ઠાબાજી સ્ત્રી૦—ગુ૦ 'ઠઠ્ઠો'+ફા૦ باز (બાઝ)=પ્રત્યય, કર્તૃવાચક નામ યા વિશેષણ બનાવનાર: એ ઉપરથી ગુજરાતીમાં બગડેલો ઉચ્ચાર 'બાજ': એમ મળીને 'ઠઠ્ઠાબાજ'+ગુ૦ 'ઈ'—

ઠઠ્ઠામશ્કરી; ટોળટીખળ; ખોટી ગમતમાં વખત ગાળવો તે.

ઠઠ્ઠોમશ્કરી સ્ત્રી૦ — ગુ૦ 'ઠઠ્ઠો' + અ૦ ફા૦ مسخرگی 'મસ્ખરગી': એ માટે જુઓ 'મશ્કરી'—

ઠઠ્ઠાબાજી.

ઠસક(-કા)બાજ વિ૦—ગુ૦ 'ઠસકો' + ફા૦ باز (બાઝ) = પ્રત્યય, કર્તૃવાચક નામ કે વિશેષણ બનાવનાર: એ ઉપરથી ગુજરાતીમાં બગડેલો ઉચ્ચાર 'બાજ': એમ મળીને ઠસક(-કા)બાજ—

ચાલાક; ચકોર (૨) ઠસ્સાવાળું.

-કાદાર ગુ૦—'ઠસકો'+ફા૦ دار (દાર) = પ્રત્યય, કર્તૃવાચક વિશેષણ બનાવનાર—

ઠસકાવાળું.

ઠસ્સાદાર વિ૦ — ગુ૦ 'ઠસ્સો' + ફા૦ دار (દાર) = પ્રત્યય, કર્તૃવાચક વિશેષણ બનાવનાર—

ઠસ્સાવાળું.

ઠેકેદાર પું૦—ગુ૦ 'ઠેકો'+ફા૦ دار (દાર) = પ્રત્યય, કર્તૃવાચક વિશેષણ બનાવનાર—

ઈજારદાર.

ઠોંસાબાજી સ્ત્રી૦ — ગુ૦ 'ઠોંસો' + ફા૦ باز (બાઝ) = પ્રત્યય, કર્તૃવાચક નામ યા વિશેષણ બનાવનાર: એ ઉપરથી ગુજરાતીમાં બગડેલો ઉચ્ચાર 'બાજ': એમ મળીને 'ઠોંસાબાજ'+ગુ૦ 'ઈ'—

સામસામે ઠોંસા મારવા તે; ધક્કામુક્કી.

ડખલ સ્ત્રી૦ જુઓ 'દખલ'.

-લિયું વિ૦ — 'ડખલ' ઉપરથી ગુજરાતીમાં—

જુઓ 'દખલિયું'.

ડખલગીરી સ્ત્રી૦ જુઓ 'દખલ'માં.

ડગલી સ્ત્રી૦— دگلہ (દગ્લઃ) ઉપરથી ગુજરાતીમાં: એ માટે જુઓ 'ડગલો'—

(પહેરવાનું) નાનું ડગલું.

-લું ન૦— دگلہ (દગ્લઃ) ઉપરથી ગુજરાતીમાં: એ માટે જુઓ 'ડગલો'—

(પહેરવાનું) કપડું-જાડું બદન કે અંગરખું.

ડગલો પું૦ [ફા૦ دگله (દગ્લઃ) = સૈનિકોએ પહેરવાનો કોટ]

મોટા અંગરખો કે કોટ; 'ઓવરકોટ'.

ડઘાવું અ૦ ક્રિ૦—ફા૦ داغ (દાગ) ઉપરથી ગુજરાતીમાં : એ માટે જુઓ 'દાઘ'—

[લા૦] ગભરાટથી સ્તબ્ધ થઈ જવું.

-વવું સ૦ક્રિ૦ 'ડઘાવું'નું પ્રેરક.

ડફ સ્ત્રી૦, ન૦ [ફા૦ دف (દફ્)= એક વાદ્ય]

એક વાદ્ય.

"હાથમાં કરતાલ, ડફ, કાંશીઓ લઈ વગાડતા હતા."

સ૦ચ૦ ભા. ૨ (ગુ-ફા-અ૦કો૦ પરિશિષ્ટ)

ળડું ન૦—'ડફ' ઉપરથી ગુજરાતીમાં—

નાનું ડફ

ડબગર પું૦ [ભા૦ફા૦માં ફા૦ دفگر 'દફ્-ગર' ('દફ'=જુઓ 'ડફ'+ 'ગર'=પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવનાર) = ડફ બનાવનાર; નગારાં ઉપર ચામડું મઢનાર]

નગારાં પર ચામડા મઢનારો.

"ડબગરના ઘરમાં મીંદડી મૂઈ, તે ગંધ ભેગી ગંધ સહી રહી."

(કહેવત)

ડબરું ન૦—ફા૦ دبه (દબ્બઃ) એક પ્રકારનું વાસણ જે કાચા ચામડામાંથી બનાવવામાં આવે છે, જેમાં મોટે ભાગે ઘી, તેલ વગેરે ભરવામાં આવે છે: તે ઉપરથી ગુજરાતીમાં—

ચામડાનું કુલ્લું; ચામડાની કોથળી.

-રો પું૦—'ડબરું' ઉપરથી—

મોટું ડબરું.

-રું (-લું) ન૦ જુઓ 'ડબરું'.

"ભારશ માલ ખાઈને રે, વધારે ડબરીના પેટા."

હજૂરદાસ (ગુ-ઇ૦ડિ૦)

ડબીર પું૦ [ફા૦ دبیر (દબીર)

(૧) ('દો'=બે + 'બીર'= કંઠસ્થ કરવું તે; યાદ કરવું તે) =જેણે બે બાબત યાદ કરી હોય તે; જે બે બાબત એટલે કે પદ્ય અને ગદ્ય યાદ રાખનાર હોય તે.

(૨) ('દો' = બે + 'વીર' = બુદ્ધિ; યાદશક્તિ; વિચાર-શક્તિ)=પદ્ય અને ગદ્ય એવી બે બાબતની સંભાળ રાખનાર; પદ્ય અને ગદ્ય ઉપર કાબૂ ધરાવનાર) =મુનશી; મહેતો, કારકુન; મંત્રી; હિસાબ રાખનાર માણસ]

મુનશી; મહેતો; કારકુન; મંત્રી; હિસાબ રાખનાર માણસ.

ડબૂસું નં૦; -સો પું૦ [ફા૦ دبوسه (દબૂસઃ) = જહાજનો એક ભાગ જ્યાં એક ઓરડીમાં નાવિકની પત્ની અને ખારવાઓની મહિલાઓ વગેરે બેસે છે ]

વહાણનો પાછળનો ભાગ.

ડબો(બ્બો) પું૦ [ફા૦ دبه (દબ્બઃ) = એક પ્રકારનું ખાસ પાત્ર જે કાચા ચામડામાંથી બનાવવામાં આવે છે અને જેમાં મોટે ભાગે ઘી, તેલ વગેરે ભરવામાં આવે છે ]

**નોંધ.**— હિંદીમાં એ ઉપરથી ઉચ્ચાર હલ્વા થયો અને તેનો અર્થ થાય છે ધાતુના બનેલા ઢાંકણુવાળું એક પ્રકારનું પાત્ર (૨) રેલગાડીનો ડબો: તે ઉપરથી ગુજરાતીમાં—

ધાતુનું એક પાત્ર; દાબડો; ટીનનો ડબો (૨) રેલગાડીનો ડબો (૩) ઘડિયાળનો ડબ્બો (૪) એક જાતનું ફાનસ (૫) હરાયાં ઢોર પૂરવાનો વાડો (૬) ગોળ દડા જેવી અમદાવાદી પાઘડી.

ડમાક પું૦ [અ૦ دماغ (દિમાગ઼)= મગજ; બુદ્ધિ (૨) [લા૦] ગર્વ; અહંકાર; અભિમાન ]

ઠાઠ; રોફ; ભપકો.

૦દાર વિ૦ [ફા૦ دماغدار 'દિમાગ઼દાર' ('દિમાગ઼'+ફા૦ 'દાર'= પ્રત્યય, 'વાળું'અર્થસૂચક વિશેષણ બનાવનાર)=અભિમાની; મગરૂર; ગર્વિષ્ઠ; ડંફાસ મારનાર; ફાંકો રાખનાર]

ડમાકવાળું; બડાઈવાળું.

ડહાપણદાર વિ૦ — ગુ૦ 'ડહાપણ' +ફા૦ دار (દાર)=પ્રત્યય, 'વાળું'અર્થસૂચક વિશેષણ બનાવનાર—

ડહાપણવાળું.

ડંડાબાજ વિ૦ — ગુ૦ 'ડંડો' + ફા૦ باز (બાઝ) = પ્રત્યય, કર્તૃવાચક નામ કે વિશેષણ બનાવનારઃ એ ઉપરથી ગુજરાતીમાં બગડેલો ઉચ્ચાર 'બાજ': એમ મળીને 'ડંડાબાજ'—

ડંડો વાપરવામાં કુશળ; ડંડાથી મારામારી કરે એવું.

-જી સ્ત્રી૦ — 'ડંડાબાજ'+ગુ૦ 'ઈ' = પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર—

ડંડાથી મારામારી.

ડાકડમાક પું૦ — 'ડમાક' ઉપરથી ગુજરાતીમાં દ્વિરુક્તરૂપ : એ માટે જુઓ 'ડમાક'—

ઠાઠમાઠ; ભપકો; રોફ.

ડાકુગીરી સ્ત્રી૦—ગુ૦ 'ડાકુ'+ફા૦ گری (ગરી)—

નોંધ.—'જાદુગર' ઉપરથી 'જાદુગીરી', 'સોદાગર' ઉપરથી 'સોદાગીરી' જેવા 'ગરી' પ્રત્યય લાગીને ફારસીમાં બનેલા અને ગુજરાતીમાં 'ગીરી' પ્રત્યય થઈને પ્રચલિત પામેલા શબ્દોના સાદૃશ્યે એ ગુજરાતીમાં ઘડાયો છે.

લૂંટ; ધાડ.

"કેવા કેવા સદ્‌ગૃહસ્થો આ **ડાકુગીરી**માં ભળેલા હતા તેનો ઇતિહાસ દટાઈ ગયો છે."
મેઘાણી, 'માણસાઈના દીવા', પૃ. ૧૫૭

ડાગવું સ૦ ક્રિ૦—ફા૦ داغ (દાગ) ઉપરથી ગુજરાતીમાં—

નોંધ.—ઈરાનમાં ઘોડાઓની નોંધ રાખવા માટે પાદશાહો તરફથી દરેક ઘોડાને તેના થાપા ઉપર નિશાન આપવામાં આવતું હતું અને તે માટે એક ખાસ મેદાનમાં ડાઘ દેવાની ક્રિયા કરવામાં આવતી હતી.

લખવું; નોંધવું; ટપકાવી કે લખી લેવું (કોર્ટમાં વપરાય છે).

ડાઘ પું૦ જુઓ 'દાઘ'.

"**ડાઘ** જાય ધોવાથી,
દયા આવે રોવાથી."
(કહેવત)

–ધાડૂઘી સ્ત્રી૦—'ડાઘ' ઉપરથી ગુજરાતીમાં દ્વિરુક્ત રૂપ—

ડાઘાડાઘા; ડાઘા પડીને થતી અસ્વચ્છતા; છેકાછેક.

"**ડાઘાડૂઘી** ન દેખીએ,
ખરેખરી ખૂબ ખાપ."
દલપતરામ (ગુ–ઇં૦ડિ૦)

–ઘી(ઘિયું) વિ૦ [ફા૦ داغی 'દાગી' ('દાગ'+ફા૦ 'ઈ'= પ્રત્યય, વિશેષણ બનાવનાર)=ડાઘાવાળું]

[લા૦] જેના અંતરમાં વેરનો ડાઘ લાગી રહેલો હોય એવું; વેર રાખે એવું; વેરીલું; ઝેરીલું; ખારીલું (૨) [લા૦] વિકરાળ; ફાડી ખાય તેવું; ભયંકર; ઘાતકી.

–ઘેલ વિ૦—'ડાઘ' ઉપરથી ગુજરાતીમાં—

ડાઘાવાળું; જેના ઉપર નિશાન હોય એવું (૨) [લા૦] બળેલું; દઝાયેલું (૩) [લા૦] ખારીલું; ઝેરીલું.

–ઘો પું૦—'ડાઘ' ઉપરથી ગુજરાતીમાં—

ડાઘ.

–ઘોડૂઘો પું૦—'ડાઘ' ઉપરથી ગુજરાતીમાં દ્વિરુક્ત રૂપ—

રડ્યો ખડ્યો એકાદ ડાઘો.

ડાબ પું૦ જુઓ 'દાબ'.

"હાથી **ડાબ** ઉતારી કોઠી કીધાં નીર સ્નાન."
કાન્હડદેપ્રબંધ (ભ૦ગો૦મં૦)

ડાણડિયું વિ૦;–ડી૦ સ્ત્રી૦;–ડો૦ પું૦
જુઓ 'દાણડિયું', 'દાણડી' અને 'દાણડો'.

ડામણ ન૦ [ જુઓ 'દામન' ]
અંગરખાનાં છેડાનું ઓટણ.

ડાયરશાહી સ્ત્રી૦ — 'ડાયર' = એક અંગ્રેજનું નામ + ફા૦ شاهی (શાહી) = જુઓ 'શાહી'—
નોંધ.—ભારતમાં અંગ્રેજોના શાસન દરમિયાન ડાયર નામનો એક અંગ્રેજ સેનાપતિ થઈ ગયો. તા. ૧૩–૪–૧૯૧૯ના રોજ તેણે અમૃતસરમાં આવેલા જલિયાનવાલા બાગમાં સરકારના હુકમનો ભંગ કરવા નિઃશસ્ત્ર માણસોની જે જાહેર સભા મળેલી તે ઉપર ભયંકર રીતે મશીનગન ચલાવીને કાળો કેર વર્તાવ્યો હતો. તેના ઉપરથી ગુજરાતીમાં આ શબ્દ ઘડાયેલો છે: તે ઉપરથી તેનો લાક્ષણિક અર્થ નીચે મુજબનો થાય છે:
કાળો કેર; જુલમી સત્તા; જોહુકમી.

ડાયરો પું૦ [ અ૦ دائره 'દાયરઃ' ('દાર'=ફરવું; ભ્રમણ કરવું; ગોળ ફરવું)=વર્તુળ; કૂંડાળું ]
નોંધ.—ઉર્દૂમાં ઉપરના ઉપરાંત એના અર્થ થાય છે મજલિસ; મંડળી; ટોળી; સમુદાય: તે ઉપરથી ગુજરાતીમાં.
ઘરડા અને અનુભવી લોકોનો સમુદાય; રાવણું; મિજલસ (૨) નાત; જમણ (રજપૂતોમાં).

"કુંઘો ત્યાં ડાયરો,
મુલ્લાં ત્યાં મસીદ;
વગર સ્ત્રીનો ભાયડો
જ્યાં બેઠો ત્યાં નચીંત."
કા૦ક૦ (ગુ–ફા–અ૦કો૦)

ડાહીનો ઘોડો પું૦ — ફા૦ داو (દાવ) ઉપરથી: એ માટે જુઓ 'દાવ'—
એ નામની એક જાતની બાલ-રમત.

ડાહ્યલું વિ૦ — 'ડાહ્યું' ઉપરથી ગુજરાતીમાં: એ માટે જુઓ 'ડાહ્યું'—
દોઢડાહ્યું; ચાંપલું.

ડાહ્યું વિ૦ [ અ૦ داهی 'દાહી' ('દહેય' = શાણું હોવું; સમજુ હોવું; ચાલાક હોવું) = શાણું; સમજુ; હોશિયાર; બુદ્ધિમાન; ચતુર ]
ડહાપણવાળું; સમજુ.
"ડાહીના ઘેલા, ને ઘેલીના ડાહ્યા."
(કહેવત)

ડિમાક વિ૦ [ જુઓ 'ડમાક' ]
ડામફો; દંભી; ડાક; ડોળ; તાલમેલ.

ડિલ ન૦ જુઓ 'દિલ'.

ડૂમચી સ્ત્રી૦ (૧) [જુઓ 'દુમચી']

સાજ ખસી ન જાય એ માટે ઘોડા ખચ્ચર વગેરેની પૂંછડીમાં ભેરવવાની દોરી (૨) હાથીના પૂંછડામાં પરોવીને હોદ્દા સાથે બાંધવામાં આવતું દોરડું.

(૨) [ભા૦ફા૦માં دمچه 'દુમ્ચ:' (دُمب 'દુમ્બ:'=થાપો+ چه 'ચ:'=પ્રત્યય, લઘુતાવાચક નામ બનાવનાર) = નાનો થાપો; ઘોડાની પૂંઠ]

નોંધ.—ઈરાની ફારસીમાં 'દુમ-ચ:' જેવો કોઈ શબ્દ વપરાતો નથી. 'ચ:' પ્રત્યય લાગીને ફારસીમાં બનેલા જે શબ્દો ભારતીય ફારસીમાં પ્રચલિત છે તેમના સાદૃશ્યે 'દુમ-ચ:' શબ્દ ભારતમાં ઘડાયો હોય અને તે 'ડૂમચી' ઉચ્ચારથી ગુજરાતીમાં પ્રવેશ પામ્યો હોય એમ સંભવે છે.

ઘોડાનો થાપો; ઘોડાની પૂંઠ.

ડૂમળ ન૦ [અ૦ دمل (દુમ્મલ) કે (દુમલ)=ગૂમડું; ફોડો; જખમ]

એક જાતનું ગૂમડું.

ડેહકાણી પું૦ [ફા૦ دهگانی 'દેહ-ગાન'નું અ૦ક૦ دهقان 'દેહ:કાન': એ ઉપરથી دهقانی 'દેહ-કાની': 'દેહ-ગાન' ('દેહ' = ગામ + 'ગાન' = પ્રત્યય, -ને યોગ્ય એવો અર્થસૂચક સંબંધવાચક)= ગ્રામવાસીઓના જેવો ભોળપણ અને અજ્ઞાનતાનો સ્વભાવ ધરાવનારઃ ગ્રામવાસી ખેડૂત; કિસાન+ 'ઈ'=પ્રત્યય, સ્વાર્થે ઉમેરાયેલો: એમ 'દેહ-ગાની' ઉપરથી 'દેહ-કાની' = ગામનો નિવાસી; ગ્રામવાસી ખેડૂત; કિસાન]

ગામડિયો (૨) રાભો (૩) ગમાર; મૂરખો.

ડોટી [ભા૦ફા૦ دوتهی 'દો-તહી' ('દો'='બે'+'તહ'=પડ: એમ મળીને 'દો-તહ'+'ઈ'=પ્રત્યય, સંબંધવાચક) = બે પડવાળું; જેમાં એક પડમાં બીજું આવે તે; એક જાતનું કાપડ]

એક જાતનું જાડું કાપડ.

ડોલ સ્ત્રી૦ [(૧) અ૦ دلو (દલ્વ) અથવા (૨) ڈول ઈ૦ઉ૦ (ડૂલ): ભા૦ઉ૦ (ડોલ)=પાણીનું એક વાસણ; બાલદી (૨) વહાણનો કૂવાસ્થંભ]

બાલદી.

પું૦ વહાણનો કૂવાસ્થંભ.

"ડોલ ને વરેડું કૂવામાં પડ્યું." (કહેવત)

ડોલચી સ્ત્રી૦ [ફા૦ ڈولچه ઈ૦ઉ૦ 'ડૂલ-ચેહ': ભા૦ઉ૦ 'ડોલ-ચ:'

(' દૂલ ' કે ' દોલ ' = જુઓ ' ડોલ ' + ' ચેહ ' કે ' ચઃ ' = પ્રત્યય, લઘુતાવાચક નામ બનાવનાર ) = નાની ડોલ ]

નોંધ.—ભા૰ફા૰માં ' દોલ-ચઃ'નો અર્થ થાય છે ચામડાની ડોલ : તે ઉપરથી ગુજરાતીમાં—

નાની ડોલ; ચામડાની ડોલ.

પું૰ ડોલ વડે વહાણમાંથી પાણી ઉલેચનાર માણસ.

નોંધ.—ગુજરાતીમાં પ્રચલિત ' તબલચી ', ' મશાલચી ' જેવા મૂળ ફારસી શબ્દોના સાદૃશ્યે આ અર્થ ગુજરાતીમાં ઘડાયો હોવાનું જણાય છે.

ડોલચું ન૰ [ જુઓ ' ડોલચી ' ]

ડોલ (૨) ચામડાની ડોલ.

ડોળદાર વિ૰ — ગુ૰ ' ડોળ ' + ફા૰ دار (દાર)=પ્રત્યય, 'વાળું''અર્થસૂચક વિશેષણ બનાવનાર.

ઘાટવાળું; ઘાટીલું; દેખાવડું.

ઢગ(-લા)બાજી સ્ત્રી૰—ગુ૰ 'ઢગ(-લો)' + ફા૰ بازی (બાઝી)=જુઓ ' બાજી '.

પત્તાંની એક બાજી.

ઢબદાર વિ૰—ગુ૰ 'ઢબ'+ફા૰ دار (દાર)=પ્રત્યય, 'વાળું''અર્થસૂચક વિશેષણ બનાવનાર.

ઢબવાળું; સુંદર; દેખાવડું (૨) છટાદાર.

ઢાલગર પું૰ — ગુ૰ ' ઢાલ ' + ફા૰ گر (ગર) = પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવનાર.

ઢાલ બનાવનાર.

૰વાડો પું૰ — ' ઢાલગર ' + ગુ૰ ' વાડો '.

ઢાલગર લોકોનો મહોલ્લો.

ઢાળગર પું૰ — ગુ૰ ' ઢાળ ' + ફા૰ گر (ગર)=પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવનાર.

ધાતુ ઢાળવાનું કામ કરનાર કારીગર; ' મોલ્ડર '.

ઢાળદાર વિ૰ — ગુ૰ ' ઢાળ ' + ફા૰ دار (દાર)=પ્રત્યય,'વાળું''અર્થ-સૂચક વિશેષણ બનાવનાર.

ઢાળ-ઢોળાવવાળું.

ઢેડફજેતી સ્ત્રી૰; ૰ફજેતો પું૰ — ગુ૰ ' ઢેડ ' + અ૰ فضیحت (ફઝીહત) ઉપરથી ગુજરાતીમાં 'ફજેતી' : એ ઉપરથી 'ફજેતો' : એ માટે જુઓ ' ફજેતી '.

જાહેર ફજેતી; ખરાબમાં ખરાબ ફજેતી; જાહેર અપમાન; નામોશી.

ઢોલ પું૰; ન૰ [ફા૰ دهل (દુહુલ) = એક વાદ્ય; નગારું ]

એક વાદ્ય; નગારું.

"ઢોલ વાગ્યું ઢાંક્યું ન રહે."
( કહેવત )

૦ક ન૰; ૦કી સ્ત્રી૰—'ઢોલ' ઉપરથી ગુજરાતીમાં —

નાનું ઢોલ; પખાજ.

૦કું ન૰ — 'ઢોલ' ઉપરથી ગુજરાતીમાં —

ઢોલ.

-લી પું૰ — 'ઢોલ' ઉપરથી ગુજરાતીમાં —

ઢોલ વગાડવાનો ધંધો કરનાર; ઢોલ વગાડનારો.

તકતી સ્ત્રી૦ જુઓ 'તખ્તી'

તકતો પું૦ જુઓ 'તખ્તો'

તકદીર ન૦ [અ૦ تقدیر 'તક્દીર' ('કદ્દર'=નિર્માણ કરવું; નક્કી કરવું)=અલ્લાહે અગાઉથી સર્વ માટે જે કંઈ હિસ્સો નક્કી કરી દીધો હોય તે; નિર્માણ (૨) ભાવિ; ભાગ્ય; કિસ્મત]

**નોંધ.**—અલ્લાહના નિર્માણ વિના વિશ્વમાં કંઈ બની શકતું નથી. કુરાને શરીફમાં નિર્માણ અંગેની જે આયતો છે તેમની પાછળ અલ્લાહ સર્વશક્તિમાન હોવાનો ભાવ છે. માણસ તેની શક્તિની હદ સુધી તેનાં કર્મો માટે જવાબદાર છે, પરંતુ અલ્લાહની ઇચ્છા અને તેની શક્તિને આધીન મનુષ્યની ઇચ્છા અને તેના શક્તિ છે.

ભાવિ; ભાગ્ય; નસીબ; કિસ્મત.

"ભરમ મારો જુદો છે
બંધ મુઠ્ઠી રાખનારાથી,
મને મારા ઉઘાડા હાથમાં
**તકદીર** લાગે છે."

બરકત વીરાણી, 'માનસર', પૃ. ૩૯

તકબ્બુર ન૦ [અ૦ تکبر 'તકબ્બુર' ('કબ્બર'=ઊંચે સ્થાને લઈ જવું (૨) પોતાની મહત્તા વધારવી; પોતાને મોટા ગણાવવું) =પોતાને મોટા સમજવું તે; અભિમાન કરવું તે; હુંપદ; અહંકાર; અહંભાવ; ગર્વ; અભિમાન]

અહંકાર; અહંભાવ; ગર્વ; અભિમાન.

"દોલતખાનાના **તકબ્બુરને** તોડવાની પહેલી જરૂરત છે."

બા૦બા૦ (ગુ-ફા-અ૦કો૦)

તકમરિયાં ન૦ બ૦વ૦ જુઓ 'તુકમરિયાં'.

તકરાર સ્ત્રી૦ [અ૦ تکرار 'તક્રાર' ('કર્રર'=ફરી ફરીને થવું કે કરવું; વારંવાર કહેવું કે ફરી આવવું)=એક ને એક વાત ફરી ફરીને કહેવી તે]

**નોંધ.**—ઉર્દૂમાં ઉપરના ઉપરાંત એના અર્થ થાય છે ચર્ચા; વિવાદ (૨) ઝઘડો; કજિયો; ટંટો : તે ઉપરથી ગુજરાતીમાં—

ઝઘડો; કજિયો; ટંટો (૨) વાંધો; ખાંચો.

"એવી કરું છું **તકરાર**
ખુલ્લું પછી થાશે દ્વાર."

(ક૦કે૦ પૃ. ૩૫૯)

–રિયું વિ૦—'તકરાર' ઉપરથી ગુજરાતીમાં—

તકરાર કરવાની ટેવવાળું; (૨) તકરારવાળું; તકરાર કરવી પડે તેવું.

–રી વિ૦ [અ૦ફા૦ تکراری 'તક્રારી' ('તક્રાર'+ફા૦ 'ઈ'=પ્રત્યય, સંબંધવાચક)=ફરી ફરીને થયેલું કે કરેલું; વારંવાર કહેલું]
નોંધ.—ઉર્દૂ તથા હિંદીમાં એ શબ્દ ઉપરના અર્થમાં વપરાતો નથી અને તેમાં એના અર્થ થાય છે તકરાર કરનારું; ઝઘડો કરનારું; વાંધો લેનારું; જક્કી: એ ઉપરથી ગુજરાતીમાં—

તકરારને લગતું; તકરારનો વિષય બનેલું; તકરારવાળું (૨) કજિયાખોર.

તકરીર સ્ત્રી૦ [અ૦ تقریر 'તક્રીર' ('કર્ર્' = બ્યાન કરવું; હેવાલ જાહેર કરવો; હકીકત કહેવી)=બ્યાન; હેવાલ; વર્ણન; કથન (૨) મોઢે બોલી જવું તે]
નોંધ.—ઉર્દૂમાં ઉપરના ઉપરાંત એના અર્થ થાય છે વાતચીત; ભાષણ (૨) ચર્ચા; વિવેચન; દલીલ: તે ઉપરથી ગુજરાતીમાં—

વાતચીત; ભાષણ (૨) ચર્ચા; વિવેચન; દલીલ.

તકલાદી વિ૦ જુઓ 'તકલીદી'.

"આ યન્ત્રરૂપી હોડીઓ **તકલાદી** છે."
આ૦બા૦ક્ષુ૦ (ગુ–ઇં૦ડિ૦)

તકલીદી વિ૦ [અ૦ફા૦ تقلیدی 'તક્લીદી' ('કલ્લદ'=અનુસરવું; નકલ કરવી: એ ઉપરથી 'તક્લીદ'=અનુસરવું તે; નકલ કરવી તે+ફા૦ 'ઈ'=પ્રત્યય, સંબંધવાચક)=અનુકૃત; નકલી; બનાવટી]

અસલના જેવી નકલ ધરાવનારું; મજબૂત અને ટકાઉ નહિ તેવું; નાજુક.

"એવું **તકલીદી** કામ હરગીસ કરવું નહિ."
અં૦ન૦ગ૦ (ગુ–ફા–અં૦કો૦)

તકલીફ સ્ત્રી૦ [અ૦ تکلیف 'તક્લીફ' ('કલ્લફ'= –ને તેની શક્તિ કરતાં ભારે કામ સોંપવું; –ના ઉપર ભારરૂપ કામ મૂકવું; –ને માથે કામ નાખવું)= –ને ભારે કામ સોંપવું તે; –ને માથે ભારે કામ નાખવું તે (૨) ભારરૂપ કામ; વેઠ]

શ્રમ; તસ્દી; કષ્ટ; વિપત્તિ; મુસીબત.

"હુંથી થયું ના, ના થતું,
યા ના થશે કાંઈ અહીં;
**તકલીફ** તો આખર તમારે
ને તમારે છે સનમ."
કલાપી, 'ગુજરાતની ગઝલો'.

તકલેદી વિ૦ જુઓ 'તકલીદી'.

તકસીમ સ્ત્રી૦ [અ૦ تقسیم 'તક્સીમ' ('કસ્સમ'=ઘણા વચ્ચે એક

વસ્તુની વહેંચણી કરવી; વિભાજન કરવું)=વહેંચવું તે; વિભાજન કરવું તે (૨) [લા૦] ભાગ; હિસ્સો]

વહેંચણી; વિભાજન.

૦દાર વિ૦—'તકસીમ'+ફા૰ دار (દાર)=પ્રત્યય, 'વાળું' અર્થ-સૂચક વિશેષણ બનાવનાર—

**નોંધ.**—આ શબ્દ ફારસી તેમ જ ઉર્દૂમાં વપરાતો નથી. 'દાર' પ્રત્યય લાગીને ફારસીમાં બનેલા અને ગુજરાતીમાં પ્રચાર પામેલા 'અમલદાર' અને 'ઇનામદાર' જેવા શબ્દોના સાદૃશ્યે એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

ભાગીદાર.

તકસીર સ્ત્રી૰ [અ૦ تقصیر 'તક્સીર' ('કસ્સર' = ટૂંકું પડવું; ચૂકવું)=ટૂંકું પડવું તે (૨) કમી; ભૂલ; ચૂક; ભૂલચૂક; ગફલત. ફારસીમાં અર્થ:- ગુનો; અપરાધ; દોષ]

ભૂલ; કસૂર; ગફલત (૨) ગુનો; અપરાધ; દોષ.

"નથી આવ્યો હજી પણ
અંત માનવજાતના જગનો,
બહુ મોટી એ આદમ,
આપની **તકસીર** લાગે છે."
બરકત વીરાણી, 'માનસર', પૃ. ૩૯

૦વાર વિ૦ [ભારતીય ફારસીમાં અ૦ફા૦ تقصیروار 'તક્સીર-વાર' ('તક્સીર'+ફા૦ وار (વાર)= પ્રત્યય, 'વાળુ' અર્થસૂચક =તકસીરવાળું)=અપરાધી; ગુનેગાર]

તકસીર કરનારું; અપરાધી; ગુનેગાર; દોષિત.

તકાજો પું૦ જુઓ 'તકાદો'.

તકાદો પું૦ [અ૦ تقاضی 'તકાદી' (قضی 'કદા' = કરજ અદા કરવું)=કરજ વસૂલ કરવું તે; કરજની માગણી કરવી તે.

ફા૦માં تقاضا તકાદા= માગણી કરવી તે; વિનંતીપૂર્વકની માગણી]

તકાદો; ચાંપતી ઉઘરાણી; દબાણપૂર્વકની ઉઘરાણી.

"હતો **તકાદો** પ્રણયનો
કે ત્રાસ યૌવનનો,
કરી રહ્યું'તું મને કોણ
તંગ યાદ નથી."
અમૃત ઘાયલ, 'રંગ', પૃ. ૬૭

તકાવી સ્ત્રી૦ [ફા૦ تقاوی 'તકાવી' ('કવેય' = મજબૂત કરવું; બળવાળું કરવું) = એકબીજાને શક્તિ આપવી; જે પૈસા ગરીબ ખેડૂતોને બી તથા ઓજાર

ખરીદવા આગળથી સરકાર આપે છે તે ]

સરકાર તરફથી ખેડૂતને ધીરવામાં આવતાં નાણાં.

તકિયો પું० [ અ० تکیہ 'તક્યઃ' ('વકા'=કોઈ વસ્તુ ઉપર પીઠ ટેકવવી; ટેકો દેવો; —ને અઢેલો દેવો) = કોઈ વસ્તુ ઉપર પીઠ ટેકવવી તે; ટેકો દેવો તે (૨) ટેકો; આધાર; આશ્રય.

ફારસીમાં અર્થ:-ફકીરોને રહેવાનું સ્થળ (૨) આસરો; ભરોસો ]

પાછળ અઢેલવાનું મોટું ઓશીકું (૨) ઓટલી પર કરાતું ઓશીકા ઘાટનું ચણતર; અઢેલવાની જગા (૩) ફકીરને રહેવાનું (કબ્રસ્તાન જેવું) સ્થાન; ફકીરને પડી રહેવાનું સ્થાન.

"ગામ બહાર ફકિરના **તકિયામાં** કે મસીદમાં પડ્યો રહે."
ટ. ૧૦૦ વાતો (ગુ—ફા—અ० કો०)

—યા કલામ [ ફા० تکیہ کلام 'તકિયઃ-કલામ' (અ० 'તક્યઃ' + અ० 'કલામ'=જુઓ 'કલામ') =બોલવામાં વચ્ચે વચ્ચે વધારાનો નંખાતો નકામો શબ્દ ]

બોલવામાં વચ્ચે વચ્ચે નકામો બોલાતો શબ્દ; બોલવામાં વચ્ચે વારે વારે વધારાનો નંખાતો શબ્દ (જેમ કે 'સમજ્યા'; 'કહું છું' વગેરે).

તકેદારી સ્ત્રી०—અ० تاکید (તાકીદ) =જુઓ 'તાકીદ' + ફા० داری 'દારી' (દાર=પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવનાર+ફા० ی 'ઈ'= પ્રત્યય, કર્તૃવાચક નામને લાગીને ભાવવાચક બનાવનાર)

નોંધ.—'તાકીદ-દારી' જેવો કોઈ શબ્દ ફારસી તેમજ ઉર્દૂમાં વપરાતો નથી; એ મૂળ ફારસીમાંથી આવીને ગુજરાતીમાં પ્રચલિત થયેલા 'જવાબદારી', 'ખબરદારી', 'ખાતરદારી' વગેરે શબ્દોના સાદૃશ્યે 'તાકીદ' ઉપરથી ગુજરાતીમા ઘડાયેલો છે.

ચાંપ; જાપતો; દેખરેખ.

તકોબરી સ્ત્રી० [ ભા०ફા०માં تکبری 'તકબ્બુરી' ('તકબ્બુર'=જુઓ 'તકબ્બુર' + ફા० 'ઈ'=પ્રત્યય, સ્વાર્થે ઉમેરાયેલો)=અહંકાર; અહંભાવ; ગર્વ; અભિમાન ]

અહંકાર; હુંપદ; ગર્વ; અભિમાન.

તકતી સ્ત્રી० જુઓ 'તખતી'.

તખત ન० જુઓ 'તખ્ત'.

તખતી સ્ત્રી० જુઓ 'તખ્તી'.

તખતો પું० [ જુઓ તખ્તો' ]

તખ્તો (૨) 'પ્લેટફૉર્મ'.

તખલ્લુસ ન૦ [અ૦ تخلص 'તખ્લ્લુસ્' ('ખલસ્'=છુટકારો મેળવવો; મુક્તિ મેળવવી (૨) બચાવવું=પોતાના મૂળ નામમાંથી મુક્તિ; પોતાને માટે શાયરે અપનાવેલું નામ જેનાથી તે જાણીતો થાય; પોતાના મૂળ નામમાંથી છુટકારો પ્રાપ્ત કરવા શાયર જે નામ પોતાની શાયરીમાં લખે છે]

ઉપનામ (જેમ કે શાયરો ધારણ કરે છે તે); લેખક તરીકેનું નામ.

"બેફામ પાસે માત્ર
**તખલ્લુસ** રહી ગયું,
જાણે તમે ગયાં ને
બધી શાયરી ગઈ."
બરકત વીરાણી, 'માનસર', પૃ. ૧૦૫

તખ્ત ન૦ [ફા૦ تخت (તખ્ત)=રાજ્યાસન; રાજગાદી (૨) બેસવાની પાટ (૩) ખાટલો; પલંગ (૪) ઊંચું આસન; ઊંચું સ્થાન]

રાજા કે બાદશાહને કચેરી ભરી બેસવાનું મૂલ્યવાન સુંદર આસન; રાજ્યાસન; રાજગાદી.

"ખુદાના **તખ્તના** પાસે
જિગરની આહ પહોંચાડું."
(ક૦કે૦ પૃ. ૨૨૯)

૦નશીન વિ૦ [ફા૦ફા૦ تخت نشین 'તખ્ત-નેશીન્' ('તખ્ત'+'નેશીન'=પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવનાર)=તખ્ત ઉપર બેસનાર; રાજગાદી ઉપર આરૂઢ; શાસક]

તખ્ત ઉપર બેઠેલું.

"હું તેને આજ ને આજ **તખ્તનશીન** થયેલો જોવા ઇચ્છું છું."
અં૦ન૦ગ૦ (ગુ-ફા-અ૦કો૦)

તખ્તી સ્ત્રી૦ [ફા૦ تختی 'તખ્તી' ('તખ્ત' = જુઓ 'તખ્ત'+'ઈ' = પ્રત્યય, સંબંધવાચક) =તખ્તને લગતું; તખ્તના જેવું]
**નોંધ.**—ઉર્દૂમાં એનો અર્થ થાય છે નાનો તખ્તો (૨) નાના વિદ્યાર્થીઓને લખવા માટે વપરાતું નાનું પાટિયું: તે ઉપરથી ગુજરાતીમાં—

કાચ કે ધાતુની ચાર ખૂણાવાળી ચકતી (૨) નાનો તખ્તો; નાના વિદ્યાર્થીઓને લખવા માટે વપરાતું નાનું પાટિયું; નાનું પાટિયું.

તખ્તેતાઊસ [ફા૦ تخت طاوسی 'તખ્તે તાઊસી'—ફા૦ 'તખ્ત'= જુઓ 'તખ્ત'+'એ'= છઠ્ઠી વિભક્તિનો સંબંધ દર્શાવનાર ફારસી સંજ્ઞા+અ૦ફા૦ તાઊસી ('તાઊસ'=જુઓ 'તાઊસ'+'ઈ'=પ્રત્યય, સંબંધવાચક: એમ મળીને 'તાઊસી' = મોર

સાથે સંબંધ રાખનારું; મોરવાળું )— =મોરવાળું તખ્ત; તખ્ત જેનો શણગાર (હીરા માણેક મોતી વગેરે કીમતી ઝવેરાત વડે) મોરનો આકાર આપી કરવામાં આવ્યો હોય]

**નોંધ.** — મોગલ શહેનશાહ શાહજહાંને લાખો (કેટલાક મુજબ છ કરોડ) રૂપિયા ખરચીને તેના પાયતખ્ત શાહજહાનાબાદ-(નવી દિલ્લી શહેર)માં મોરની આકૃતિનું સુંદર અને કીમતી સિંહાસન તૈયાર કરાવ્યું હતું. એ આલમની અજાયબીઓ પૈકીનો એક નમૂનો હતો. રત્નજડિત બાર સ્થંભો ઉપર એ આધારિત હતું. તેના સર્વ ભાગો મીનાકારીથી વિભૂષિત હતા. છેક છતથી માંડી તેના પાયા સુધી શુદ્ધ કુંદન અને ચમકદાર હીરા મોતીથી તે મઢેલું હતું. ઉપરનો ભાગ મોર પક્ષી પાંખ ફેલાવીને નીચે બેઠેલા બાદશાહના માથા ઉપર છત્ર રૂપે હોય એવો દેખાતો હતો.

ઈરાનના બાદશાહ નાદિરશાહે (મૃ. ઈ.સ.૧૭૪૭)હિંદુસ્તાન ઉપર ઈ.સ. ૧૭૩૯માં આક્રમણ કર્યું અને શાહજહાનાબાદના કિલ્લામાં-નાં ઝવેરાત અને ખજાના તેમ જ સુંદર ચીજો લૂંટી તે સર્વ ઈરાન લઈ ગયો તેમાં આ રત્નજડિત 'ત.ખ્તે-તાઊસી' પણ હતું. હિંદીમાં એનો ઉચ્ચાર 'ત.ખ્તે તાઊસ' છે: તે ઉપરથી ગુજરાતીમાં.

મોગલ શહેનશાહ શાહજહાંને મોરના આકારનું બનાવડાવેલું સિંહાસન; મોગલ શહેનશાહનું મયૂરાસન.

**તખ્તેશ** પું૦—تختیش (તખ્ત)= જુઓ 'તખ્ત'+ગુ૦ 'ઈશ'. રાજા.

**તખ્તો** પું૦ [ફા૦ تختہ 'તખ્તઃ' ('તખ્ત'=જુઓ 'તખ્ત'+ વિસર્ગ ઉચ્ચરિત ફારસી વર્ણ 'હે'=પ્રત્યય, મળતાપણું બતાવ-નાર)= પાટિયું; લાકડાની પાટ જેના ઉપર મૃતદેહને નવડાવવામાં આવે છે; 'બોર્ડ' (૨) ટેબલ; 'સ્ટૂલ'; બેન્ચ (૩) કાગળનો તાવ]

તકતો (૨) મંચ; રંગભૂમિ; 'પ્લેટફૉર્મ' (૩) દર્પણ; અરીસો (૪) મઢેલું ચિત્ર કે ફોટો (૫) પાતળું ચોખૂણ પાટિયું.

**તગદીર** ન૦ જુઓ 'તકદીર'.

**તગાદો** પું૦ જુઓ 'તકાજો'.

"રૂપલા પાસે પાણકોરૂં આપવા **તગાદો** કરતા હતા."
ઠ. ૧૦૦ વાતો (ગુ–ફા–અ૦કો૦)

**તગારું** ન૦ [ફા૦ تغار (તગાર)= માટીનું કૂંડું; વસ્તુઓ ગૂંદવાનું કૂંડું]

**નોંધ.** — ઉર્દૂમાં ઉપરના ઉપરાંત એના અર્થ થાય છે જે ખાડામાં

માટીની ગાર અથવા ચૂનાનો કેલ બનાવવામાં આવે છે (૨) પશુઓનો ઘાસચારો આપવા માટેનું માટીનું કે ધાતુનું ગોળ ઊંડું અને પહોળું વાસણ: તે ઉપરથી ગુજરાતીમાં—

માટીની ગાર અથવા ચૂનાનો કેલ ભરવાનું કડાઈ જેવું લોખંડનું વાસણ; છાબડા ઘાટનું લોઢાનું એક પાત્ર; તબાહરું (૨) [લા૦] પેટ (તિરસ્કારમાં).

"જમ્યા જમાયું જેટલું,
જદુરામ ભટ નેટ,
વધ્યું **તગારું** દેખીને
હસતાં દુખે પેટ."
બુલાખી (ભ૦ગો૦મં૦)

"નવાબનું નગારું ત્યાં
પુંજિયાનું **તગારું**."
(કહેવત)

તગાવી સ્ત્રી૦ જુઓ 'તકાવી'.

"**તગાવી** આપવાનો રિવાજ અસલથી ચાલ્યો આવતો હતો."
અં૦ન૦ગ૦ (ગુ-ફા-અ૦કો૦)

તઘલખ(-ગ) પું૦ [તુ૦ મૂળ قتلغ (કુતલુગ) ઉપરથી تغلق (તુગ્લુક) = પહાડી (૨) સરદાર (૩) મધ્યયુગીન ભારતમાં દિલ્હી સલ્તનત દરમિયાન થઈ ગયેલા સુલતાનોના વંશો પૈકીના (ઈ૦સ૦ ૧૩૨૦-૧૪૧૪માં થયેલા) એકનું નામ ]

નોંધ.—'તઘલખ(-ગ)' શબ્દ મૂળ તુર્કી શબ્દ '.કુતલુગ'માંથી નીકળેલો છે. એમ લાગે છે કે જીભની ખરાદ ઉપર '.કુતલુગ'નું 'તુ.ગલુક' થયું. મૂળમાં એનો શબ્દાર્થ 'પહાડી' થાય છે (મોહમ્મદ કાસિમ ફિરિસ્તા, જિલ્દ ૧, પૃ. ૨૩૧, લિથો પ્રત, ગુજરાત વિદ્યા સભા, અમદાવાદ). એમ કહેવાય છે કે માતા ભારતીય અને બાપ તાતારીના સંતાનથી ચાલુ થયેલો વંશ એ નામથી ઓળખાતો હતો. (Cordier, Travels of Marco Polo, Pt. 1, P, 95).

દિલ્હીના બાદશાહોમાં થયેલો એ નામનો એક વંશ (ઈ૦સ૦ ૧૩૨૦-૧૪૧૪).

તજગરો પું૦ [અ૦ تذکر 'તજ્કિર:' ('જકર'=કોઈ વસ્તુનો ઉલ્લેખ કરવો; યાદ રાખવું; કોઈ બાબત યાદ કરવી; કોઈનો હક્ક યાદ રાખવો) = ઉલ્લેખ; યાદગાર; યાદ આપનારી વસ્તુ; સંભારણું (૨) નોંધ; 'પાસપોર્ટ'; 'ટિકેટ']

નોંધ.—ઉર્દૂમાં એનો અર્થ 'ચર્ચા' પણ થાય છે.

તપાસ; તજવીજ (૨) હિસાબની તપાસ.

"થશે તારા **તજાગરામાં**
પતીલનીય જિક્ર જ્યારે."
પતીલ.

–જગારવું સ૦ ક્રિ૦—'તજગરો' ઉપરથી ગુજરાતીમાં—

ગણકારવું; ધ્યાનમાં લેવું.

તજવીજ સ્ત્રી૦ [અ૦ تجويز 'તજવીઝ' ('જવ્વઝ' = સંમતિ આપવી; પરવાનગી આપવી; છૂટ આપવી)=સંમતિ; મંજૂરી; પરવાનગી (૨) ભલામણ (૩) નિયમ મુજબ હોવાનું જાહેર કરવું તે; અભિપ્રાય આપવો તે; ફેંસલો; નિર્ણય; વિચાર; ખ્યાલ]

નોંધ.—ઉર્દૂમાં એના અર્થ થાય છે અભિપ્રાય; ફેંસલો; નિર્ણય (૨) તદબીર (૩) પ્રબંધ; વ્યવસ્થા (૪) કોશિશ; પ્રયત્ન (૫) તપાસ; શોધ (૬) વિચાર; ખ્યાલ: એ ઉપરથી ગુજરાતીમાં—

યુક્તિ; કરામત (૨) તદબીર (૩) સંભાળ; પ્રબંધ; વ્યવસ્થા; બંદોબસ્ત; જોગવાઈ (૪) કોશિશ; પ્રયત્ન (૫) તપાસ; શોધ (૬) વિચાર; ખ્યાલ.

"જેમ તારી વધે **તજવીજ**,
તું આતુર થાય અતીસ."
(નર્મ કવિતા, પૃ. ૮૦૦)

૦દાર પું૦—'તજવીજ' + ફા૦ دار (દાર)=પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવનાર—

નોંધ.—આ શબ્દ ફારસી તેમ જ ઉર્દૂમાં વપરાતો નથી. 'દાર' પ્રત્યય લાગીને ફારસીમાં બનેલા અને ગુજરાતીમાં પ્રવેશ પામેલા એવા 'અમલદાર', 'ઇનામદાર' જેવા શબ્દોના સાદૃશ્યે એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

તજવીજ-તપાસ રાખનાર અમલદાર.

૦દારી સ્ત્રી૦—'તજવીજદાર' + ગુ૦ 'ઈ'—

તજવીજદારનું કામ.

–જિયું વિ૦—'તજવીજ' ઉપરથી ગુજરાતીમાં—

તજવીજ કરનારું; સર્વપ્રકારની તજવીજ કરવાની શક્તિવાળું.

તજાગરમી સ્ત્રી૦—ગુ૦ 'તજા'+ફા૦ گرمی (ગરમી)=જુઓ 'ગરમી'—

ચામડીની ગરમી; ચામડી ઉપર ગરમીની અસર દેખાવી તે; ચામડીનો એક રોગ.

તડબૂચ ન૦ [ફા૦ تربز 'તર-બુઝ' કે تربزه 'તર-બુઝઃ' ('તર'= તાજું; રસદાર+'બુઝ' કે 'બુઝઃ' =એક પ્રકારનું સુગંધીવાળું ફળ) = એક જાતનું મીઠા પ્રવાહીથી ભરપૂર ગરવાળું ફળ]

એક ફળ.

–ચી સ્ત્રી૦—'તડબૂચ' ઉપરથી ગુજરાતીમાં—

તડબૂચનો વેલો.

તડાકાખોર વિ૦—ગુ૦ ‘તડાકો’ + خور (ખોર) = પ્રત્યય, કર્તૃ-વાચક નામ બનાવનાર.

તડાકા મારનારું.

તડાતૂમ અ૦ [અ૦ تلاطم ‘તલાતુમ’ (‘લતમ’ = મારવું)=સમુદ્રમાં મોજાંનું માંહોમાંહે અથડાવું; સમુદ્રનું જોશમાં આવવું તે; સમુદ્રમાંનું તોફાન (૨) સમુદ્રના તરંગ સમાન ગતિ કે દેખાવ]

ફૂલીને તૂટું તૂટું થાય–તસ તસે એમ; અંદરના ભરાવાથી તંગ થઈ જાય તેમ.

તતબીર સ્ત્રી૦ જુઓ ‘તદબીર’.

તદબીર સ્ત્રી૦ [અ૦ تدبیر ‘તદ્‌બીર’ (‘દબ્બર’ = પ્રયોજવું; યોજના ઘડવી; વ્યવસ્થા કરવી (૨) શાસન ચલાવવું; વહીવટ કરવો) = યુક્તિ; યોજના; પ્રબંધ; રીત (૨) ઊંડી વિચારણા; ડહાપણ (૩) પદ્ધતિ; વ્યવસ્થા; ગોઠવણ]

નોંધ.—ઉર્દૂમાં ઉપરના ઉપરાંત એના અર્થ થાય છે ઉપચાર; ઉપાય (૨) પ્રયત્ન; કોશિશ : એ ઉપરથી ગુજરાતીમાં—

યુક્તિ; યોજના; રીત (૨) ઉપાય (૩) યત્ન.

“લાગટ આ રીતે નહિ તો
ન ધસે બેફામ સજદામાં,
કે એ તકદીર ભૂંસવાની
કોઈ **તદબીર** લાગે છે.”

બરકત વીરાણી, ‘માનસર’, પૃ. ૩૯

“તકદીર આગળ **તદબીર** નહિ ચાલે.” (કહેવત)

તનખો પું૦ [ફા૦ફા૦ تنخواه ‘તન-ખાહ’ (‘તન’ = જુઓ ‘તન’ + ‘ખાહ’ અર્થાત્ ઇચ્છા રાખ; માંગ : એ ક્રિયાપદનો ધાતુ જે આજ્ઞાર્થરૂપમાં હોય છે) = શરીર પોતાની મહેનતના બદલા તરીકે ઇચ્છતું વેતન; કોઈ નિશ્ચિત કાર્ય અર્થે અલગ રાખી મૂકેલું નાણાનું ભંડોળ; પગાર; પોતાના કામ પેટે કર્મચારી જે ઇચ્છે તે વેતન; મજૂરી; મહેનતાણું]

પગાર (૨) [લા૦] તુર્કી ચલણી સિક્કો.

“લોકો કહે **તનખો** ગમે તેટલો મળે.”

ટ. ૧૦૦ વાતો (ગુ–ફા–અ૦કો૦)

તનજેબ ન૦ [ભા૦ફા૦માં ફા૦ફા૦ تنزیب ‘તન-ઝેબ’ (‘તન’ = જુઓ ‘તન’ + ‘ઝેબ’ = જુઓ ‘જેબ’) = તનનો જેબ શરીરનો અલંકાર; શરીરની શોભા (૨) ભારતમાં એક જાતના બારીક કાપડનું નામ]

ભારતમાં બનતા એક જાતના બારીક કાપડનું નામ.

તનબદન વિ૦—ફા૦ تن (તન)= જુઓ 'તન'+અ૦ بدن (બદન)= જુઓ 'બદન' —

નોંધ.—એ શબ્દનો ઉપયોગ ફારસીમાં થતો નથી. એ ઉર્દૂમાં ઘડાયેલો છે અને તેમાં તેનો અર્થ થાય છે આખું શરીર: એ ઉપરથી ગુજરાતીમાં.

જીવજાન; અતિ પ્રિય (૨) વિશ્વાસુ; વફાદાર.

"સાકી અમે જ, જામ અમે,
મયસદન અમે,
કૌસરની ઘૂંટથી જ ઘડ્યું
**તનબદન** હતું."
મહેન્દ્ર (સમીર), 'નજરાણું', પૃ. ૧૯૧

તનહા વિ૦ જુઓ 'તન્હા'.

"મગર **તનાહા** ભજન કરવા
પધારો પાદરી બાબા."
ગુ૦ગ૦ (ગુ-ફા-અ૦કો૦)

૦ઈ સ્ત્રી૦ જુઓ 'તન્હા'માં.

"**તનાહાઈ** મારી એક
તમાશો જ છે, મગર,
દુનિયા વિમુખ છે એટલે
જોવા નહિ મળે."
બરકત વીરાણી, 'માનસર', પૃ. ૧૦૧

તન્નૂર પું૦ જુઓ 'તંનૂર'.

તન્હા વિ૦ [ફા૦ تنها (તન્હા)= જેની સાથે કોઈ ન હોય; એક જ; એકલું (૨) માત્ર; ફક્ત ] સાથ વગરનું; એકલું.

અ૦ માત્ર; ફક્ત.

૦ઈ સ્ત્રી૦ [ફા૦ تنهائی 'તન્હાઈ' ('તન્હા'+'ઈ'=પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર)=એકલાપણું; એકાંતપણું ]

એકલાપણું; એકાકીપણું; એકાંત.

તપસીલ સ્ત્રી૦ જુઓ 'તફસીલ'.

"અજાણ્યા આરોપની **તપસીલ**
કદાચ,
પ્રથમ માણસને વિસ્મય પમાડે."
અં૦ન૦ (ગુ-ફા-અ૦કો૦)

તપાસ, ૦ણી સ્ત્રી૦ [અ૦ تفحص 'તફહ્હુસ' ('ફહ્સ'=બારીકાઈથી તપાસવું; ચોકસાઈથી છણાવટ કરવી)=તપાસ કરવી તે; જાંચ કરવી તે (૨) તપાસ; જાંચ; નિરીક્ષણ; અન્વેષણ ]

તપાસવું તે; અન્વેષણ.

૦નીશ(-સ) વિ૦—'તપાસ'+ફા૦ نویس (નવીસ) અર્થાત્ 'લખ': એ ક્રિયાપદનો ધાતુ જે આજ્ઞાર્થરૂપમાં હોય છે અને તે નામને લાગીને કર્તૃવાચક નામ બનાવે છે—

નોંધ.—આ શબ્દ ફારસી રચનાનો છે. પરંતુ ફારસી તેમ જ ઉર્દૂમાં એ વપરાતો નથી; ગુજરાતીમાં

ફારસીની અસરથી બનેલા 'ચિટનીસ', 'મદદનીસ' જેવા શબ્દોના સાદૃશ્યે એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

તપાસનાર અધિકારી.

વિ૦ તપાસનાર.

તફડંચી સ્ત્રી૦ જુઓ 'તફરકે'.

૦બાજી સ્ત્રી૦—'તફડંચી'+ بازی બાઝી)=જુઓ 'બાજી'—

પારકાના માલ કે પારકાની કૃતિની ઉચાપત; ચોરી.

તફરકે અ૦ [અ૦ تفرقه 'તફ્રિકઃ' ('ફ્રક'=જુદું કરવું; છૂટું પાડવું; —ની વચ્ચે ભેદ પાડવો)=જુદાઈ; અંતર (૨) અવ્યવસ્થિત કરવું તે; ગૂંચવવું તે; વેરવિખેર કરવું તે]

ચોરાઈ વેરાઈ કે ઉચાપત થયું હોય એમ.

"તેમાંથી કેટલાક **તફરકે** કરવાનું બની શકશે."
અં૦ન૦ગ૦ (ગુ-ફા—અ૦કો૦)

તફસીલ સ્ત્રી૦ [અ૦ تفصیل 'તફ્સીલ' ('ફસ્સલ'=પૃથક્કરણ કરવું; વિગતથી કંઈ વર્ણવવું; સ્પષ્ટ કરવું)=જુદું કરવું તે; વિગત આપવી તે; સવિસ્તર વર્ણવવું તે (૨) અલગતા; વિગત; સવિસ્તર વર્ણન; સ્પષ્ટતા]

જુદી જુદી હકીકતનો ફોડ; વૃત્તાંત; વિગત (૨) કેફિયત; નિવેદન.

૦વાર અ૦ [અ૦ફા૦ تفصیلوار 'તફ્સીલ-વાર' ('તફ્સીલ'+ફા૦ 'વાર'=પ્રત્યય, 'વાળું' અર્થ સૂચક)=તફસીલવાળું; વિગતવાળું]

જેમાં દરેક બાબતનું બયાન હોય એવું; વિગતવાર; વિગતે.

તફારીક વિ૦ [અ૦ تفاریق 'તફારીક' ('તફ્રીક'નું અ૦બ૦વ૦: 'તફ્રીક' એ 'ફર્રક' ઉપરથી છે—'ફર્રક'=વહેંચવું; વિતરણ કરવું; જુદું કરવું; છૂટું પાડવું; —ની વચ્ચે ભેદ પાડવો—'તફ્રીક'=જુદું પાડવું તે; અલગ કરવું તે; ભિન્નતા કરવી તે (૨) ભેદ; તફાવત (૩) અંતર; ગાળો) = ભેદો (૨) અંતરો; ગાળાઓ]

વધારાનું; ફાલતું; નકામું; ઉપલક; અધિક.

તબદીલ વિ૦ [અ૦ تبدیل 'તબ્દીલ' ('બદ્દલ'=બદલવું; ફેરફાર કરવો) =બદલવું તે; એક ચીજને એક સ્થાન ઉપરથી બીજા સ્થાને લઈ જવું તે; એક વસ્તુ આપી બીજી લેવી તે; ફેરફાર કરવો તે (૨) ફેરફાર; પરિવર્તન]

બદલાયેલું; ફરેલું.

"સરકારી તરજુમામાં **તબદીલ** સરખો શબ્દ વાપર્યો છે; તેમાં ટ્રાન્સફરનો બરોબર અર્થ આવી જતો નથી."
સિ૦સા૦ ( ગુ-ફા-અ૦કો૦ )

–લી સ્ત્રી૦ [અ૦ફા૦ تبدیلی 'તબ્દીલી' ('તબ્દીલ' + ફા૦ 'ઈ' = પ્રત્યય, સંબંધવાચક)=તબદીલ સંબંધી; બદલેલું; ફેરફાર કરેલું (૨) ફેરફાર, બદલી; પરિવર્તન]
ફેરબદલી; ફેરફાર.

તબરૂક પું૦ [અ૦ تبرک 'તબર્રુક' ફા૦માં 'તબરુક' ('બારક' = આશીર્વાદ આપવા; દુવા માંગવી )=બરકત લેવી તે; બરકત તરીકે રાખવું તે; મુબારક ગણવું તે (૨) બરકત આપે એવી ગણાતી ભેટ કે બક્ષિસ; જે વસ્તુથી બરકત મેળવાય તે; જે વસ્તુમાં બરકત હોવાની શ્રદ્ધા હોય તે]
દરગાહ — ધર્મકથા વગેરેમાં વહેંચાતો પ્રસાદ.

તબલચી પું૦—ઉર્દૂ طبلچی'તબલ્ચી' (અ૦ 'તબ્લ'=જુઓ 'તબલું' + તુ૦ 'ચી' = પ્રત્યય, કર્તૃ-વાચક નામ બનાવનાર )—
નોંધ.—આ શબ્દ ઉર્દૂમાં ઘડાયેલો છે અને તેમાં એનો અર્થ થાય છે તબલું વગાડનાર :
તબલાં-નરઘાં વગાડનાર માણસ.
"**તબલચી** વગેરે મંડળીને અગ્ર ભાગ ઝુલતી."
સ૦ચં૦ ભા. ૧ ( ગુ૦-ફા-અ૦કો૦ પરિશિષ્ટ )

તબલી સ્ત્રી૦ [ અ૦ફા૦ طبلی 'તબ્લી ('તબ્લ'=જુઓ 'તબલું'+ 'ઈ' = પ્રત્યય, સંબંધવાચક વિશેષણ બનાવનાર )=તબલાંને લગતું કે તેના જેવું; ઢોલ કે નગારાને લગતું કે તેના જેવું]
વાદ્યના તુંબડા ઉપરનો સપાટ લાકડાનો ભાગ.

તબલીઘ સ્ત્રી૦ [ અ૦ تبلیغ 'તબ્લીગ' ('બલ્લગ'=ફેલાવવું (૨) જાહેરાત કરવી; માહિતી આપવી; જણાવવું) =મજહબનો પ્રચાર; મજહબ કે ફિરકાને વિસ્તારવું તે]
ધર્મપ્રચાર; પંથ વિસ્તારવો તે (૨) શુદ્ધિ; ધર્માંતર.

તબલું ન૦ [ (૧) અ૦ طبل (તબ્લ)= ઢોલ; નગારું; પડઘમ.
(૨) طبله 'તબ્લઃ' ('તબ્લ'+ વિસર્ગ ઉચ્ચરિત ફારસી વર્ણ 'હે'=પ્રત્યય, સંબંધવાચક)=નાનું ઢોલ; નાનું નગારું]
એક વાદ્ય; નરઘું.

તબસ્સુમ ન૦ [અ૦ تبسم 'તબસ્સુમ' ('બસમ'=મંદ હાસ્ય કરવું; સ્મિત કરવું)= મંદ હાસ્ય; સ્મિત]

મંદ હાસ્ય; મુસ્કાવું તે.

તબા ; ૦હ વિ૦ [ફા૦ تباہ (તબાહ) =નષ્ટ; બરબાદ; પાયમાલ (૨) નકામું; ખરાબ]

નષ્ટ; બરબાદ; પાયમાલ.

૦હી સ્ત્રી૦ [ફા૦ફા૦ تباہی 'તબાહી' ('તબાહ' + 'ઈ'= પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર)= વિનાશ; બરબાદી; પાયમાલી; ખરાબી; બગાડો]

વિનાશ; બરબાદી; પાયમાલી.

"જવાબ મારી **તબાહી**નો
માગું છું સઘળે,
ન એવું થાય કે તમને
સવાલ થઈ જાયે."

બરકત વીરાણી, 'માનસર', પૃ. ૭૫

તબિયત સ્ત્રી૦[અ૦ طبیعت 'તબીઅત' ('તબઅ' = છાપ પાડવી; આકાર આપવો; અસર પાડવી) = સ્વભાવ; મનની અવસ્થા (૨) પ્રકૃતિ; બંધારણ; કુદરતી હાલત]

સ્વભાવ; મનની અવસ્થા (૨) પ્રકૃતિ; બંધારણ; કુદરતી હાલત (૩) મન અને દેહની હાલત (તંદુરસ્તી કે માંદગી બાબતની)

"પુત્રની **તબિયત**ની ચિન્તામાં પડ્યા છો"

કલાપીના પત્રો

"ચાહું છું એટલું રંગીન
જીવન થઈ જાયે,
વેદીઆ મારી **તબીઅત**ને
ગુલાબી કહી છે."

ગની દહીંવાલા, 'નજરાણું', પૃ. ૮૫

–તી વિ૦—'તબિયત'+ગુ૦ 'ઈ'—

ઘડીએ ઘડીએ તબિયત કે મિજાજમાં ફેરફાર થતો હોય એવું; તરંગી; ઠેકાણા વગરનું; ધૂની; મિજાજી.

તબીબ પું૦[અ૦ طبيب 'તબીબ' ('તબ્બ'=ઇલાજ કરવો; સારવાર કરવી; દવાદારૂ કરવાં) = બુદ્ધિશાળી; દાનો (૨) ઇલાજ કરનાર. ફા૦ ઇલાજ કરનાર; દાકતર; ચિકિત્સક]

દાકતર; ચિકિત્સક; વૈદ્ય; હકીમ.

"મુંબઈના જાણીતા **તબીબ** ડૉ. ધનજીશાહ પારેખ એમના પુત્ર થાય."

નં૦ચ૦ (ગુ–ફા–અ૦કો૦)

૦બી વિ૦ [અ૦ફા૦ طبيبى 'તબીબી' ('તબીબ' + 'ઈ'= પ્રત્યય, સંબંધવાચક વિશેષણ કે નામ બનાવનાર) = તબીબને લગતું;

(૨) તબીબને લગતી બાબત; તબીબનો ધંધો; દાક્તરનો વ્યવસાય]

તબીબને લગતું.

સ્ત્રી૦ વૈદું.

" પુંજેજી ખળ ખેત પછાડયા,
તણુરી નહિ **તબીબી**;
કંત તણે દખ ભાંગીએ કાંકણુ,
બૂમ કરે મુખ ખીબી."

રા૦મા૦ (ગુ–ફા–અ૦કો૦)

તબેલો પું૦ [અ૦ طويله 'તવીલઃ' ('તાલ'=લાંબું હોવું; લાંબું કરવું: એ ઉપરથી 'તવીલ'=લાંબું: એ ઉપરથી અરબીમાં નારીજાતિનું રૂપ 'તવીલત' અને ફારસીમાં 'તવીલઃ'= લાંબું દોરડું જેના વડે કેટલાંક જાનવરોના પગ બાંધવામાં આવે છે) = લાંબું દોરડું જેના વડે કેટલાંક જાનવરોના પગ બાંધવામાં આવે (૨) [લા૦] પશુઓને સુરક્ષિત રાખવામાં આવે એવું મકાન કે સ્થળ જેની લંબાઈ મોટે ભાગે વધારે હોય છે; ઘોડાર]

ઘોડા, બળદ કે ગાડી રાખવાનું ડેલું કે મકાન.

તબેહ (પા૦ગુ૦) [અ૦ طبع (તબ્અ) =ટેવ; સ્વભાવ; પ્રકૃતિ]

ટેવ; સ્વભાવ; પ્રકૃતિ.

તબ્બાક પું૦ [અ૦ طباخ 'તબ્બાખ' ('તબખ' = ભાણું પકવવું: એ ઉપરથી અતિરેક દર્શાવતું કર્તૃવાચક નામ)=વધારે પડતું રાંધનારો; રસોઈઓ; બાવરચી; ભઠિયારો]

થાળીઓ લઈ જનારો ચાકર; રસોઈઓ; રાંધનારો (૨) નોકર.

" રાંધ્યા ધાન ચાલતાં ખાઈ
ભઠિયારા **તબ્બાક**."

પદ્મનાભ (ગુ–ઈં૦ડિ૦)

તમન્ના સ્ત્રી૦ [અ૦ تمنّی 'તમન્ના':

ફા૦ تمنا 'તમન્ના' ('મન્નય' =કોઈ પાસે ઇચ્છા કરાવવી)= ઇચ્છા કરવી તે (૨) વિનંતી; યાચના]

ઇચ્છા; સ્પૃહા; આતુરતા.

" કોઈ આ વાતને સંજોગનો
સ્વીકાર ના માને,
જગતની સૌ ખુશી મારી
**તમન્ના**માં નથી હોતી."

બરકત વીરાણી, 'માનસર', પૃ. ૩૦

તમંચો પું૦ [તુ૦ طپانچه (તપાંચેહ):

ઈં૦ફા૦ تپانچه (તપાંચેહ)= એક જાતનું હથિયાર; 'પિસ્તોલ']

**નોંધ.**— ભારતીય ફારસી અને ઉર્દૂમાં ઉપરનો ઉચ્ચાર تمنچه 'તમંચઃ'માં પરિવર્તન પામ્યો: તે ઉપરથી ગુજરાતીમાં.

એક જાતની નાની બંદૂક; 'પિસ્તોલ'.

" તલવાર, કટાર ને **તમંચો**
સાથે લીધાં."

બા૦બા૦ (ગુ–ફા–અ૦કો૦)

તમા સ્ત્રી૦ [ અ૦ طمع ( તમ્અ ) = લોભ; લાલસા; લાલચ (૨) આશા; ઉમેદ ]

પરવા; દરકાર; ગરજ; કાળજી (૨) [લા૦] કચાશ; ખામી; ખોટ.

" એમને ક્યાં **તમા** જમાનાની?
રંગમાં મસ્તરામ બેઠા છે."
અમૃત ઘાયલ, 'રંગ', પૃ ૩૬

" **તમા** જ કશી સ્થૂલની?
ચિતસ્વરૂપ, ચિત્તાન્તરે,
દિશિદિશ થકી સ્ફુરત
અણઆથમ્યા રહે ઝીલી."
ઉમાશંકર જોશી, 'ગંગોત્રી'.

તમાચ સ્ત્રી૦ જુઓ ' તમાચો '.

તમાચો પું૦ [ તુ૦ طپانچه (તપાંચેહ): ઈ૦ફા૦ تپانچه (તપાંચેહ): ભા૦ફા૦ طمانچه ( તમાચઃ ) = એક જાતનું હથિયાર ( ૨ ) થપ્પડ; લપડાક ]

નોંધ. — ઉર્દૂમાં એનો ઉચ્ચાર ' તમાચા 'માં પરિવર્તન પામીને તેનો અર્થ ઉપર મુજબના પંક્તીમાંના (૨) માં ઘટાવવામાં આવેલો છે: તે ઉપરથી ગુજરાતીમાં.

થપ્પડ; લપડાક (૨) [લા૦] યોગ્ય વખતે લગાવવામાં આવતો સપાટો; વચનથી, કાર્યથી કે યુક્તિથી એક માણસને તેના આગ્રહી કાર્યથી અટકાવી દેવો પાછો પાડી નાખવો તે; પ્રસંગે લાગણી થાય તેવો બોલ મારવો તે.

"સરફોજદારના મજબૂત પંજાનાં એક **તમાચા**એ ઝાલા પાટણ-વાડિયાને પીર સાથેની ગોષ્ઠીમાંથી સભાન બનાવ્યો."
મેઘાણી, 'માણસાઈના દીવા', પૃ. ૯૭

તમામ વિ૦; અ૦ [ અ૦ تمام ' તમામ ' (' તમ્મ ' = પૂરું થવું; સંપૂર્ણ થવું ) = આખું; પૂરું; બધું; સંપૂર્ણ; ખતમ; સમસ્ત; સમગ્ર ]

આખું; પૂરું; બધું; સંપૂર્ણ; ખતમ; સમસ્ત; સમગ્ર.

"ગેબ ગાયબનાં, દીન દુનિયાનાં,
ખોલી દફતર **તમામ** બેઠા છે."
અમૃત ઘાયલ, ' રંગ ', પૃ. ૩૬

-મી સ્ત્રી૦ [ અ૦ફા૦ تمامی ' તમામી ' (' તમામ ' + ફા૦ ' ઈ ' = પ્રત્યય, ભાવવાચક નામ બનાવ-નાર ) = અખંડતા; સંપૂર્ણતા (૨) આખું; સમગ્ર ]

નોંધ. — ઉર્દૂમાં એનો [ લા૦ ] અર્થ ' થાય છે પૂર્ણપણે રેશમ અને કસબ હોય એવું કાપડ: તે ઉપરથી ગુજરાતીમાં.

જેમાં પૂર્ણપણે રેશમ અને કસબ હોય એવી સાડી.

(૨) તબીબને લગતી બાબત; તબીબનો ધંધો; દાક્તરનો વ્યવસાય]

તબીબને લગતું.

સ્ત્રી૦ વૈદું.

"પુંજેજી ખળ ખેત પછાડ્યા,
તણરી નહિ **તબીબી;**
કંત તણે દખ ભાંગીએ કાંકણુ,
બૂસ કરે સુખ બીબી."

રા૦મા૦ (ગુ–ફા–અ૦કો૦)

તબેલો પું૦ [અ૦ طویله 'તવીલ:' ('તાલ'=લાંબું હોવું; લાંબું કરવું: એ ઉપરથી 'તવીલ'=લાંબું: એ ઉપરથી અરબીમાં નારીજાતિનું રૂપ 'તવીલત' અને ફારસીમાં 'તવીલ:'= લાંબું દોરડું જેના વડે કેટલાંક જાનવરોના પગ બાંધવામાં આવે છે) = લાંબું દોરડું જેના વડે કેટલાંક જાનવરોના પગ બાંધવામાં આવે (૨) [લા૦] પશુઓને સુરક્ષિત રાખવામાં આવે એવું મકાન કે સ્થળ જેની લંબાઈ મોટે ભાગે વધારે હોય છે; ઘોડાર]

ઘોડા, બળદ કે ગાડી રાખવાનું ડેલું કે મકાન.

તબેહ (પા૦ગુ૦)[અ૦ طبع (તબ્અ) =ટેવ; સ્વભાવ; પ્રકૃતિ]

ટેવ; સ્વભાવ; પ્રકૃતિ.

તબ્બાક પું૦[અ૦ طباخ 'તબ્બાખ' ('તબખ' = ભાણું પકવવું: એ ઉપરથી અતિરેક દર્શાવતું કર્તૃવાચક નામ)=વધારે પડતું રાંધનારો; રસોઈઓ; બાવરચી; ભઠિયારો]

થાળીઓ લઈ જનારો ચાકર; રસોઈઓ; રાંધનારો (૨) નોકર.

"રાંધ્યા ધાન ચાલતાં ખાઈ
ભઠિયારા **તબ્બાક.**"

પદ્મનાભ (ગુ–ઈ૦ડિ૦)

તમન્ના સ્ત્રી૦[અ૦ تمنّا 'તમન્ના': ફા૦ تمنا 'તમન્ના' ('મન્નય' =કોઈ પાસે ઇચ્છા કરાવવી)= ઇચ્છા કરવી તે (૨) વિનંતી; યાચના]

ઇચ્છા; સ્પૃહા; આતુરતા.

"કોઈ આ વાતને સંજોગનો
સ્વીકાર ના માને,
જગતની સૌ ખુશી મારી
**તમન્ના**માં નથી હોતી."

બરકત વીરાણી, 'માનસર', પૃ. ૩૦

તમંચો પું૦ [તુ૦ طپانچه (તપાંચેહ): ઈ૦ફા૦ تپانچه (તપાંચેહ)=એક જાતનું હથિયાર; 'પિસ્તોલ']

નોંધ.— ભારતીય ફારસી અને ઉર્દૂમાં ઉપરનો ઉચ્ચાર تمنچه 'તમંચ:'માં પરિવર્તન પામ્યો: તે ઉપરથી ગુજરાતીમાં.

એક જાતની નાની બંદૂક; 'પિસ્તોલ'.

"તલવાર, કટાર ને **તમંચો** સાથે લીધાં."

બા૦બા૦ (ગુ–ફા–અ૦કો૦)

તમા સ્ત્રી૦ [ અ૦ طمع ( તમ્અ ) = લોભ; લાલસા; લાલચ (૨) આશા; ઉમેદ ]

પરવા; દરકાર; ગરજ; કાળજી (૨) [લા૦] કચાશ; ખામી; ખોટ.

"એમને ક્યાં **તમા** જમાનાની?
રંગમાં મસ્તરામ બેઠા છે."
અમૃત ઘાયલ, 'રંગ', પૃ ૩૬

"**તમા** જ કશી સ્થૂલની?
ચિતસ્વરૂપ, ચિત્તાન્તરે,
દિશેદિશ થકી સ્ફુરત
અણઆથમ્યા રહે શ્રીલી."
ઉમાશંકર જોશી, 'ગંગોત્રી'.

તમાચ સ્ત્રી૦ જુઓ 'તમાચો'.

તમાચો પું૦ [ તુ૦ طپانچه (તપાંચેહ): ઈ૦ફા૦ تپانچه (તપાંચેહ): ભા૦ફા૦ طمانچه ( તમાચ: ) = એક જાતનું હથિયાર (૨) થપ્પડ; લપડાક ]

નોંધ. — ઉર્દૂમાં એનો ઉચ્ચાર 'તમાચા'માં પરિવર્તન પામીને તેનો અર્થ ઉપર મુજબના પંક્તીમાંના (૨) માં ઘટાવવામાં આવેલો છે: તે ઉપરથી ગુજરાતીમાં.

થપ્પડ; લપડાક (૨) [લા૦] યોગ્ય વખતે લગાવવામાં આવતો સપાટો; વચનથી, કાર્યથી કે યુક્તિથી એક માણસને તેના આગ્રહી કાર્યથી અટકાવી દેવો પાછો પાડી નાખવો તે; પ્રસંગે લાગણી થાય તેવો બોલ મારવો તે.

"સરફોજદારના મજબૂત પંજાનાં એક **તમાચાએ** ઝાલા પાટણવાડિયાને પીર સાથેની ગોષ્ઠીમાંથી સભાન બનાવ્યો."
મેઘાણી, 'માણસાઈના દીવા', પૃ. ૯૭

તમામ વિ૦; અ૦ [ અ૦ تمام 'તમામ' ('તમ્મ' = પૂરું થવું; સંપૂર્ણ થવું) = આખું; પૂરું; બધું; સંપૂર્ણ; ખતમ; સમસ્ત; સમગ્ર ]

આખું; પૂરું; બધું; સંપૂર્ણ; ખતમ; સમસ્ત; સમગ્ર.

"જેબ ગાયબનાં, દીન દુનિયાનાં,
ખોલી દફ્તર **તમામ** બેઠા છે."
અમૃત ઘાયલ, 'રંગ', પૃ. ૩૬

-મી સ્ત્રી૦ [ અ૦ફા૦ تمامی 'તમામી' ('તમામ' + ફા૦ 'ઈ' = પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર ) = અખંડતા; સંપૂર્ણતા (૨) આખું; સમગ્ર ]

નોંધ. — ઉર્દૂમાં એનો [ લા૦ ] અર્થ 'થાય છે પૂર્ણપણે રેશમ અને કસબ હોય એવું કાપડ: તે ઉપરથી ગુજરાતીમાં.

જેમાં પૂર્ણપણે રેશમ અને કસબ હોય એવી સાડી.

તમાશો(-સો) પું૦ [અ૦ تماشی 'તમાશી' ('મશા'=ચાલવું; આગળ વધવું; રસ્તે ચાલવું કે ફરવું) = ઘણા લોકોનું સાથે એકઠાં થઈને ચાલવું; હવા ખાવા કે સહેલ કરવા કે શોખથી જોવા વગેરે માટે પગે ચાલીને જવું તે.

ફા૦ ક૦ تماشا (તમાશા) = કોઈ જોવા લાયક વસ્તુ; આનંદ અને શોખથી જોવાની વસ્તુ; મનોરંજક દૃશ્ય]

**નોંધ.**—ઉર્દૂમાં ઉપરના ઉપરાંત એના અર્થ થાય છે ક્રીડા; રમત; ખેલ: તે ઉપરથી ગુજરાતીમાં.

ઘણા લોકો જોવા મળે એવો ખેલ કે એવી રમત; ખેલ (૨) [લા૦] ફજેતી જેમ કે તમાશો કરવો કે જોવો તે.

"**તમાશાનું** તેડું નહિ,
ને ઇશ્કનું મૂલ્ય નહિ."
(કહેવત)

"નયન બહેલાવવા જગના
**તમાશા** પણ જરૂરી છે,
વિરહની રાતથી થાકું તો
એ કુદરત ઉપા દેજે."
બરકત વીરાણી, 'માનસર', પૃ. ૨૧

-શ(-સ)ગીર પું૦ [ફા૦ تماشاگر 'તમાશા-ગર' ('તમાશા' + 'ગર'=પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવનાર) = તમાશો કરનાર; તમાશો જોનાર]

ખેલ કે તમાશો વગેરે જોનાર; પ્રેક્ષક (૨) તમાશો કરનાર માણસ; મદારી.

"**તમાશગીર** લોકો તે દહાડાની હકીકતની વાતો કરતા."
ક૦ઘે૦ (ગુ-ફા-અ૦કો૦)

-શ(-સ)ગીરી [ફા૦ફા૦ تماشاگری 'તમાશાગરી' ('તમાશાગર' + 'ઈ' = પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર)=તમાશગીરનું કામ]

તમાશગીરનું કામ.

-શ(-સ)બીન પું૦ [ભા૦ફા૦માં અ૦ફા૦ تماشابین 'તમાશા-બીન' ('તમાશા' + ફા૦ 'બીન' અર્થાત્ 'જો'; નજર કર: એ ક્રિયાપદનો ધાતુ જે આજ્ઞાર્થરૂપમાં હોય છે તે નામને લાગીને કર્તૃવાચક નામ બનાવે છે) = તમાશો જોનાર; ચારિત્રહીન માણસ; દુરાચારી માણસ; લંપટ માણસ]

તમાશો જોનાર; પ્રેક્ષક.

-શ(-સ)બીની સ્ત્રી૦ [ભા૦ફા૦માં અ૦ફા૦ફા૦ تماشابینی 'તમાશા-બીની' ('તમાશા-બીન'+'ઈ' = પ્રત્યય, નામને છેડે લાગીને ભાવવાચક નામ બનાવનાર)= તમાશબીનનું કામ; દુરાચારી-પણું; નિરંકુશતા; લંપટપણું]

તમાશગીરનું કામ (૨) તમાશો કે મોજ જોવાની વૃત્તિ (૩) દુરાચારપણું; લંપટપણું.

તમીજ સ્ત્રી૦ [અ૦ تمیز 'તમીઝ' ('મય્યઝ' = -ની વચ્ચે ભેદ પાડવો કે દર્શાવવો; પારખવું; ઓળખવું)=ભેદ કે તફાવત પાડવો તે; ભેદભાવ; ગુણદોષની પરીક્ષા; પરખશક્તિ (૨) સારાનરસા વિષેની વિવેકશક્તિ]

નોંધ.—ઉર્દૂમાં ઉપરના ઉપરાંત એના અર્થ થાય છે શિષ્ટતા; સભ્યતા.

સારાનરસા વિષેની વિવેકશક્તિ (૨) શિષ્ટતા; સભ્યતા; વિનય-વિવેક; અદબ; આમન્યા.

"આપની સાથે કેવી રીતે બોલવું તેની પણ **તમીજ** નથી."
બા૦બ૦ (ગુ-ફા-અ૦કો૦)

તર વિ૦ [ફા૦ تر (તર) = તાજું; ભેજવાળું; ભીનું; પ્રફુલ્લ; પવિત્ર; લીલું; સુકાયેલું નહિ એવું]

નોંધ.—ઉર્દૂમાં ઉપરના ઉપરાંત એના અર્થ છે ધનવાન; માલદાર; તવંગર; ખુશહાલ: તે ઉપરથી ગુજરાતીમાં.

રસકસથી ભરેલું; તાજું (૨) ધરાયેલું; તૃપ્ત (૩) પૈસાદાર (૪) મસ્ત; ચકચૂર.

"વિદાય આપો,
ન રોકો વિદાય વેળાએ,
નકામી આંખ અશ્રુઓથી
**તર** નથી કરવી."
જમિયત પંડ્યા, 'ગુજરાતની ગઝલો.

-રી સ્ત્રી૦ [ફા૦ تری 'તરી' ('તર' +ફા૦ 'ઈ'=પ્રત્યય, વિશેષણ ઉપરથી ભાવવાચક નામ બનાવનાર) = રસદાર હોવાપણું; તાજાપણું (૨) ભીનાશ; ભેજ]

નોંધ.—ઉર્દૂમાં ઉપરના ઉપરાંત એના અર્થ થાય છે સમુદ્ર; પાણી: તે ઉપરથી ગુજરાતીમાં.

દરિયાઈ માર્ગ; જળમાર્ગ.

તરક પું૦ [અ૦ ترک (તુર્ક) = જુઓ 'તુર્ક']

મુસલમાન.

૦ડો પું૦—'તરક' ઉપરથી ગુજરાતીમાં—

હલકી જાતિનો મુસલમાન (તિરસ્કારથી બોલાય છે).

"પણ તારી બેન તો **તરકડા**ને જવા બેઠી છે."
મેઘાણી, 'માણસાઈના દીવા' (પૃ. ૫૫૧)

તરકટખોર વિ૦—ગુ૦ 'તરકટ'+ફા૦ خور (ખોર) = પ્રત્યય, કર્તૃવાચક વિશેષણ બનાવનાર—

તરકટ કરે એવું; પ્રપંચી.

તરકડિયો પું૦—'તરક' ઉપરથી ગુજરાતીમાં: એ માટે જુઓ 'તરક'—

ભવાઈમાં મશ્કરાનો વેશ લેનારો અને તરકડાની માફક એલફેલ બોલનારો માણસ; ભાંડ; વિદૂષક; રંગલો.

"તરત બુદ્ધિ તરકડિયો મુક્કો મારે ભમ." = હાજરજવાબી મશ્કરો પોતાની કરાયેલી મશ્કરીનો તરત જવાબ આપે છે.

તરકડો પું૦ જુઓ 'તરક'માં.

"**તરકડો** રૂપાળો હતો"
સ૦ચં૦ ભા. ૧ (ગુ–ફા–અ૦કો૦ પરિશિષ્ટ)

તરકસ ન૦ [ફા૦ ترکش 'તર-કશ' ('તીર' = જુઓ 'તીર' + 'કશ'=પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવનાર) = જેમાંથી તીર ખેંચી કાઢવામાં આવે તે; તીરનું ભાથું]

તીરનું ભાથું.

"ભોગળ, મુદ્‌ગર ને તરવાર,
રથ પાસે જઈ કરતા માર,
ભાલા, ખડગને વજ્ર ત્રિશૂળ,
ખપૂવા, **તરકસ**, તીર અમૂલ."
સુભદ્રાહરણ (ગુ–ફા–અ૦કો૦)

તરકાણું ન૦ [તુ૦ફા૦ ترکانہ 'તુર્કાનઃ' ('તુર્ક' = જુઓ 'તુર્ક' + 'આનઃ'=પ્રત્યય, સાદૃશ્યસૂચક) =તુર્કોની જેમ; તુર્કોની પેઠે]

નોંધ.—તુર્ક સૈનિકોની ટેવ ઓચિંતા ટુકડી બાંધીને દુશ્મન ઉપર તૂટી પડવાની હતી તે ઉપરથી.

તુર્ક; મુસલમાન (૨) તુર્ક સિપાઈઓની ટુકડી.

"ઓદાણું **તરકાણું**."
(કહેવત)

તરકીબ સ્ત્રી૦ [અ૦ ترکیب 'તર્‌કીબ' ('રક્કબ'=રચવું; ઘડવું; નિર્માણ કરવું (૨) એકત્રિત કરવું; ભેગું કરવાની ક્રિયા કરવી)= રચના; બનાવટ; રીત]

નોંધ.—ઉપરના ઉપરાંત ઉર્દૂમાં એનો અર્થ થાય છે તદબીર: તે ઉપરથી ગુજરાતીમાં.

તદબીર; યુક્તિ.

તરક્કી સ્ત્રી૦ [અ૦ ترقی 'તરક્‌કી' ('રકેય'=ચઢવું) = ઉન્નતિ; ચઢતી; ઉત્થાન; વૃદ્ધિ; પ્રગતિ; બઢતી]

ઉન્નતિ; ચઢતી; ઉત્થાન; આબાદી; વૃદ્ધિ; પ્રગતિ; બઢતી.

"ઈશ, મારા પંથ પર
પથરાવજે એનો પ્રકાશ,
જોઈને મારી **તરક્કી**
જેઓ બળતા હોય છે."
બરકત વીરાણી, 'માનસર', પૃ. ૫૭

તરજ સ્ત્રી૦ જુઓ 'તર્જ'.

**તરજુમો** પું૰ [મૂળ ફા૰ ترزبان 'તર-ઝબાન' ('તર'=જુઓ 'તર' + 'ઝબાન' = જુઓ 'જબાન') = સુંદર બોલનાર; છટાથી બોલનાર; સુવકતા : એ ઉપરથી અ૰ફા૰ 'તર્જુમાન'= કોઈ બાબત એક ભાષામાંથી બીજી ભાષામાં બદલનાર વ્યક્તિ; એક ભાષાને બીજી ભાષામાં ઊતારનાર; ભાષાંતરકાર : એ ઉપરથી અરબીમાં 'તર્જુમઃ' =એક ભાષામાં કહેલી બાબત બીજી ભાષામાં કહેવી તે કે ફેરવવી તે; ભાષાંતર; અનુવાદ (૨) અર્થ-ઘટન ]

ભાષાંતર; અનુવાદ.

"આપણે કંઈ બરાબર **તરજુમો** કરવો નથી."

'કલાપીના પત્રો.'

"**તરજુમો** કરતા ને તે પણ જેમ તેમ, કિન્તુ જર્નાલિસ્ટ થઈને મ્હાલતા."

મસ્ત હબીબ, (ગની દહીંવાલા 'નજરાણું', પૃ. ૧૯૪)

**-મિયું** વિ૰ — 'તરજુમો' ઉપરથી ગુજરાતીમાં—

ભાષાની છટા કે ભાવ વિનાનું માત્ર શાબ્દિક સમાનતાવાળું (ભાષાંતર).

**તરતીબ** સ્ત્રી૰[ અ૰ ترتیب 'તર્તીબ' ('રત્તબ'= ક્રમ પ્રમાણે ગોઠવવું; વ્યવસ્થિત કરવું )= ક્રમ પ્રમાણે ગોઠવણી; ઉચિત વ્યવસ્થા; પ્રબંધ (૨) પદ્ધતિ; રીતભાત (૩) યોજના; યોજનાની રૂપ-રેખા ]

વ્યવસ્થા; ગોઠવણ (૨) [લા૰] સંભાળ; માવજત (૩) [લા૰] આચાર; રીતભાત વગેરેનું શિક્ષણ; ચારિત્રનું શિક્ષણ.

"સિંહાસન બત્રીસી **તરતીબ** જ કીધી તેણે."

જુ૰ગુ૰વાં૰મા૰ પૃ. ૭મું (ગુ-કા-અ૰કો૰)

**તરતીબતર** વિ૰ — ترتیب (તર્તીબ)=જુઓ 'તરતીબ' +ગુ૰ 'તર'—

વ્યવસ્થા રાખી શકાય એવું; માફક આવે એવું; યોગ્ય (૨) સારું; સરસ; ઉત્તમ (૩) હોશિયાર; ઘણું તેજસ્વી.

અ૰ ઘણી યુક્તિથી.

**તરતોફાન** ન૰ — 'તોફાન' ઉપરથી અનુપ્રાસયુક્ત : એ માટે જુઓ 'તોફાન'—

નાનું મોટું તોફાનબોફાન; તોફાન જેવું કંઈ.

**તરફ** સ્ત્રી૰ [ અ૰ طرف (તરફ઼) :

ફા૰ મહદ અંશે (તરફ઼) =બાજુ; દિશા (૨) પક્ષ ]

બાજુ; પક્ષ.

અ૦ બાજુ; બાજુએ; ભણી; ગમ; મેર.

"નહીં જો પ્યારથી તો ક્રોધથી
પણ હમ **તરફ** જોશો ?
ભ્રૂકુટી ક્રોધનીમાં બાણુની
હરકત તો છે કે નહીં ?"

દીવાનો, 'ગુજરાતની ગઝલ'.

૦દાર વિ૦ [અ૦ફા૦ طرفدار 'તરફ્-દાર' ('તરફ્'+'દાર'=પ્રત્યય, 'વાળું'અર્થસૂચક) = પક્ષપાતી; પક્ષવાળું; તરફેણ કરતું]

પક્ષપાતી; પક્ષવાળું; તરફેણ કરતું (૨) હિમાયતી; સમર્થક; ટેકેદાર; પક્ષકાર.

તરફદારી સ્રી૦[અ૦ફા૦ફા૦طرفداری 'તરફ્-દારી' ('તરફ્-દાર' + 'ઈ'=પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર)=પક્ષપાત; ઉપરાણું (૨) હિમાયત]

પક્ષપાત; ઉપરાણું; તરફેણ (૨) હિમાયત.

"અમે મગરૂર મનને મારી
લાચારી કરી લીધી,
કરી લીધી જીવન,
તારી **તરફદારી** કરી લીધી."

અમૃત ઘાયલ, 'રંગ', પૃ. ૫૦

-ફી વિ૦—'તરફ્'+ગુ૦ 'ઈ'—

તરફનું (સમાસમાં વપરાય છે; જેમ કે 'એકતરફી').

તરફેણ(-ફે) સ્રી૦ [અ૦ طرفین 'તરફૈન' ('તરફ્'+અ૦ 'ઐન' =પ્રત્યય, દ્વિવચન બનાવનાર)= બંને તરફ; બંને બાજુ; બંને પક્ષ]

બાજુ; પક્ષ; તરફ (૨) તરફદારી; અમુક એકાદો પક્ષ લેવો તે; એકાદ પક્ષમાં રહેવું તે.

"કેટલાક તો શાસ્ત્રોમાંના ઉદ્ધરણને અનુસંધાનથી અલાહેદા કરી પ્રાયશ્ચિતની વિરુદ્ધ કિંવા **તરફેણ**માં મત આપતા"

નં૦ચ૦ (ગુ-ફા૦-અ૦કો૦)

તરબતર વિ૦ [ફા૦ تربتر 'તર-બ-તર' ('તર'=જુઓ 'તર'+'બ'= અવ્યય, સંયોજક+'તર'=જુઓ 'તર') = સંપૂર્ણપણે ભીનું; સંપૂર્ણપણે તરબોળ]

ખૂબતર; બહુ જ ભીનું; પ્રવાહીથી ભરેલું; તરબોળ; ભરપૂર.

"હોય છે જ્યારે વસંતી
ઘેનમાં ઘેલું ચમન,
**તરબતર** થૈ પુષ્પ કહે છે;
ડંખ દે માદક ભ્રમર."

મનહર મોદી (ગની દહીંવાલા 'નજરાણું', પૃ૦ ૨૦૩)

તરબિયત સ્રી૦ [અ૦ تربیت 'તર્-બિયત' ('રબત'= પાળવું; પરવરિશ કરવી; પોષવું; પાલણ-

પોષણ કરવું ) = પાલણપોષણ; પરવરિશ (૨) તાલીમ; કેળવણી; શિક્ષણ (૩) સભ્યતા ]
તાલીમ; કેળવણી; શિક્ષણ.

તરખૂચ ન૦ જુઓ 'તડખૂચ'.

-ચી જુઓ 'તડખૂચી'.

તરબોળ વિ૦ — ફા૦ تر (તર)+ ગુ૦ 'બોળ'—
તદ્દન પલળી ગયેલું.

"**તરબોળ** આંખડીથી
જ્યાં જ્યાં નજર કરું છું,
કણકણને જાણે નવલાં
માનવ સ્વપ્ન ધરું છું."
સમીર (ગની દહીંવાલા 'નજરાણું', પૃ. ૧૯૦)

તરવારબાજ વિ૦—ગુ૦ 'તર(-લ)વાર' +ફા૦ باز (બાઝ) = પ્રત્યય, કર્તૃવાચક વિશેષણ બનાવનાર : એ ઉપરથી ગુજરાતીમાં 'બાજ'—
તલવાર વાપરી જાણે એવું; તલવાર ચલાવવામાં પ્રવીણ.

-જી સ્ત્રી૦—'તર(-લ)વારબાજ' + ગુ૦ 'ઈ'—
તરવારની રમત; તરવાર ચલાવવાની ક્રિયા.

તરંતરા અ૦— ફા૦ تر (તર) ઉપરથી ગુજરાતીમાં દ્વિરુક્તરૂપ : 'તર' =જુઓ 'તર'—
તરબતર; ખૂબતર.

તરાજવું ન૦ જુઓ 'ત્રાજવું'.

તરાણા; તરાનો પું૦ [ ફા૦ ترانه (તરાનઃ)= એક પ્રકારનો રાગ કે ગીત કે ગાયન (૨) મધુર સંગીત ]

**નોંધ.** — સમા (સૂફી સંગીત) માટે રુબાઈ નામનો કાવ્યપ્રકાર ફારસીમાં વપરાતો હતો. લલકારવા માટે તેનું માપ યોગ્ય હતું. ઈરાનમાં બૈરાં, છોકરાં, ફાંકડા લોકો રુબાઈ જ ગાતાં. એનો ઢાળ સૌને પસંદ પડે એવો હતો. ઈસ્વી નવમી અને દશમી સદીમાં લલકારવા માટે એ સિવાય બીજો કોઈ ઢાળ ત્યાં ન હતો. એ ગવાતો હોવાથી સૂફીઓને લલકારવામાં પણ એ ઠીક પડયો અને તેમણે એમાં ભક્તિ ગાવા માંડી. એ રુબાઈને જ 'તરાનઃ' (તરાણો) કહેતા.

કહેવાય છે કે 'ધ્રુપદ' માં પ્રેમની જાદુઈ શક્તિ અને દિલ ઉપર તેની ચમત્કારિક અસરનો વિષય હોય છે. આ કાવ્ય જોનપુરમાં 'ચુટકલા', દિલ્હીમાં 'કોલ' યા 'તરાણો', લાહોર અને તેની આજુબાજુમાં 'છંદ' અને ગુજરાતમાં 'જકરી' કહેવાય છે. (અબૂલફઝલ, 'આઈને અકબરી', ભા૦ ૨, પૃ. ૧૩૮-૩૯, ફારસી): એ ઉપરથી ગુજરાતીમાં.

એક તરેહનું ગાયન.

"અંગ્રેજનો **તરાનો** સૌથી લાંબો વખત પહોંચ્યો."
નં૦ ચ૦ (ગુ-ફા-અ૦કો૦)

તરાવટ સ્ત્રી૦ [અ૦ طراوت 'તરાવત' ('તરોવ'=નાજુક હોવું; નરમ હોવું (૨) તાજું હોવું) = નાજુકતા; નરમપણું (૨) તાજાપણું; તાજગી]
શોભા; રોનક.

તરી સ્ત્રી૦ જુએ 'તર'માં.

તરીકે અ૦— طریق (તરીક) ઉપરથી ગુજરાતીમાં: એ માટે જુએ 'તરીકો'—
—ની માફક; પ્રમાણે; પેઠે; રૂપે.

તરીકો પું૦ [અ૦ طریقة 'તરીકત'= 'તરીક' ઉપરથી અરબીમાં નારીજાતિનું રૂપ: એ ઉપરથી ફારસીમાં 'તરીક:': 'તરીક' ('તરક'= ટીપવું)=પગ વડે ચાલવાથી ત્યાંની જગ્યા ટીપાય છે: તે ઉપરથી ટીપાતી વસ્તુ; રસ્તો; માર્ગ (૨) રીત; રિવાજ; ઢંગ (૩) પરંપરા; પ્રણાલી; પદ્ધતિ; શૈલી]
રસ્તો; માર્ગ (૨) રીત; રિવાજ (૩) પરંપરા; પદ્ધતિ; પ્રણાલી; શૈલી,
"કચ્છમાં આવતાંની સાથે જ સપક્ષ પ્રધાનપદનો **તરીકો** પોતે દૂર કર્યો."
નં૦ચ૦ (ગુ-ફા-અ૦કો૦)

તરીમતરાક સ્ત્રી૦ [ફા૦ طمطراق 'તુમ-તુરાક' ('તુમ'=ઊંચું ચઢવું તે; ઊંચું જવું તે+'તુરાક' = આનંદ-ખુશી વ્યક્ત થતાં ઉત્પન્ન થતો અવાજ) = ધામધૂમ; ભવ્યતા; ભપકો; ઠાઠ: દબદબો]
ધામધૂમ; ઠાઠ; દબદબો (૨) (પા૦ગુ૦) સુઘડ; સાફસૂફ.

તરેહ સ્ત્રી૦ [અ૦ طرح (તરૂહ)= પ્રકાર; ઢંગ (૨) રીત; શૈલી; પદ્ધતિ (૩) રચના; બાંધો; યોજનાની રૂપરેખા]
પ્રકાર; ઢંગ (૨) રીત (૩) ભાત; જાત.
"સર્વ જાતના લોકોને માટે એક જ **તરેહ**ના કાયદા હતા."
હ૦દ્વા૦કાં૦ (ગુ-ઇં૦ડિ૦)

૦દાર(-વાર) વિ૦ [ભા૦ફા૦માં અ૦ ફા૦ طرحدار 'તરૂહ-દાર' ('તરૂહ' + 'દાર' = પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવનાર) = પદ્ધતિ ધરાવનાર (૨) [લા૦] સુંદર પદ્ધતિનું; સુંદર બનાવટનું; ખૂબસૂરત]
ભાતભાતનું; વિવિધ પ્રકારનું (૨) અમુક એક જ જાત, પ્રકાર કે ધોરણનું નહિ એવું; વિવિધ; વિચિત્ર.
"તેજમાં **તરેહદાર** સેર પડે ચંદની રે લોલ."
બી૦બો૦દી૦ (ગુ-ઇં૦ડિ૦)

તરો પું૦— طرح (તર્હ) ઉપરથી ગુજરાતીમાં: એ માટે જુઓ 'તરેહ'—

નોંધ.—ગુજરાતીમાં 'તરેહ' સ્ત્રીલિંગમાં છે અને 'તરો' પુલ્લિંગમાં છે. છતાં આ એક સંભાવના તરીકે સૂચવવામાં આવે છે.

માર્ગ; મોકળાશ.

તરોતાજી (પા૦ગુ૦) વિ૦—ફા૰ફા૦ફા૦ تروتازه 'તર વ તાઝ:' કે 'તરોતાઝ:' ('તર'= જુઓ 'તર'+'વ'=અને+'તાઝ:'= જુઓ 'તાજું')=તાજું અને લીલું; તદ્દન તાજું; પ્રફુલ્લ; સ્ફૂર્તિમય +ગુ૦ 'ઈ'—

તાજી.

તરોદસ્ત સ્ત્રી૦ [અ૦ تردست 'તરદસ્ત' ('તર'=ચાલાક+'દસ્ત'= જુઓ 'દસ્ત')=હસ્તકૌશલ્ય ધરાવનાર; હાથની કારીગરીમાં કુશળ; ચાલાક; ચપળ]

નોંધ.—આ શબ્દની ઉપર 'તરોદદ' શબ્દની અસર પડી લાગે છે: એ માટે જુઓ 'તરોદદ'.

કળા; હિકમત; યુક્તિ.

તરોદદ સ્ત્રી૦ [અ૦ تردد 'તરદ્દુદ' ('રદ્'=પાછા ફરવું)=આવજા કરવી તે; આમતેમ ફરવું તે.

ભા૦ફા૦માં અર્થ:- મહેનત અને શ્રમ; મહેનત અને યોજના (૨) ખેડ; ખેતી]

નોંધ.—આ શબ્દની ઉપર 'તરોદસ્ત' શબ્દની અસર પડી લાગે છે.

ખેતીવાડીસુધારવામાટે ખાતર, ખેડ વગેરે મહેનત કરવી તે.

તર્કબાજ વિ૦—ગુ૦ 'તર્ક'+ફા૦ باز (બાઝ)=પ્રત્યય, કર્તૃવાચક વિશેષણ બનાવનાર—

તર્ક કરનાર; તર્કમાં કુશળ; વિચાર ચલાવવામાં હોશિયાર; ચતુર.

-જી સ્ત્રી૦—'તર્કબાજ'+ગુ૦ 'ઈ'—

તર્ક કરવામાં કુશળ હોવું તે; વિચાર ચલાવવામાં હોશિયાર હોવું તે.

તર્જ સ્ત્રી૦ [અ૦ طرز (તર્ઝ)= તરેહ; ઢબ; રૂઢિ; શૈલી; રીતિ]

[લા૦] તરજ; ગાવાની ઢબ.

"ત્યારે લખનૌવાસીઓએ એની **તર્જ**ની મસ્ખરી કરેલી."

નં૦ચ૦ (ગુ-ફા-અ૦કો૦)

તલખ વિ૦ [ફા૦ تلخ (તલ્ખ) = કડવું; કટુ (૨) બેસ્વાદ; અરુચિકર (૩) જલદ; તેજ; તીવ્ર; ઉગ્ર]

તેજ; તીવ્ર; તીખું; આકરું.

તલપ સ્ત્રી૦ જુઓ 'તલબ'.

તલફ સ્ત્રી૦ જુઓ 'તલબ'.

તલબ સ્ત્રી૦ [અ૦ طلب (તલબ)= ઇચ્છા; ચાહ (૨) માગણી; યાચના (૩) તલાશ; શોધ; ખોજ ]

તલપ; ઉત્કટ ઇચ્છા; તાલાવેલી.

"હકીમ કે તબીબની **તલબ** નથી મને"

કલાપી (ગુ૦-ઇં૦ડિ૦)

૦ગાર વિ૦[અ૦ફા૦ طلبگار 'તલબ-ગાર' ('તલબ' + 'ગાર'= પ્રત્યય, કર્તૃવાચક વિશેષણ બનાવનાર) = ઇચ્છા કરનાર; માંગનાર; યાચનાર ]

માંગનાર; યાચનાર (૨) ઇચ્છુક; અભિલાષી.

"અગર છું હું તું જ શિકાર,
કત્લનોય **તલબગાર**,
યારની અમર કટાર"

સાગર, 'ગુજરાતની ગઝલો.'

તલમીજ પું૦ [અ૦ અને શામી ભાષામાં تلمیذ 'તિલમીજ': ફા૦માં 'તલ્મીજ': 'તિલ્મીઝ' ('તલ્મજ'=શાગિર્દ તરીકે માન્ય રાખવું;-ના વિદ્યાર્થી કે શિષ્ય થવું)=શાગિર્દ; શિષ્ય; વિદ્યાર્થી ]

શિષ્ય; વિદ્યાર્થી.

"**તલમીજ** હું છું આલમે,
માશૂક મુર્શિદ મારી છે."

ગુ૦ગ૦ (ગુ-ફા-અ૦કો૦)

તલવારબાજ વિ૦ જુઓ 'તરવારબાજ

-જી સ્ત્રી૦ જુઓ 'તરવારબાજ'માં.

તલાક સ્ત્રી૦ [અ૦ طلاق 'તલાક' ('તલ્લક' = છૂટાછેડા લેવા કે દેવા; લગ્નવિચ્છેદ કરવો; ફારગતી આપવી)=છૂટાછેડા; લગ્નવિચ્છેદ; ફારગતી ]

નોંધ. — જુદી જુદી ત્રણ વખત તલાક આપ્યા બાદ જ તેનો પૂરો અમલ થયેલો ગણાય છે. એક તલાક અને બીજી તલાક વચ્ચે એક મહિનાનો ગાળો પડવો જોઈએ. દરમિયાન પતિ પત્નીને પાછી સ્વીકારી શકે છે અને તેમ કરવામાં નિકાહ કરવાની જરૂર રહેતી નથી પરંતુ ત્રીજી તલાક પછી તે તેમ કરી શકતો નથી. તે પછી સ્ત્રી પોતાની ઇચ્છા મુજબ પોતાનો રાહ લઈ શકે છે.

વિવાહવિચ્છેદ; છૂટાછેડા, લગ્નવિચ્છેદ; ફારગતી.

તલાશ(-શી) સ્ત્રી૦ [ફા૦ تلاش (તલાશ)=શોધ; તપાસ; ખોજ ]

નોંધ.—ઉર્દૂમાં એનો અર્થ થાય છે ગેરકાયદેસર વસ્તુની તપાસ.

શોધ; તપાસ; ખોજ.

"થાક્યો ફરી ફરી બધે
તમારી હું **તલાશમાં**."

તલો પું૦[ફા૦ طلا (તિલા) : અ૦ફા૦ طلا (તિલા) = સોનું ]

નોંધ.—હિંદીમાં 'तिल्ला'નો અર્થ થાય છે ભરતકામ; પાઘડી વગેરેનો જે ભાગ ભરતકામવાળો હોય તે; ખેસ, પાઘડી વગેરેનો કસબી પટો: તે ઉપરથી ગુજરાતીમાં.

પાઘડીનો કસબી છેડો.

તલ્લાક સ્ત્રી૦ જુઓ 'તલાક'.

"જણુતી પર **તલ્લાક.**"
નર્મદ (ગુ–ફા–અ૦કો૦)

તવક્કલ પું૦ જુઓ 'તોકલ'.

"ખુદા પર વિશ્વાસને **તવક્કલ** પર આધાર રાખી હું ત્યાં જવાને તૈયાર છું."
બા૦બા૦ (ગુ–ફા–અ૦કો૦)

તવંગર વિ૦ [ફા૦ توانگر 'તવાંગર' ('તવાં'=શક્તિ; બળ; સત્તા; પ્રાબલ્ય; જોર + ફા૦ 'ગર' = પ્રત્યય, કર્તૃવાચક વિશેષણ બનાવનાર)=સમર્થ; શક્તિશાળી (૨) માલદાર; ધનવાન; દોલતમંદ]

ધનવાન; પૈસાદાર; તાલેવંત; શ્રીમંત (૨) બોધપ્રદ; અસરકારક.

"અઢી વર્ષની ઉમરમાં અનેક **તવંગર** અનુભવો જેને થઈ ગયા છે."
વસંત, 'બાળશિક્ષણ', (ભ૦ગો૦મં૦)

-રી સ્ત્રી૦ [ફા૦ توانگری 'તવાંગરી' ('તવાંગર' + ફા૦ 'ઈ' = પ્રત્યય, વિશેષણ ઉપરથી ભાવવાચક નામ બનાવનાર )=સમૃદ્ધિ; દોલત; ધન-સંપત્તિ ]

સમૃદ્ધિ; દોલત; ધનસંપત્તિ (૨) માલદારી; શેઠાઈ.

તવાઈ સ્ત્રી૦ [ફા૦ تباهی 'તબાહી' ('તબાહ'= જુઓ 'તબા' + 'ઈ'=પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર) = બરબાદી; પાયમાલી; વિનાશ; ખરાબી; આપત્તિ (૨) દરિદ્રતા]

વિપત્તિ; આફત (૨) કમબખ્તી (૩) તાકીદ; ધમકી (૪) ધસારો; હુમલો; ધાડ (૫) ભીડ; સંકટ; પીડા.

"**તવાઈ** ને ગુરાનો અવતાર ન થવો." (કહેવત)

તવાજો પું૦; સ્ત્રી૦ [અ૦ تواضع 'તવાદ્દુઅ' ('વદ્અ'=વિનયી હોવું; વિનમ્ર હોવું)=વિનય; વિનમ્રતા; દીનતા; વિવેક; શિષ્ટાચાર ]

નોંધ. —ઉર્દૂમાં 'તવાદ્દુઅ' નો અર્થ થાય છે આતિથ્ય (૨) મહેમાનગીરી; ખાતરદારી.

આતિથ્ય; મહેમાનગીરી; પરોણાચાકરી.

તવાયફ઼ સ્ત્રી૦ [ અ૦ طوائف 'તવાયિફ઼' ('તાયિફ઼:'નું અ૦બ૦વ૦: એ માટે જુઓ 'તાયફ઼ો')=ટોળીઓ; મંડળીઓ; જૂથો; સમૂહો ]

નોંધ. — ઉર્દૂમાં 'તાયિફ઼:' નો અર્થ થાય છે નર્તકી સમાજ; ગાવાનો ધંધો કરનારી સ્ત્રીઓની મંડળી; અને 'તવાઇફ઼' નો અર્થ થાય છે નાચવા તથા ગાવાનો ધંધો કરનારી છોકરી; નર્તકી (૨) વેશ્યા; રંડી : તે ઉપરથી ગુજરાતીમાં

રામજણી; નર્તકી (૨) ગુણકા; વેશ્યા: રંડી.

તવારીખ સ્ત્રી૦ [ અ૦ تواریخ 'તવારીખ઼' ('તારીખ઼'નું અ૦બ૦વ૦: એ માટે જુઓ 'તારીખ')= તારીખો ]

તારીખો; ઇતિહાસ.

"અસ્કીર્ન સાહેબ **તવારીખ**ના શોખીન હતા."
નં૦ચ૦ (ગુ–ફા–અ૦કો૦)

૦કાર પું૦—'તવારીખ'+ગુ૦ 'કાર'—

તવારીખ લખનારો; ઇતિહાસ લખનારો; ઇતિહાસવેત્તા; ઇતિહાસકાર.

૦નવીસ પું૦—'તવારીખ'+ફા૦ نویس (નવીસ)=પ્રત્યય, નામને લાગીને કર્તૃવાચક નામ બનાવનાર—

નોંધ. — આ શબ્દનો પ્રયોગ ફારસી, ઉર્દૂ તેમ જ હિંદીમા થતો નથી. એ ગુજરાતીમાં જ ઘડાયેલો છે.

તવારીખ લખનારો; ઇતિહાસ લખનારો; ઇતિહાસવેત્તા; ઇતિહાસકાર.

તશરીફ઼ સ્ત્રી૦[ અ૦ تشریف 'તશ્‌રીફ઼' ('શર્ફ઼' = સન્માનિત કરવું; મોટા ગણાવવું; ઉચ્ચ પદે લઈ જવું; -નું બહુમાન કરવું) = સન્માન કરવુ તે; -નું બહુમાન કરવું તે (૨) પ્રતિષ્ઠા (૩) -ને ત્યાં જઈને માન આપવું તે ]

નોંધ.—ઉર્દૂમાં ઉપરના ઉપરાંત એનો અર્થ થાય છે શુભાગમન : તે ઉપરથી ગુજરાતીમાં.

મોટાઈ; મહિમા; શ્રેષ્ઠતા.

નોંધ.—મોટા માણસને 'પધારો' એમ કહેવામાં 'લાવવું' જોડે એનો શબ્દ પ્રયોગ થાય છે; જેમકે 'તશરીફ લાવો'.

તશ્તરી સ્ત્રી૦ [ ફા૦ تشتکی 'તશ્તકી' ('તશ્ત' = થાળ; તાસક; ટાટ (૨) મોટી રકાબી + 'ક' = પ્રત્યય, લઘુતાવાચક નામ બનાવનાર : એમ મળીને 'તશ્તક'= નાની થાળી + 'ઈ' = પ્રત્યય, ફારસી અનિશ્ચિતતાદર્શક)=એક થાળી; એક 'પ્લેટ' (૨) એક નાની રકાબી ]

નોંધ.—ઉર્દૂ તથા હિંદીમાં ઉપરના ઉપરથી 'તશ્તરી' શબ્દ વપરાય છે જેનો અર્થ ઉપર મુજબનો જ છે : તે ઉપરથી ગુજરાતીમાં.

રકાબી કે તાસક જેવું પાત્ર.

તસ (પા૦ગુ૦) સ્ત્રી૦ [ ફા૦ تاس (તાસ) =ટાટ; થાળ (૨) નહાવા તથા ધોવાના કામમાં આવતું પહોળા મોઢાનું વાસણ ]

થૂંકદાની; હાથ ધોવાનું વાસણ.

તસબી(-વી) સ્ત્રી૦ [ અ૦ تسبيح 'તસ્બીહ' ('સબ્બહ'=તારીફ કરવી; ભજવું; પ્રાર્થના કરવી; પવિત્ર રહીને યાદ કરવું; ખુદા તાલાનું નામ અને તેની સિફતોનું રટન કરવું; 'સુબ્હાનલ્લાહ' કહેવું ) = 'સુબ્હાનલ્લાહ' કહેવું તે (૨) પવિત્ર થઈ અલ્લાહની આરાધના કરવી તે (૩) [લા૦] મુસલમાનો વઝીફા ( એટલે કે પ્રાર્થના) પઢવાની સંખ્યા ગણવા માટે સો દાણાની જે માળાનો ઉપયોગ કરે છે તે; પ્રાર્થનાઓ ગણવાની માળા; જપવા માટેની (મણકાની) માળા (૨) વઝીફો; જપ; પ્રાર્થના ]

નોંધ.—અલ્લાહની સિફતો ધરાવનારાં નવ્વાણું નામો પઢવા માટે એમાં નવ્વાણું દાણા હોય છે. એને મથાળે એક સૌથી મોટો દાણો હોય છે, જેને મુસલમાનો માનાર્થે 'ઇમામ' કહે છે. આમ બધા મળી સો દાણા થાય છે. મુખ્યત્વે કરીને એ ઉપર 'સુબ્હાનલ્લાહ' અર્થાત્ ('અલ્લાહ પાક છે' એટલે કે અલ્લાહ સંસારી જીવનથી વિરક્ત છે ) એવા ઉદ્ગારથી મુસલમાનો આરાધના કરે છે. 'અલ્હમ્દોલિલ્લાહ' (અલ્લાહની તારીફ હો ) કે 'અલ્લાહો અકબર' (અલ્લાહ સૌથી શ્રેષ્ઠ છે ) જેવા ઉદ્ગારોનું પણ એ ઉપર તેઓ રટન કરે છે.

તસબી સામાન્ય રીતે નમાજ પછી પઢવામાં આવે છે. પરંતુ ખાસ કરીને અસર અને મગરિબની નમાજ વચ્ચેના ગાળામાં તે વધુ પઢાય છે.

આ પદ્ધતિનો આરંભ હજરત મોહમ્મદ પેગમ્બરના સૂચનથી થયો ન હતો. આરંભમાં આ રટન માટે કાંકરાનો કે આંગળીનો ઉપયોગ થતો હતો. પરંતુ કેટલાક મુજબ બૌદ્ધો પાસેથી કેટલાક મુસ્લિમ સંતોએ પાછળથી તસબીનો ઉપયોગ અપનાવ્યો હતો તે ઉપરથી એ પ્રથા ચાલુ થઈ હતી.

સુબ્હાનલ્લાહ જેવાં પ્રાર્થનાનાં વાક્યો ફરી ફરીને બોલીને અલ્લાહની સ્તુતિ કરવાની ક્રિયા (૨) મુસલમાનોએ બંદગી કરતી વખતે ફેરવવાની માળા; મુસલમાનોની જપમાળા; જપવાની માળા; બેરખો.

તસબીહ સ્ત્રી૦ જુઓ 'તસબી'.

તસમો પું૦ [ ફા૦ تسمه (તસ્મઃ)= કાચું ચામડું (૨) ચામડાનો લાંબો ટુકડો; ચામડાનો પટ્ટો ]

ચામડાનો પટ્ટો; તંગ.

તસલમાત સ્ત્રી૦ [ અ૦ تسلیمات ( તસ્લીમાત ) = 'તસ્લીમ'નું અ૦બ૦વ૦: 'તસ્લીમ' ('સલ્લમ' = સ્વીકાર કરવો; તાબે થવું; સંમતિ આપવી (૨) સોંપવું (૩) અગાઉથી કિંમત ચૂકવી દેવી; બહાનામાં અવેજ આપવો; પૈસા 'એડવાન્સ' આપવા) = સ્વીકાર કરવો તે; સંમતિ આપવી તે; –નો કબજો સોંપવો તે; નિકાલ ઉપર રાજી રહેવું તે; માન્ય રાખવું તે; સ્વીકૃતિ ]

તાબો; કબજો; ભોગવટો; ઉપભોગ; અધિકાર.

પું૦ અગાઉથી આપેલું નાણું; બહાનામાં આપેલો અવેજ; 'એડવાન્સ'.

વિ૦ તાબાનું; અધિકારનું (૨) વચગાળાનું; ઉપલકિયું (જેમ કે 'તસલમાત' = ઉપલક ખાતું).

તસલ્લી સ્ત્રી૦ [ અ૦ تسلی 'તસલ્લી' ('સલ્લા' = દિલાસો આપવો; સાંત્વન કરવું ) = દિલાસો; સાંત્વન; આશ્વાસન ]

દિલાસો; સાંત્વન; આશ્વાસન.

"મેં કૈં જ શંકા ના કરી
યા કંઈ **તસલ્લી** ના થઈ,
મળી માહિતી મુજને હવે
બાતલ જહાંથી હું થયો."
(ક૦કે૦ પૃ. ૮૨)

તસવી સ્ત્રી૦ જુઓ 'તસબી'.

તસવીર સ્ત્રી૦ [ અ૦ تصویر 'તસ્વીર' ('સવ્વર' = ચિત્ર દોરવું; –ની છબી ચીતરવી (૨) રંગવું ) = ચિત્ર દોરવું તે; –ની છબી ચીતરવી તે; રંગવું તે.

ફા૦ ચિત્રકામ; દોરેલું ચિત્ર (૨) છબી; ચિત્ર; પ્રતિકૃતિ (૩) પ્રતિમા; પૂતળું ]

ચિત્ર; છબી.

"ત્યાં મહારાજે સ્વ. ઠાકોરની **તસવીર** જોઈ પોતાને એમની સાથે પડેલા પ્રસંગનો ઉલ્લેખ કર્યો."
ગેધાણી, 'માણસાઈના દીવા', પૃ. ૨૦૫

તસુ પું૦ [ ફા૦ تسو (તસૂ) = ગજનો ચોવીસમો ભાગ ]

**નોંધ.** — અફઘાનો એ માપનો વિશેષ પ્રમાણમાં ઉપયોગ કરે છે; તેઓ એ માપ લગભગ આંગળીના એક વેઢા જેટલું ગણે છે.

ગજનો ચોવીસમો ભાગ; ઇંચ જેટલું માપ.

"એને **તસુ** ભોંય એ સૂઝતી નથી."
(ગુ–ઇં૦ડિ૦)

તસ્ત ન૦ [ ફા૦ تشت (તશ્ત) = થાળ; તાસક; ટાટ (૨) મોટી રકાબી ]

મળમૂત્ર ઝીલવાનું વાસણ.

૦રું ન૦—'તશ્તરી' ઉપરથી ગુજરાતીમાં તિરસ્કારયુક્ત શબ્દ: એ માટે જુઓ 'તશ્તરી'—

મળમૂત્ર ઝીલવાનું વાસણ.

–સ્તાનું ન૦ — 'તસ્ત' ઉપરથી ગુજરાતીમાં —

મળમૂત્ર ઝીલવાનું વાસણ.

તસ્દી સ્ત્રી૦ [ અ૦ تصديع તસ્દીઅ' ('સદ્અ'=શ્રમ આપવો; મહેનત આપવી; તકલીફ આપવી; ફિકર કરાવવી; દુઃખ આપવું; પજવણી કરવી )=શ્રમ; અગવડ; તકલીફ; મહેનત; ફિકર; દુઃખ; પજવણી; અડચણ ]

શ્રમ; મહેનત; તકલીફ.

તસ્બી સ્ત્રી૦ જુઓ 'તસબી'

"મંદિર, કાબા, ક્રુસ, આગ,
તસ્બી, ભભૂત છાપ તે,
દિલથી યકીં દારય સનમનું
એ નિશાન દે ન દે."
મણિલાલ દ્વિવેદી, 'ગુજરાતની ગઝલો.'

તસ્લીમ સ્ત્રી૦ [ تسليم 'તસ્લીમ' ('સલ્લમ'=અસ્સલામ અલય્કુમ કહેવું; સલામ કરવી)=અસ્સલામ અલય્કુમ કહેવું તે; સલામ કરવી તે; પ્રણામ કરવું તે (૨) સલામ; પ્રણામ ]

સલામ; પ્રણામ.

તહ પું૦; સ્ત્રી૦ ૧. [ ફા૦ تہ (તહ)= તળિયું; તળ; અંદરનો ભાગ ]

તળિયું; તળ; નીચેની સપાટી.

૨. —'તહકૂબી' ઉપરથી ટૂંકું રૂપ: એ માટે જુઓ 'તહકૂબ'—

નોંધ.—'તહકૂબી' ઉપરથી તેના અર્થમાં તેનું ટૂંકું રૂપ સુલેહ, સંધિ જેવા અર્થમાં કોઈકે વાપર્યું હોય એવી એક સંભાવના જણાય છે.

સુલેહ; સંધિ.

તહકીક વિ૦ [ અ૦ تحقيق 'તહ્કીક' ('હક્ક' = સચ્ચાઈ સહિત વિજય મેળવવો; યોગ્ય અને સાચું કરવું; યોગ્ય સમજવું; કોઈને સત્યના રાહ ઉપર રાખવું)= સાચું હોવાની ખાતરી કરવી તે; ખરાઈ ]

ચોક્કસ; નક્કી.

તહકુ(-કૂ)બ વિ૦ [ અ૦ توقف 'તવક્કુફ' ('વકફ'=અટકવું; થંભવું; થોભી જવું (૨) થોભાવી દેવું; થંભાવવું; રોકવું ) =સ્થગિતતા; ચાલુ કામમાં ક્ષણિક વિરામ; અટકવું તે; વિલંબ; ઢીલ; આનાકાની ]

મોકૂફ; મુલતવી; બંધ.

-બી સ્ત્રી૦—'તહકુ(-કૂ)બ' ઉપરથી ગુજરાતીમાં—

તહકૂબ રાખવું તે; મોકૂફી.

તહખાનું ન૦ [ફા૰ تهخانه 'તહ-ખાનઃ' ('તહ' = તળિયું; અંદરનો ભાગ+'એ'=છઠ્ઠી વિભક્તિનો સંબંધ દર્શાવનાર ફારસી સંજ્ઞા +'ખાનઃ'=જુઓ 'ખાનું') =ભોંયરું; તલગૃહ (૨) કોતર; ગુફા]

ભોંયરું; તલગૃહ.

"ગોપીપુરામાં એક ખંડિયેરના **તહખાનામાં** પોતાનો તખ્ત માંડતા."

નં૰ચ૰ (ગુ-ફા-અ૰કો૰)

તહજીબ સ્ત્રી૰[અ૰ تهذيب 'તહ્‌જ઼ીબ' ('હજ઼્જ઼બ'=ખજૂરીની છાલના રેશા દૂર કરવાઃ એ ઉપરથી શુદ્ધ અને સાફ કરવું; કાપીને ઠીક કરવું; શિક્ષણ આપવું; સંસ્કાર આપવા; ઉછેરવું)=શુદ્ધ અને સાફ કરવું તે; સુધારો કરવો તે (૨) મનુષ્યને યોગ્ય શિક્ષણ અને સારી કેળવણી આપતાં તેની પ્રકૃતિમાં થતો ફેરફાર; સંસ્કાર; શિક્ષણ; કેળવણી]

શિષ્ટાચાર (૨) સભ્યતા; સંસ્કૃતિ.

તહનામું ન૰ — 'તહ' = જુઓ 'તહ'+نامه (નામઃ)=જુઓ 'નામું'.

નોંધ.—આ શબ્દ ફારસી તથા ઉર્દૂમાં વપરાતો નથી. મૂળ ફારસીમાં ઘડાયેલા અને ગુજરાતીમાં પ્રવેશીને પ્રચાર પામેલા 'કરારનામું', 'વસિયતનામું' જેવા શબ્દોના સાદૃશ્યે એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

સુલેહનો કોલકરાર કે લેખ; સંધિનો દસ્તાવેજ; સંધિપત્ર.

તહસીલ સ્ત્રી૰; ન૰ [અ૰ تحصيل 'તહ્‌સીલ' ('હુસ્સલ'=હાંસિલ કરવું; મેળવવું) = મેળવવું તે; વસૂલ કરવું તે; એકત્ર કરવાની ક્રિયા; પ્રાપ્તિ (૨) એકત્ર થયેલું કે કરેલું ભંડોળ.

ભા૰ફા૰માં અર્થ= જમીન મહેસૂલ ઉઘરાવવું તે]

સરકાર તરફથી જમીન ઉપર લેવાતો કર; જમીન-મહેસૂલ (૨) જમીનનો આકાર નક્કી કરીને બનાવેલો પ્રદેશનો નાનો ભાગ; તાલુકો.

૰દાર પું૰ [અ૰ ફા૰ تحصيلدار 'તહ્‌સીલ-દાર' ('તહ્‌સીલ'+ ફા૰ 'દાર'=પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવનાર) = એકત્ર કરનાર (૨) [લા૰] કર

એકત્ર કરનાર કર્મચારી; મહેસૂલ વસૂલ કરનાર કર્મચારી ]

તાલુકાનું મહેસૂલ વસૂલ કરનાર અમલદાર; મહાલકારી.

૦દારી સ્ત્રી૦[અ૦ફા૦ફા૦ تحصیلداری 'તહ્સીલ-દારી' ('તહ્સીલ-દાર' +ફા૦ 'ઈ'=પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર)=તહસીલદારનું કર્તવ્ય કે પદ]

તહસીલદારનું કર્તવ્ય કે પદ.

૦નામું ન૦—'તહસીલ'+ફા૦ نامہ (નામઃ)=જુઓ 'નામું'.

નોંધ. — આ શબ્દ ફારસી, ઉર્દૂ તેમ જ હિંદીમાં વપરાતો નથી; મૂળ ફારસીમાં ઘડાયેલા અને ગુજરાતીમાં પ્રવેશીને પ્રચાર પામેલા 'વસિયતનામું', 'કરારનામું' જેવા શબ્દોના સાદૃશ્યે એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

જમાબંધીનો ચોપડો.

તહેખાનું (તહ) ન૦ જુઓ 'તહખાનું'.

તહેનાત(તહે) સ્ત્રી૦ [અ૦ تعینات 'તઅય્યુનાત' ('તઅય્યુન'નું અ૦બ૦વ૦: 'તઅય્યુન' = નિમાવું તે; નિમણૂક): એ ઉપરથી ફારસીમાં બગડેલો ઉચ્ચાર 'તઐનાત'= નિમણૂકો (૨) [લા૦] સેવા; ફરજ ]

સેવાચાકરી કરવા માટેની હાજરી (૨) સેવાચાકરી; તાબેદારી.

"લાહોરમાં તેમની **તહેનાતમાં** રહેવાનો વિચાર છે કે કેમ?" નં૦ચ૦ (ગુ–ફા–અ૦કો૦)

–તી વિ૦ [અ૦ફા૦ تعیناتی 'તઅય્યુનાતી' ('તઅય્યુનાત'+ ફા૦ 'ઈ'= પ્રત્યય, સ્વાર્થે ઉમેરાયેલો): એ ઉપરથી ફારસીમાં બગડેલો ઉચ્ચાર 'તઐનાત'= નિમણૂકો; નિયુક્તિઓ (૨) [લા૦] સેવા; ફરજ+ફા૦ 'ઈ'= પ્રત્યય, સંબંધવાચક વિશેષણ બનાવનાર]

તહેનાતમાં રહેનારું; તહેનાત કરનારું.

તહોમત (તહો) ન૦ [અ૦ تہمت 'તુહમ્મત' ('વહમ'= –ના વિષે ખોટો ખ્યાલ કરવો; વિચાર આવવો; કલ્પના કરવી) = વહેમ; ગુનાનો આરોપ; દોષારોપણ ]

આરોપ; આળ.

૦દાર વિ૦—'તહોમત'+ફા૦ دار 'દાર'=પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવનાર.

નોંધ. — આ શબ્દ ફારસી, ઉર્દૂ તેમ જ હિંદીમાં વપરાતો નથી. પરંતુ 'દાર' પ્રત્યય લાગીને ફારસીમાં બનેલા અને ગુજરાતીમાં પ્રચલિત પામેલા 'તહસીલદાર',

'અમલદાર' જેવા શબ્દોના સાદૃશ્યે એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

આરોપી; ગુનેગાર; અપરાધી; દોષિત.

૦નામું ન૦— 'તહોમત' + ફા૦ ف‌ا 'નામઃ' = જુઓ 'નામું'.

નોંધ. — આ શબ્દ ફારસી, ઉર્દૂ તેમ જ હિંદીમાં વપરાતો નથી. 'નામઃ' પ્રત્યય લાગીને ફારસીમાં બનેલાં અને ગુજરાતીમાં પ્રચલિત પામેલાં 'વસિયતનામું', 'કરારનામું' જેવા શબ્દોના સાદૃશ્યે એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

આરોપ મૂક્યા બાબતનું લખાણ.

–તી વિ૦[ અ૦ફા૦ تہمتی 'તુહમ્મતી' ('તુહમ્મત' = જુઓ 'તહોમત' + ફા૦ 'ઈ' = પ્રત્યય, સંબંધવાચક) = તહોમત મૂકનાર (૨) નિંદાખોર (૩) વહેમી; જૂઠાં આળ ચઢાવનાર (૪) નિંદ્ય; શરમજનક]

આરોપી; ગુનેગાર (૨) દોષ મુકાય એવું.

તંગ વિ૰ [ ફા૦ تنگ (તંગ) = સાંકડું; ભીડાતું; ચપસીને આવી રહેલું (૨) તાણેલું; કસેલું; ખેંચાતું (૩) ટૂંકું અને પરાણે પહોંચી રહે એવું; અપર્યાપ્ત (૪) સખત; સજ્જડ; દૃઢ (૫) મુશ્કેલીમાં (૬) અસંતોષી (૭) હેરાન; પરેશાન.

ભા૦ફા૦માં અર્થ: ઘોડાની પીઠ ઉપરનો સામાન, ખોગીર, જીન વગેરે ખસી નહિ જાય તે માટે તેની છાતી અને પેટ વચ્ચે ખેંચીને બાંધવામાં આવતો બંધ; ઘોડાને પેટે બાંધવાનો પટો (૨) સામાન બાંધવાનો પટો]

સાંકડું; ભિડાતું; ચપસીને આવી રહેલું (૨) તાણેલું; કસેલું; ખેંચાતું; તડિંગતુમ; તણાતું:

"આ **તંગ** અંગેઅંગ પ્રભુપદ
પંકજે પ્રણમાય ના;
ક્યાં ચિત્ર ભવભયભીડભંજન
ભાવથી ય ભજાય ના."

વિહારી (ભ૦ગો૦મં૦)

(૩) ટૂંકું અને પરાણે પહોંચી રહે એવું; અપર્યાપ્ત.

"આહ જુદાઈની સનમ!
કેવી તું સંગદિલથી શું?
છું **તંગ**–દુશ્મન બધે!
દિલ ખેઈમાન દે ન દે!"

અલેદોર્મિ (ભ૦ગો૦મં૦)

(૪) [લા૦] કાયર; કંટાળેલું (૫) હેરાન; દુઃખી (૬) મન ઊંચું થાય એવું (૭) [લા૦] કંજૂસ; અનુદાર; સંકુચિત.

પું૦ ઘોડાનું જીન ખસી ન જાય તે માટે તેના પેટને કસીને બાંધેલો પટો.

તંગડી સ્ત્રી૦—تنگ (તંગિયો)ઉપરથી ગુજરાતીમાં: એ માટે જુઓ 'તંગિયો'.

તંગ હોય એવું વસ્ત્ર; ટૂંકી ચોરણી; સૂંથણી; ચડ્ડી; જાંઘિયો.

તંગદિલ વિ૦ [ફા૦ تنگدل 'તંગ-દિલ' ('તંગ'=જુઓ 'તંગ'+'દિલ' =જુઓ 'દિલ') = દિલ તંગ હોય એવું; તંગ દિલ ધરાવનારું (૨) નાખુશ; નિરાશ]

નોંધ.—ઉર્દૂ તથા હિંદીમાં ઉપરના ઉપરાંત એના અર્થ થાય છે કૃપણ; કંજૂસ: તે ઉપરથી ગુજરાતીમાં—

દિલ તંગ હોય એવું (૨) કૃપણ; કંજૂસ; (૩) વૈમનસ્યવાળું.

–લી સ્ત્રી૦ [ફા૦ تنگدلی 'તંગ-દિલી' ('તંગ-દિલ'+ફા૦ 'ઈ'=પ્રત્યય, વિશેષણ ઉપરથી ભાવવાચક નામ બનાવનાર) = નિરાશા (૨) ગમગીની]

કંજૂસાઈ; લોભ (૨) [લા૦] વૈમનસ્ય.

"રૂવાં ખડાં કરે તેવી વિગતો ધીમે ધીમે એક પછી એક આવતી ગઈ તેમ તેમ તે જાણીને ચાલુ **તંગદિલી**માં વધારો થતો જતો હતો."
'હરિજન બંધુ' (ભ૦ગો૦મં૦)

તંગાશ સ્ત્રી૦—تنگ (તંગ) ઉપરથી ગુજરાતીમાં: એ માટે જુઓ 'તંગ'.

તંગી; અછત.

તંગિયો પું૦—تنگ (તંગ) ઉપરથી ગુજરાતીમાં: એ માટે જુઓ 'તંગ'.

તંગ હોય એવું વસ્ત્ર; જાંઘિયો; ચડ્ડી.

તંગી સ્ત્રી૦ [ફા૦ تنگی 'તંગી' ('તંગ'+ફા૦ 'ઈ'=પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર)= તંગપણું; અછત; ન્યૂનતા; તાણ]

તંગપણું; અછત; ન્યૂનતા; તાણ.

તંઝીમ સ્ત્રી૦ [અ૦ تنظیم 'તંઝ઼ીમ' ('નઝ઼્ઝ઼મ' = વ્યવસ્થા કરવી; પ્રબંધ કરવો; બંદોબસ્ત કરવો) =વ્યવસ્થા કરવી તે; પ્રબંધ કરવો તે; બંદોબસ્ત કરવો તે; એકસૂત્ર કરવું તે; સંગઠન કરવું તે]

એક સૂત્ર થવું કે કરવું તે; સંગઠન.

તંદુરસ્ત વિ૦ [ફા૦ تندرست 'તન-દુરુસ્ત' ('તન'=જુઓ 'તન' + 'દુરુસ્ત' = જુઓ

'દુરસ્ત')=આરોગ્યપ્રદ; નીરોગી; સ્વસ્થ]

આરોગ્યપ્રદ; નીરોગી; સ્વસ્થ.

-સ્તી સ્ત્રી૦ [ફા૦ تندرستی 'તન-દુરુસ્તી' ('તન-દુરુસ્ત' + ફા૦ 'ઈ'=પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર) = આરોગ્ય; સ્વાસ્થ્ય; નીરોગીપણું]

આરોગ્ય.

"જાણીતા દાક્તરોએ કહ્યું છે કે **તંદુરસ્તી** માટે માથા દીઠ ૧૨ શેર મીઠું વરસે વપરાવું જોઈએ."

'હરિજનબંધુ' (ભ૦ગો૦મં)

તંદૂર પું૦ [ફા૦ تندور (તંદૂર) કે (તુંદૂર) = એક જાતની ભઠ્ઠી; ચૂલો]

એક જાતનો ભઠ્ઠી જેવો ચૂલો.

-રી વિ૦—'તંદૂર'+ગુ૦ 'ઈ'—

તંદૂર સંબંધી; તંદૂરનું.

તંનૂર પું૦ [ફા૦ تنور (તનૂર)= રાંધવા પકાવવાની નાની ભઠ્ઠી; ચૂલો.]

ભઠ્ઠી; ચૂલો.

"જીગર **તંનૂર**માં દાઝે;
પડે ના એક ફેરું ત્યાં."

કલાપી (ગુ-ફા-અ૦કો૦)

તંબુ સ્ત્રી૦ [ભા૦ફા૦માં ફા૦ تنبو (તંબૂ) = એક જાતનો શામિયાનો; એક જાતનો ડેરો]

એક જાતનો શામિયાનો; એક જાતનો ડેરો.

તંબૂર પું૦ (૧) જુઓ 'તંબૂરો'.

(૨) [ફા૦ تنبور (તંબૂર): એ ઉપરથી અ૦ક૦ طنبور (તંબૂર)=ઢોલ; નગારું]

એક પ્રકારનો ઢોલ; નાનો ઢોલ; નગારું.

તંબૂરી સ્ત્રી૦—અ૦ تنبوره (તુંબૂરઃ)નું ગુજરાતીમાં લઘુ રૂપ.

નાનો તંબૂરો.

તંબૂરો પું૦ [ફા૦ تنبور (તંબૂર) કે تنبوره (તંબૂરઃ) ઉપરથી અ૦ક૦ طنبور (તંબૂર) કે طنبوره (તંબૂરઃ): 'તંબૂર' કે 'તંબૂરઃ'=એક પ્રકારનું તંતુવાદ્ય: એની વ્યુત્પત્તિ વિશે બે મત છે:

(૧) એક મત એવો છે કે હિંદીમાંના 'તુંબી' શબ્દ સાથે એને સંબંધ હોવાનો સંભવ છે જે ઉપરથી ફારસીમાં અને અંતે અરબીમાં એ પ્રવેશ પામ્યો હોય.

(૨) બીજો મત નીચે પ્રમાણે છે : ० دنبهٔ بره 'દુન્બએ બરઃ' કે 'દુમ્બએ બર્રઃ' ('દુન્બઃ' = પૂંછડું + 'એ' = સંબંધવાચક ફારસી સંજ્ઞા + 'બરઃ' કે 'બર્રઃ' = ઘેટીનું બચ્ચું) = ઘેટીના બચ્ચાંના 'પૂંછડા' જેવી વસ્તુ; આમ એ વાજિંત્રનો આકાર ઘેટાંનાં બચ્ચાંનાં પૂંછડાંને મળતો હોવાથી કદાચ એ નામ પડ્યું હોય]

એક તંતુવાદ્ય.

"તૂટ્યો મારો **તંબૂરા**નો તાર,
ભજન અધૂરું રે રહ્યું ભગવાનનું."
ભજન (ભ૦ગો૦મં૦)

'તંબૂરા જેવું' = ખાઈપીને તાજું થયેલું એવું (૨) સ્થૂલ; જાડું અને બેડોળ.

**તા** પું૦ [ફા૦ تا (તા) = જોડમાંનું એક; (કાગળનું) પાનું; કાગળનું ફરદ; તાવ]

એક કાગળ; તાવ (૨) એક ઘાનો ૨૪મો ભાગ.

**તાઈ** પું૦ [અ૦ طائی 'તાએય' ('તય્ય' = યમનના એક કબીલાનું નામ; અરબોમાંના એક કબીલાનું નામ જેમાં વિશ્વવિખ્યાત દાનેશ્વરી હાતિમ જન્મ્યો હતો: એ ઉપરથી વિશેષણ) = તય નામના કબીલા સાથે સંબંધ રાખનાર]

મુસલમાનની એક નાત; પીંજારો; વણકર; સાળવી.

'તાઈ પીંજારા' = હલકા લોક; લડવાડ્યા લોક.

**તાઊસ** પું૦ [અ૦ طاؤس (તાઉસ) કે (તાઊસ) = મોર; મયૂર]

નોંધ.—ઉર્દૂ તથા હિંદીમાં ઉપરના ઉપરાંત એના અર્થ છે સિતાર જેવું એક વાદ્ય જેના ઉપર મોરનો આકાર બનાવેલો હોય છે: તે ઉપરથી ગુજરાતીમાં.

મોર.

ન૦ એક છેડે મોરનો આકાર હોય એવું એક ઈરાની વાદ્ય; નીચલી બાજુએ મોરનાં જેવાં પીછાં લગાડેલાં હોય એવો આકાર બનાવી કરેલો તંબૂરો.

**૦બાજ** વિ૦—'તાઊસ' + باز (બાઝ) અર્થાત્ ખેલ; રમ: એ ક્રિયાપદનો ધાતુ જે આજ્ઞાર્થ રૂપમાં હોય છે અને નામને લાગીને કર્તૃવાચક નામ બનાવે છે: એ ઉપરથી ગુજરાતીમાં 'બાજ'—

નોંધ.—ફારસીમાં 'બાઝ' પ્રત્યય, લાગીને બનેલાં અને ગુજરાતીમાં પ્રચલિત પામેલાં 'કલમબાજ', 'સમશેરબાજ', 'નિશાનબાજ'

જેવાં નામોના સાદશ્યે એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

તાઊસ નામનું વાજિંત્ર વગાડનાર માણસ; તાઊસ વગાડી જાણનાર આદમી.

—સી વિ૦—'તાઊસ' + ઉર્દૂ 'ઈ' =પ્રત્યય, સંબંધવાચક—

**નોંધ.**—એ શબ્દનો ઉપયોગ ઉર્દૂમાં થાય છે અને તેમાં એનો અર્થ થાય છે તાઊસ સંબંધી; મોર જેવું; મોરના રંગનું.

મોરના રંગનું (૨) તાઊસ-બાજ.

તા૦ક૦ જુઓ 'તાજા કલમ'.

તાકત સ્ત્રી૦ [અ૦ طاقت 'તાકત' (طاق =સહન કરવું; નભાવવું)=સહનશક્તિ; મનોબળ (૨) સામર્થ્ય; જોર; બળ]

શક્તિ; બળ; સામર્થ્ય; મગદૂર.

"**તાકત** નહિ જો મચ્છને,
તો તું સુખિયો થાત."
સામળ (ગુ-ઈં૦ડિ૦)

"જીવતો રહીને પોઢું
ઓઢી કબરની ચાદર,
કે ના શકે સતાવી
દુનિયાની કોઈ **તાકત**."
બરકત વીરાણી, 'માનસર', પૃ. ૧૬૨

તાકતવ(-વા)ર વિ૦ [અ૦ફા૦ طاقتور 'તાકત-વર' ('તાકત' +ફા૦ 'વર'=પ્રત્યય, 'વાળું'અર્થસૂચક વિશેષણ બનાવનાર) = શક્તિવાળું; જોરાવર; બળવાન]

શક્તિવાળું; જોરાવર; બળવાન.

તાકાત જુઓ 'તાકત'.

તાકીદ સ્ત્રી૦ [અ૦ تاکید 'તાકીદ' ('અક્કદ' = મજબૂત કરવું; સાબૂત કરવું; માન્ય રાખવું) =મજબૂત કરવું તે; બાબત પાકી કરવી તે; જોરથી કોઈ વાતની આજ્ઞા યા તેનો અનુરોધ; નિશ્ચિત હકીકત]

ઉતાવળ; અર્થભાવ વગેરે સ્પષ્ટ કરવા માટે બોલવામાં શબ્દ ઉપર મુકાતો ખાસ ભાર; અમુક મુદ્દાને આપેલું ખાસ મહત્ત્વ (૨) આજ્ઞા; ફરમાન (૩) તરત કરવાની જરૂરિયાત (૪) ચેતવણી; ધમકી.

—દી વિ૦ [અ૦ફા૦ تاکیدی 'તાકીદી' ('તાકીદ' + ફા૦ 'ઈ' = પ્રત્યય, સંબંધવાચક વિશેષણ બનાવનાર)=તાકીદનું; તાકીદ-વાળું (૨) જરૂરી; ઉતાવળનું; અતિ આવશ્યક]

તાકીદવાળું; તાકીદનું (જેમ કે પત્ર).

તાકું ન૦ [ફા૦ طاقی 'તાક': અ૦ક૦ طاق 'તાક' ('તા'=પડ;

થર+'ક'=પ્રત્યય, મૂળ અર્થમાં ફેર કરનાર) = પડવાળું બાંધકામ; કમાનવાળું બાંધકામ; મહેરાબ; ઇમારતની દીવાલમાં બનાવેલી કમાન; કમાન જેવો વળાંક]

નોંધ.—ઉર્દૂમાં એનો અર્થ થાય છે ચીજો મૂકવા માટે મહેરાબ કે કમાનના આકારનું દીવાલમાં રાખેલું ખાલી સ્થાન; ભીંતમાંનો ગોખલો : એ ઉપરથી ગુજરાતીમાં.

ગોખલો; ભીંતમાં કરેલો બારણાવાળો કબાટ; હાટિયું; હટારિયું.

"ઘરની અંદર બારણાની ડાબી ગમ એક **તાકું** છે તે ખોલજો.'

મેઘાણી, 'માણસાઈના દીવા', પૃ. ૧૧૧

તાકો પું૦ [મૂળ ફા૦ تا ('તા') ઉપરથી અ૦ક૦ : એ માટે જુઓ 'તા': અને એ ઉપરથી طاقہ (તાકઃ)=કાપડનું થાન]

કાપડનું થાન.

"**તાકો** ઘડી કરવો.'

તાખત(-તિ) સ્ત્રી૦ [ફા૦ تاخت (તાખ્ત)=ક્રિયાપદના સામાન્યરૂપ 'તાખ્તન' ઉપરથી ભૂતકાળ ત્રીજા પુરુષ એક વચનનું કેટલીક વાર નામ તરીકે વપરાતું રૂપ: 'તાખ્તન' = હુમલો કરવો; આક્રમણ કરવું)=હુમલો; આક્રમણ; લૂટ; ધાડ]

લૂટ; ધાડ.

તાજ પું૦ [અ૦ تاج (તાજ)= મુગટ; રાજમુગટ; શાસકનું માથે પહેરવાનું રત્નજડિત સુવર્ણનું આભૂષણ]

નોંધ.—ઉર્દૂ તથા હિંદીમાં આગ્રાના તાજમહાલ માટે વપરાતો સંક્ષિપ્ત શબ્દ 'તાજ' છે : તે ઉપરથી ગુજરાતીમાં,

મુગટ; રાજમુગટ (૨) ગંજીફામાં રાજચિહ્નવાળું પાનું (૩) ટોચ; શિખર (૪) (આગ્રાના) તાજમહાલનું સંક્ષિપ્ત નામ.

"પ્રેમની કવિતા કેરો ?
કે એ જાહોજલાલીનો ?
સૌંદર્યનો ? કલાનો ?
કે **તાજ** આ મોગલાઈનો ?"

કવિ નાનાલાલ

૦ખાનું ન૦ [અ૦ફા૦ طہارت خانہ 'તહારત-ખાનઃ' ('તહારત' —'તહેર' અર્થાત્ પવિત્ર થવું; સાફ થવું; શુદ્ધ થવું : એ ઉપરથી 'તહારત' = પવિત્રતા; શુદ્ધતા; નમાજ પઢવા અગાઉ હાથ, પગ, મોં વગેરે ધોઈ પવિત્ર થવું તે; જાજરૂ ગયા પછી હાથ, પગ, મોં વગેરે ધોઈ શુદ્ધ થવું તે +'ખાનઃ'=જુઓ 'ખાનું')=

જે સ્થળે ગયા પછી 'તહારત' કરવાની એટલે કે પવિત્ર કે શુદ્ધ થવાનું જરૂરી હોય તે; જાજરૂ; સંડાસ; પાયખાનું]

જાજરૂ; સંડાસ; પાયખાનું.

૦પોશી સ્ત્રી૦ — ફા૦ تاج (તાજ) = જુઓ 'તાજ' + پوش ઈ૦ઉ૦ 'પૂશ': ભા૦ઉ૦ 'પોશ' અર્થાત્ પહેર; અંગ ઉપર ધારણ કર: એમ મળીને 'તાજ-પૂશ' કે 'તાજ-પોશ' + હિંદીમાં 'ઈ'—

નોંધ. — હિંદીમાં એનો અર્થ થાય છે તાજ પહેરવાની કે તખ્ત ઉપર બેસવાની ક્રિયા (૨) રાજ્યાભિષેક: તે ઉપરથી ગુજરાતીમાં.

તાજ પહેરવાની કે તખ્ત ઉપર બેસવાની ક્રિયા (૨) રાજ્યાભિષેક.

૦મહાલ પું૦ જુઓ 'તાજમહાલ'

તાજગી સ્ત્રી૦ [ફા૦ تازگی 'તાઝગી' ('તાઝ:' = જુઓ 'તાજું' + 'ગી' = શબ્દના અંતે આવતા

"**તાજગી** તાકાત આપે,
તાનમાં હીં તાજ થાપે,
તારણથી તાપ કાપે;
તાલમાં ઉતંગ છે."

કાવ્યરસિકા (ભ૦ગો૦મં૦)

"વહે સરિત કાલની,
યુગ અનંત ચાલ્યા ગયા,
ઉષા! પણ હજી રહી
શી તવ દેહની **તાજગી**."

ઉમાશંકર જોષી, 'ગંગોત્રી'.

તાજપોશી સ્ત્રી૦ જુઓ 'તાજ'માં.

તાજમ સ્ત્રી૦ જુઓ 'તાજીમ'

—મી વિ૦—અ૦ تعظیم 'તઅ્ઝીમ' + હિં. 'ઈ'—

નોંધ. — આ શબ્દ હિંદીમા પ્રયોજાયેલો છે અને તેમાં એનો અર્થ થાય છે માન-મોટાઈ આપેલી હોય તેવું; માનવંત; આબરૂદાર: તે ઉપરથી ગુજરાતીમાં.

માન-મોટાઈ આપેલી હોય તેવું; માનવંત; આબરૂદાર.

**તાજમી** સરદાર=માન અથવા ઇલકાબ આપવામાં આવેલ હોય એવો સરદાર: જે સરદારને

'મહલ્લ' = જુઓ 'મહેલ'—
નોંધ. — મોગલ શહેનશાહ શાહજહાને પોતાની મલેકા અર્જમંદબાનૂ ઉર્ફે મુમતાજ-મહાલના મૃત્યુ પછી તેની યાદગીરી કાયમ રાખવા માટે આગ્રામાં જમના નદીના કિનારે આરસ-પહાણના પથ્થરથી તૈયાર કરાવેલો એ અજોડ અને અદ્ભુત શિલ્પ-કળાનો નમૂનો છે જે દુનિયાની સાત અજાયબીઓમાંની એક તરીકે લેખાતો આવ્યો છે. અર્જમંદ-બાનૂની ઈરાની શૈલીની કબર તાજના મુખ્ય ઓરડામાં છે. તે સંગેમરમરના છે અને મૂલ્યવાન પથ્થરોથી જડિત છે. તેની જમણી બાજુએ શાહજહાનની કબર છે. 'તાજમહાલ'નું એવું નામ પડ્યા બાબતની નીચેની સંભાવના લાગે છે:

(૧) ફા૦ تاج بر روضهٔ محل خاص 'તાજ બર રોઝ્એ મહલ્લે ખાસ' —'તાજ'=જુઓ 'તાજ'+'બર' = ઉપર + 'રૌઝ્:' = જુઓ 'રોજો' + 'એ' = છઠ્ઠી વિભક્તિનો સંબંધ દર્શાવનાર ફારસી સંજ્ઞા + 'મહલ્લે ખાસ' ('મહલ્લ'નો ભા૦ફા૦માં અર્થ:- બીબી; પત્ની; બેગમ+'ખાસ્સ' કે 'ખાસ'=જુઓ 'ખાસ')= મુખ્ય બેગમ—=મુખ્ય બેગમના રોજા ઉપરનો તાજ: એ ઉપરથી જનતામાં ટૂંકમાં રહી ગયેલું એ નામ.

(૨) એમ પણ કહેવાય છે કે અર્જ-મંદબાનૂનું લગ્ન શાહજાદા શાહ-જહાન સાથે થયું તે પછી જહાંગીરે તેનું નામ 'મુમ્તાઝે-મહલ્લ' ('મુમ્તાઝ'=સંમાનિત; વિશિષ્ટ; ખાસ વ્યક્તિ+'એ'= છઠ્ઠી વિભક્તિનો સંબંધ દર્શાવનાર ફારસી સંજ્ઞા+'મહલ્લ'=બીબી; બેગમ; પત્ની; જુઓ 'મહેલ') રાખ્યું હતું (ઈ.સ. ૧૬૧૨). તે ઉપરથી આ બાંધકામનું નામ تاج بر روضهٔ ممتاز محل 'તાજ બર રૌઝ્એ મુમ્તાઝે મહલ્લ' રાખવામાં આવ્યું હશે—'તાજ' =જુઓ 'તાજ'+'બર'=ઉપર +'રૌઝ્:'=જુઓ 'રોજો' +'એ' =છઠ્ઠી વિભક્તિનો સંબંધ દર્શાવ-નાર ફારસી સંજ્ઞા- 'મુમ્તાઝે મહલ્લ' (કે મુમતાઝ મહલ્લ)= મુમતાઝ મહેલના રોજા ઉપરનો તાજ: એ ઉપરથી જનતામાં ટૂંકમાં રહી ગયેલું નામ.

(૩) મિ. પી. એન. ઓકે નોંધ્યું છે કે આગ્રાના એ ભાગમાં 'તેજમહા-લય' નામની ઈ.સ. ૧૧૫૫–૫૬ માં બંધાયેલી પુરાણી હિંદુ ઇમારત હતી તે સ્થાનનો ઉપયોગ અર્જમંદબાનૂની કબર માટે કરવામાં આવ્યો હતો. (The Taj Mahal is a Hindu Palace). પરંતુ આ માન્યતામાં તથ્ય હોવાની સંભાવના નથી.

આગ્રાની સુપ્રસિદ્ધ ઇમારત.

તાજમી વિ૦ જુઓ 'તાજમ'માં.

તાજવું ન૦ જુઓ 'ત્રાજવું'.

તાજા કલમ ( ટૂંકમાં તા૦ક૦ ) સ્ત્રી૦ [ ભા૦કો૦માં ફા૦અ૦ تازه قلم 'તાઝઃ કલમ' ('તાઝઃ'=જુઓ 'તાજું' + 'કલમ' = જુઓ 'કલમ') = તાજું લખાણ કરવું તે; તાજું કરેલું લખાણ (૨) પત્રને અંતે કરવામાં આવે છે તે ટૂંકી સહી (૩) પત્રમાં મુખ્ય લખાણ પૂરું કર્યા પછી લખેલું વધારાનું લખાણ; ઉમેરો ]

મુખ્ય લખાણ પૂરું થયા પછી તેની નીચે ઉમેરેલું લખાણ; પત્રને છેડે કરેલો વધારો.

તાજાતવાના વિ૦ [ ફા૦ تازه و توانا 'તાઝઃ વ તવાના' ('તાઝઃ' = જુઓ 'તાજું' + 'વ'= અને + 'તવાના'=શક્તિવાન; બળવાન)=તાજું અને શક્તિવાન ]

તાજું અને શક્તિવાન.

" **તાજાતવાના** થાઓ, ને પુરતો આરામ લો."

બા૦બા૦ (ગુ–ફા–અ૦કો૦)

તાજિયો પું૦ [અ૦ تعزيه 'તઅ્ઝિયત' કે ફા૦માં ઉચ્ચાર تعزيه 'તઅ્ઝિયઃ' ('અઝ્ઝય' = દિલાસો આપવો; આશ્વાસન આપવું; મરેલાના સંબંધીઓને ધીરજ આપવી; અન્યના દુઃખમાં સહાનુભૂતિ દાખવવી; સાંત્વન આપવું )= સહાનુભૂતિ દાખવવાની પ્રક્રિયા; શોકપ્રદર્શન (૨) મરેલાની પડેલી ખોટનો વિલાપ કરવો તે; મરેલાની પાછળ રડવું તે (૩) હજરત મોહમ્મદ પેગંબરના દોહિત્ર હજરત ઇમામ હુસેન કરબલાના મેદાનમાં મજહબના રક્ષણાર્થે શહીદ થયા હતા તે પ્રસંગની યાદગીરીમાં શિયા મુસલમાનો મોહરમના મહિનાના પ્રથમ દસ દિવસ સુધી શોક પાળી તે અંગેનો ફાતિયો પઢવા માટે તેમની કબર ઉપરના રોજાના ઘાટનો જે મંડપ બનાવે છે તે ]

નોંધ.—એમ કહેવાય છે કે એ દિવસ ધામધૂમથી ઊજવવાનો આરંભ હિ૦સ૦ ૪૦૦માં ખિલાફત તૂટી એ અરસામાં થયો હતો.

તાજિયા કાઢવાની પ્રથા અંગે એવી વાત જાણીતી છે કે તીમૂર લંગ (ઈ૦સ૦ ૧૩૩૬–૧૪૦૫)નો નિયમ બગદાદ પાસે નૈઋત્યમાં કરબલાના મેદાનમાં આવેલા હજરત ઇમામ હુસેનના રોજાની જિયારતે દર વરસે જવાનો હતો. તે જમાનાની મધ્ય એશિયાની ડામાડોળ રાજકીય પરિસ્થિતિને લઈ ને પોતાનાં સમરકંદ અને બુખારાનાં રાજ્યો છોડી દર વરસે નિયમિત રીતે ત્યાં જવાનું તેનાથી બની શકે એમ ન હતું. તેથી તેણે પોતાના આત્મસંતોષને માટે તે રોજાની પ્રતિકૃતિ તરીકે તાજિયો તૈયાર કરાવ્યો હતો અને ત્યાંથી તે કરબલાના શહીદો અંગેનાં જે કંઈ ચિહ્નો

લાવ્યો હતો તેમને તે પોતાની ફોજની આગળ ને આગળ કબ્જવામાં રાખતો હતો. આ જ કારણથી તાજિયાનો આકાર કબ્જવાના જેવો હોય છે.

એ અંગે એમ પણ કહેવાય છે કે તીમૂર લંગને ધામધૂમથી ઉત્સવો ઊજવવાનો ઘણો શોખ હતો તેથી તેણે હજરત ઇમામ હુસૈનની કબર ઉપરના રોજાના ઘાટની નાની નકલ બનાવડાવી મહોરમના પહેલા દસ દિવસોમાં શોકની બીજી વિધિઓમાં તેનો ઉમેરો કર્યો હતો

મુસલમાનોની મોટી વસ્તી ધરાવનારાં શહેરોમાં મુસલમાનો વાંસની સળીઓ, રંગબેરંગી કાગળ, અબરખ વગેરે ચોડીને મકબરાના જેવા ઘુમ્મટદાર આકારનો મંડપ બનાવે છે અને હજરત મોહમ્મદ પેગમ્બરના દોહિત્ર ઇમામ હુસૈનની કબરનો આકારદર્શક નમૂનો મોહરમની નવમીએ રાત્રે તેને બહાર કાઢી સરઘસરૂપે ફેરવે છે(જુઓ 'કતલની રાત'). તેના બીજા દિવસે એટલે કે મોહરમની દશમીએ બીજું સરઘસ હજરત ઇમામ હુસૈનના મરણનો શોક (જુઓ 'કરબલા') કરતા કરતા તેને જાહેર રસ્તાઓ ઉપર ફેરવે છે અને નદી કે તળાવ જેવા નિયત સ્થળે લઈ જઈને તેને ડુબાવી દે છે. એ માટે ગુજરાતના મુસલમાનોમાં 'તાજિયા ટાઢા કરવા' એવો પ્રયોગ વપરાય છે. કેટલાંક સ્થળોમાં કીમતી તાબૂતો ભવિષ્યના ઉપયોગ માટે મસ્જિદોમાં સુરક્ષિત રીતે રાખી મૂકવામાં આવે છે.

કતલની રાતે (જુઓ 'કતલની રાત') હજરત ઇમામ હુસૈને પોતાનાં માણસોને ઉપદેશ કર્યો હતો અને લડવાની તૈયારી કરી હતી તે તેનો નિર્દેશ કરે છે. દશમી તારીખે ઠેકઠેકાણે સબીલ (મંડપ) બાંધી ખાંડનું શરબત પાવાની વ્યવસ્થા હોય છે તે હજરત ઇમામ હુસૈન(રદી૦)ને પાણીની વ્યથા પડેલી તેનો નિર્દેશ કરે છે.

તાજિયા સાથે નાવ હોય છે તે પાણીના પેગમ્બર જે ચિરંજીવી રહેલા ગણાય છે તે ખાજા ખિઝ્રની સાથેના સંબંધનો નિર્દેશ કરે છે. એક ઝંડા ઉપર ઘોડાની નાળનું પ્રતીક હોય છે તે ઇમામ હુસૈનના ઝડપી ઘોડાની યાદ આપે છે.

તાજિયામાં ઊંચા વાંસ ઉપર મથાળે એક વાંસનો ટુકડો બાંધી તેની બંને બાજુએ કૃત્રિમ તલવારો લટકાવવામાં આવે છે તે ઇમામ હુસૈન(રદી૦)ની 'ઝુલ્ફિકાર' નામની તલવાર જે તેમના દાદા હજરત મોહમ્મદ પેગમ્બર (સલ૦) તરફથી તેમના પિતા હજરત અલી(એટલે કે પેગમ્બરના જમાઈ)ને ભેટ તરીકે મળી હતી અને જે તે પછી તેમના પોતાના કબજામાં આવી હતી તેનો નિર્દેશ કરે છે.

તાજિયા આગળ શિયા મુસલમાનો માતમ કરે છે તે હજરત ઇમામ હુસૈનના મૃત્યુ પાછળના વિલાપનો નિર્દેશ કરે છે.

તાબૂત ઠંડા કરવાનો વખત તે ઇમામ હુસેનની શહાદતનો સમય છે; પરંતુ બધે ઠેકાણે એ સમય એકસરખો સચવાતો નથી. તેનો ખરો સમય બપોર પછી થોડો દિન ઢળ્યા પછીનો હતો એટલે કે લગભગ સૂર્યાસ્ત થવાના અરસાનો હતો.

હિંદુસ્તાનમાં તાજિયા કાઢવાની પ્રથા મોગલ સલ્તનત દરમિયાન જહાંગીરના જમાનામાં નૂરજહાનની સૂચનાથી ચાલુ થઈ હતી.

તાજિર પું૦ [અ૦ تاجر 'તાજિર' ('તજર'=વેપાર કરવો; ખરીદ-વેચાણ કરવું)=તિજારત કરનાર; વેપારી; સોદાગર]

વેપારી; સોદાગર.

"હુસેની જામ પી એવું,
થયો **તાજિર** તરંગી તું."
ગુ૦ગ૦ (ગુ-ફા-અ૦ કો૦)

તાજી વિ૦[(૧)ફા૦ تازی 'તાઝી' ('તાઝ' = હુમલો કરવો તે; આક્રમણ કરવું તે+'ઈ'=પ્રત્યય, સંબંધવાચક)=હુમલો કરનાર; આક્રમણ કરનાર; ઇસ્લામના આરંભ કાળમાં અરબોએ ઈરાન ઉપર મોટા પ્રમાણમાં આક્રમણો કર્યાં હતાં અને લૂંટો ચલાવી ત્યાં વિનાશ નોતર્યો હતો તે ઉપરથી અરબ નિવાસી માટે ઈરાનીઓએ વાપરેલી સંજ્ઞા; અરબસ્તાનનો આદમી; અરબ.

(૨) અ૦ تازی 'તાઝી' [تاز (તાઝ)=એક કથા મુજબ એ નામનો પેશદાદી વંશના ગયોમર્સના પૌત્ર સિયામકનો પૌત્ર જે તમામ અરબોનો વડવો ગણાતો હતો અને જેના સુધી તમામ અરબોની વંશાવળી પહોંચે છે + 'ઈ' = પ્રત્યય, સંબંધવાચક)=અરબી; અરબનું]

અરબ સંબંધી; અરબનું; અરબી (૨) અરબી ભાષા (૩) અરબી ઘોડો.

"મિરાતે અહમદી પ્રમાણે અસલ રકમ ઉપરાંત ચાળીસ લાખ તુંકચા, એક સો હાથી, બસેં ઘોડા તાજી, ચારસેં ગુલામ વધારે આપવા અર્જ કરી હતી."
રા૦મા૦ (ગુ-ફા-અ૦કો૦)

તાજીક પું૦[(૧) تازیک 'તાઝીક' ઉપરથી પરિવર્તન પામેલું; 'તાજીક' ('તાઝી'='અરબ' + 'ક'=પ્રત્યય, તુચ્છતાદર્શક).

નોંધ — તૂરાનના રહેવાસીઓ ઈરાનમાં એવા તો શક્તિશાળી થઈ ગયા હતા કે તેમની નજરે ઈરાનના સ્થાનિક લોકો જે પોતાના માલિકો માટે જમીન ખેડતા હતા અને તેમના ફાયદા માટે શ્રમ કરતા હતા તેમને તેઓ હલકા અને તુચ્છ ગણતા હતા.

આથી ઈરાન ઉપર વિજય મેળવનાર અરબો જે 'તાઝી' (ગુજરાતીમાં 'તાજી') નામથી ઓળખાતા હતા તેમની સાથે તેઓ તેમને પણ 'તાઝીક' (અજાણ્યો) અને તે ઉપરથી બગડેલો ઉચ્ચાર 'તાજીક'થી ઓળખતા થયા હતા. આ ઉપરથી એનો અર્થ થાય છે ગુલામીમાંથી મુક્ત થયેલા ઈરાનના રહેવાસીઓ જેઓ ખેતીનું કામ કરતા હતા. (૨) تاجيک 'તાજીક' ('તાજ' =એક ઈરાની કબીલાનું નામ+ 'ઈક'=પ્રત્યય, સંબંધવાચક)= તાજ કબીલા સાથે સંબંધ ધરાવનાર; ઈરાની નસલ ધરાવનાર તુર્કસ્તાન અને અફઘાનિસ્તાનમાંના ફારસીભાષી લોકો; અરબસ્તાન સિવાયનો દેશ જે ન તો અરબ હોય અને ન તો તુર્ક; ઈરાની; મધ્ય એશિયાના જે લોકો રખડુ જાતિના હોય છે તેમનાથી ભિન્ન એવા સુધરેલા નાગરિકો; મોંગલો કે તાર્તરોને આર્ય ખાસિયતો ધરાવનારા તુર્કસ્તાનના નિવાસીઓથી જુદા પાડવા વપરાતો શબ્દ.

નોંધ.— તાજીક લોકો લાખોની સંખ્યામાં ઈરાનની પૂર્વમાંના અને અફઘાનિસ્તાનની ઉત્તરના પ્રદેશોમાં તથા તુર્કસ્તાન અને રશિયામાં પથરાયેલા છે. મૂળ તે શુદ્ધ ઈરાની નસલના છે. ઈરાન અને અફઘાનિસ્તાનમાં તેઓ ખેતી કરે છે અને તુર્કસ્તાનમાં તેઓ વેપાર કરે છે.]

જે માણસ અરબસ્તાનમાં જન્મ્યો હોય અને ઈરાનમાં ઊછરીને મોટો થયો હોય એવા લોકો મોટે ભાગે વેપાર કરતા તેથી તાજીકનો અર્થ વેપારી; સોદાગર.

સ્ત્રી૦ એ નામની એક અફઘાન જાતિ.

ન૦ એ નામની જાતિનું માણસ.

વિ૦ એ નામની જાતિનું.

તાજીમ સ્ત્રી૦ [ અ૦ تعظيم 'તઅ્ઝીમ' ('અઝ્ઝમ' = મોટું કરવું; મોટા ગણવું; માન આપવું)=મોટું કરવું તે; માન આપવું તે; પૂજ્યભાવ દર્શાવવો તે (૨) આધીનતા કે સંનિષ્ઠાનું નિદર્શન (૩) પૂજ્યભાવ; ઉચ્ચ આદરભાવ (૪) કુર્નિશ; અદબ ]

મોટા માણસને વિવેકસર માન આપવાની રીત; માન-આવકાર આપવાની રૂઢિ (૨) વિવેક; અદબ.

"તાજીમ ન માશૂકે લીધી,
મોહતાજ હું તે કાં બન્યો ?
કલાપી (ગુ-ફા-અ૦કો૦)

તાજુબ વિ૦ [અ૦ تعجب 'તઅ-જ્જુબ' ('અજેબ'=આશ્ચર્ય પામવું; વિસ્મય પામવું; નવાઈ લાગવી) = આશ્ચર્ય; વિસ્મય; નવાઈ; અચંબો]

આશ્ચર્યચકિત; દંગ.

–બી સ્ત્રી૦—'તઅજ્જુબ'+ગુ૦'ઈ'—આશ્ચર્ય; વિસ્મયતા; નવાઈ; અચંબો.

તાજુમતવાજ (પા૦ગુ૦) [અ૦ تعظیم و تواضع 'તઅ્ઝીમ વ તવાદુઅ' કે 'તઅ્ઝીમો તવાદુઅ' ('તઅ્ઝીમ'=જુઓ 'તાજીમ'+'વ'=અને+'તવાદુઅ'=જુઓ 'તવાજો') = આદરભાવ અને વિનય]

ખૂબ આદરસત્કાર.

તાજું વિ૦ [ફા૦ تازه (તાઝ:)= જે સૂકું યા કરમાયેલું ન હોય એવું; વપરાયેલું ન હોય એવું; નવું]

નોંધ.—હિંદીમાં ઉપરના ઉપરાંત એના અર્થ છે પ્રફુલ્લિત; સ્ફૂર્તિલું; સ્વસ્થ: તે ઉપરથી ગુજરાતીમાં.

કરમાયેલું નહિ એવું (૨) નવું (૩) તરતનું; વાસી નહિ તેવું (૪) થાક ઊતરી જઈને સ્ફૂર્તિમાં આવેલું; પ્રફુલ્લિત (૫) પૈસાથી ભરેલું; તર.

"**તાજો** તે તો તરતનો,
**તાજો** હોકો થાય,
**તાજો** થાય થાક ઊતર્યે;
**તાજો** ખાઈ પી થાય."

લોકસાહિત્ય (ભ૦ગો૦મં૦)

"તું મળવાનું વચન નહિ દેજે,
મળવાની દુઆ દેજે,
એ તારું દર્દ **તાજું** રાખવાની
એક યુક્તિ છે."

બરકત વીરાણી, 'માનસર', પૃ૦ ૨૧

૦તમ વિ૦—'તાજું'+ગુ૦ 'તમ'—એકદમ તાજું.

તાજૂડી સ્ત્રી૦ જુઓ 'ત્રાજુડું'માં.

"અંદર જઈ **તાજુડી** પોતાના હાથમાં લીધી"

હ૦દા૦કાં૦ (ગુ-ઈ૦ડિ૦)

તાજેકલમ સ્ત્રી૦ જુઓ 'તાજાકલમ'.

તાજેતર વિ૦ [ફા૦ تازه تر 'તાઝ:-તર' ('તાઝ:'=જુઓ 'તાજું'+ફા૦ 'તર'=પ્રત્યય, અધિકતા-વાચક) = –ના કરતાં વધારે તાજું; –ના કરતાં વધારે નવું]

નોંધ.—ફા૦ 'તાઝ: વ તર' ('તાઝ:'=જુઓ 'તાજું'+'વ'=અને +'તર' = જુઓ 'તર') ઉપરથી પણ એ બન્યો હોય એવી સંભાવના છે; પરંતુ એ માટે ફારસીમાં 'તરોતાઝ:'

('તર'=જુઓ 'તર'+'વ' કે 'ઓ'=અને +'તાઝ:'=જુઓ 'તાજુ'') નો પ્રચલિત પ્રયોગ છે. તેથી વધારે શક્યતા ઉપર મુજબ જણાવેલ 'તાઝ:-તર' ઉપરથી હોવાની છે.

જેને બિલકુલ વખત લાગ્યો ન હોય એવું; તાજેતાજું; તરતનું; નવું.

તાઝીમ સ્ત્રી૦ જુઓ 'તાજીમ'.

"ત્યાં લગી કોઈ વડીલને **તાઝીમ** નથી કરતા."

નં૦ચ૦ (ગુ-ફા-અ૦કો૦)

તાણો ન૦ જુઓ 'તાનો'

"એમના કોઈ ટોળીઆ મિત્રે **તાણો** માર્યો."

નં૦ચ૦ (ગુ-ફા-અ૦કો૦)

તાતાર [અ૦ تتر (તતર): ફા૦ تاتار (તાતાર)= મંગૂલખાનના ભાઈ તાતારખાનના વંશજો જે તુર્કોમાં મોટી સંખ્યામાં છે; એ નામની પ્રજા (૨) મધ્ય એશિયાનો એક પ્રદેશ; તુર્કસ્તાન-નો એક પ્રદેશ જેમાં તાતારી લોકો રહે છે (૩) તાર્તરી; તાર્તર દેશનો નિવાસી; તાર્તર]

**નોંધ.**—જે લોકો મૂળ તાતારિસ્તાનમાં રહેતા હતા અને ત્યાંથી ઉત્તર, પશ્ચિમ એશિયા અને પૂર્વ યુરોપમાં પથરાયા હતા: હવે મધ્ય એશિયાના જે લોકો કાસ્પિયન સમુદ્રથી માંડી ઈરાનના પૂર્વ છેડા સુધી વસેલા છે તે તાતાર કહેવાય છે.

મધ્ય એશિયાના એક દેશનું નામ (૨) તાતાર દેશનો વતની.

વિ૦ તાતાર દેશનું.

તાનાજની (પા૦ગુ૦) [અ૦ફા૦ફા૦ طعنہ زنی 'તઅ્નઃ-ઝની' ('તઅ્નઃ' = જુઓ 'ટોણો' + 'ઝન' અર્થાત્ માર; પ્રહાર કર = એ ક્રિયાપદનો ધાતુ જે આજ્ઞાર્થ-રૂપમાં હોય છે તે નામને લાગીને કર્તૃવાચક નામ બનાવે છે: એમ મળીને 'તઅ્નઃ-ઝન'=ટોણો માર-નાર; મહેણું મારનાર; આક્ષેપનું વાક્ય બોલનાર + ફા૦ 'ઈ' =પ્રત્યય, કર્તૃવાચક નામમાંથી ભાવવાચક નામ બનાવનાર)= ટોણો મારવો તે; મહેણું મારવું તે; આક્ષેપનું વાક્ય બોલવું તે]

મહેણુંટોણું.

તાનાબાજી સ્ત્રી૦—અ૦ طعنہ (તઅ્નઃ) =જુઓ 'ટોણો' + ફા૦ باز (બાઝ) = પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવનાર: એ ઉપરથી ગુજરાતીમાં 'બાજ'+ગુ૦ 'ઈ'—

**નોંધ.**—'બાઝ' લાગીને 'દગ઼લબાઝ' 'દગ઼ાબાઝ', 'શમશીર-બાઝ' જેવાં ફારસીમાં બનેલાં જે કર્તૃવાચક નામો ગુજરાતીમાં પ્રવેશ પામેલાં છે

તેમના સાદૃશ્યે એ શબ્દ ગુજરાતીમાં ઘડાયેલો છે.

મહેણાં ટોણાં.

" કમરપારાની **તાનાબાજી** સાંભળીને આલમખાંને વિચાર થયો."

બા૦બા૦ (ગુ-ફા-અ૦કો૦)

તાનાશાહી સ્રી૦ — ફા૦ تاناشاهی 'તાનાશાહી'—'તાનાશાહ'= ('તાના'=હિંદી 'તાન્' ઉપરથી +ફા૦ 'શાહ'=તાનમાં આવી જનાર શાહ+હિંદી 'ई'= અબુલ્હસન ગોવળકોંડાના કુત્બશાહી વંશનો સુલતાન (ઈ.સ. ૧૬૭૨-૧૬૮૪) જે સ્વચ્છંદી અને લંપટ હતો અને લલિતકળાને ઉત્તેજન આપનારો હતો. સંગીતનો તે ભારે શોખીન હતો જેથી તે તાનાશાહ (તાનમાં આવી જનાર શાહ) કહેવાતો (૨) [લા૦] પોતાની સત્તાનો મનમાન્યો ઉપયોગ કરનાર+ ફા૦ 'ઈ'=પ્રત્યય, નામ ઉપરથી ભાવવાચક નામ બનાવનાર)= પોતાની સત્તાનો મનમાન્યો ઉપયોગ કરવો તે; રાજ્યવ્યવસ્થામાં તમામ સત્તા એક વ્યક્તિના હાથમાં હોવી તે.

આપખુદી; સરમુખત્યારી; 'ડિક્ટેટરશિપ'.

તાનો પું૦ [અ૦ طعنه 'તઅ્નઃ' ('તઅ્ન'=(શબ્દો વડે) ઘા કરવો–ઘાયલ કરવું; મહેણું મારવું; ઠપકો આપવો+'ત'=પ્રત્યય, નારી જાતિનો: એ ઉપરથી ફારસીમાં વિસર્ગ ઉચ્ચરિત 'હે') =ભાલાનું ભોંકાવું તે (૨) મહેણું; ઠપકો; મર્મવચન]

મહેણું; મર્મવચનનો ટોક.

" પશુપાળ તેડાવ્યા રાયે,
ભૂપતિને લાગ્યો **તાનો**."

પ્રેમાનંદ (ગુ-ઈ૦ડિ૦)

તાફતો પું૦ [ફા૦ تافته 'તાફ્તઃ' ('તાફ્તન'=વણવું; અમુક તાંતણા વણાટમાં સામેલ કરવા (૨) ચમકવું; ચળકવું; ચકચકવું (૩) રોશની ફેંકવી; ઝબૂકવું: એ ક્રિયાપદનું સામાન્ય રૂપ છે; તે ઉપરથી ભૂતકૃદંત)=વણેલું; અમુક તાંતણા વણાટમાં સામેલ કરેલા (૨) પ્રકાશમાં ગોઠવેલું (૩) ચમકદાર (૪) જે ચીજ પ્રકાશ, સૂર્યનો તડકો, અગ્નિ વગેરેને લઈને ચળકાટ મારે તે (૫) ચમક સહિતનું બારીક રેશમી વણાટકામ; ચમકદાર રેશમી પોત (૬) એક પ્રકારનું રેશમી કપડું; 'ટાફેટો']

એક જાતનું રેશમી કપડું; 'ટાફેટો'.

તાબૂત ન૦ [અ૦ تابوت 'તાબૂત' ('તવ્વબ'=-ની તરફ પાછા ફરવું; -ની તરફ વારંવાર જવું)= એક સાધન જેમાં રાખવામાં આવેલી ચીજોની હમેશાં માલિકને જરૂર પડતી રહે છે તેથી તેમાંથી તે કાઢવા વારંવાર જે તરફ તે ફર્યા કરે છે; પેટી (૨) [લા૦] શબ મૂકવાની પેટી; જનાજો.

ભા૦ફા૦માં અર્થ : હજરત ઇમામ હુસેનના મકબરાની પ્રતિકૃતિ જેવું સરઘસ શિયા મુસલમાનો મોહરમ મહિનામાં કાઢે છે; તાજિયો]

નોંધ.—જુઓ 'તાજિયા'માં.

ઇસ્લામના ઉત્પત્તિસ્થાન અરબસ્તાન, ખિલાફતના કેન્દ્રસ્થાન તુર્કસ્તાન વગેરે મુસલમાન દેશોમાં તાબૂત કાઢવાનો રિવાજ નથી.

તાબૂતની માનતાઓ ભારતના મુસલમાનો માને છે. હિન્દુઓમાંથી કેટલાકે ઇસ્લામ સ્વીકારેલો હોવાથી અને ખાસ કરીને હિન્દુઓની વધુ પડતી વસ્તીમાં રહી તેમના સંસ્કારોથી આચ્છાદિત હોવાથી આ રીતની મૂર્તિપૂજા તેમનામાં સહેજ યા સ્વાભાવિક જેવી બનેલી છે. નહિ તો મૂર્તિપૂજાના ઇસ્લામમાં શરિયતથી મનાઈ છે.

મડદા-પેટી; જનાજો; (ખાસ કરીને હજરત ઇમામ હુસેનની યાદગીરીમાં મહોરમના દિવસોમાં કબર જેવા ઘાટનો કઢાતો) તાજિયો (૨) [લા૦] બાઘું કે શૂઢમૂઢ થયેલું માણસ (૨) શબરૂપ એટલે કે ન હાલે ન બોલે તેવું પૂતળા જેવું માણસ.

"હઠો એ નીતિના તાબૂત,
જગતના ઠગ બધા હડધૂત."
દીવાને સાગર, પૃ. ૨૬

"તાબૂત ઘેલાં તરકડાં,
વિવાહ ઘેલી નાર."
(કહેવત)

'તાબૂત જેવું'=જડ; ચૈતન્ય રહિત.

તાબે અ૦ [અ૦ تابع 'તાબેઅ' ('તબઅ'= —ની પાછળ જવું; -ના હુકમ મુજબ વર્તવું; આજ્ઞા પાળવી)=-ના હુકમ મુજબ વર્તનાર; આજ્ઞા પાળનાર (૨) સત્તા નીચે; હાથ હેઠળનું; આધીન]

સત્તા નીચે; હાથ હેઠળનું; આધીન (૨) અમલમાં.

૦દાર વિ૦ [ભા૦ફા૦માં અ૦ફા૦ تابعدار 'તાબિઅ-દાર' ('તાબિઅ' + 'દાર' = પ્રત્યય, કર્તૃવાચક) =હુકમમાં કે સત્તામાં રહેનારું; આજ્ઞાંકિત]

નોંધ.—આ શબ્દ ખોટી રીતે ઘડાયેલો છે; કારણ કે એ શબ્દમાં જે અર્થનો નિર્દેશ છે તે જ અર્થ

તેમના સાદૃશ્યે એ શબ્દ ગુજરાતીમાં ઘડાયેલો છે.

મહેણાં ટોણાં.

“ કમરપારાની તાનાબાજી સાંભળીને આલમખાંને વિચાર થયો.”

બા૦બા૦ (ગુ-ફા-અ૦કો૦)

તાનાશાહી સ્ત્રી૦ — ફા૦ تانا شاهی 'તાનાશાહી'—'તાનાશાહ'= ('તાના'=હિંદી 'તાન્' ઉપરથી +ફા૦ 'શાહ'=તાનમાં આવી જનાર શાહ+હિંદી 'ई'= અબુલ્હસન ગોવળકોંડાના કુત્બશાહી વંશનો સુલતાન (ઈ.સ. ૧૬૭૨-૧૬૮૪) જે સ્વચ્છંદી અને લંપટ હતો અને લલિતકળાને ઉત્તેજન આપનારો હતો. સંગીતનો તે ભારે શોખીન હતો જેથી તે તાનાશાહ (તાનમાં આવી જનાર શાહ) કહેવાતો (૨) [લા૦] પોતાની સત્તાનો મનમાન્યો ઉપયોગ કરનાર+ ફા૦ 'ઈ' = પ્રત્યય, નામ ઉપરથી ભાવવાચક નામ બનાવનાર)= પોતાની સત્તાનો મનમાન્યો ઉપયોગ કરવો તે; રાજ્યવ્યવસ્થામાં તમામ સત્તા એક વ્યક્તિના હાથમાં હોવી તે.

આપખુદી; સરમુખત્યારી; 'ડિકટેટરશિપ'.

તાનો પું૦ [અ૦ طعنة 'તઅ્નઃ' ('તઅ્ન' = (શબ્દો વડે) ઘા કરવો-ઘાયલ કરવું; મહેણું મારવું; ઠપકો આપવો+'ત'=પ્રત્યય, નારી જાતિનો: એ ઉપરથી ફારસીમાં વિસર્ગ ઉચ્ચરિત 'હે') =ભાલાનું ભોંકાવું તે (૨) મહેણું; ઠપકો; મર્મવચન]

મહેણું; મર્મવચનનો ઠોક.

“ પશુપાળ તેડાવ્યા રાયે,
ભૂપતિને લાગ્યો તાનો.”

પ્રેમાનંદ (ગુ-છં૦ડિ૦)

તાફતો પું૦ [ફા૦ تافته 'તાફ્તઃ' ('તાફ્તન' = વણવું; અમુક તાંતણા વણાટમાં સામેલ કરવા (૨) ચમકવું; ચળકવું; ચકચકવું (૩) રોશની ફેંકવી; ઝબૂકવું: એ ક્રિયાપદનું સામાન્ય રૂપ છે; તે ઉપરથી ભૂતકૃદંત)=વણેલું; અમુક તાંતણા વણાટમાં સામેલ કરેલા (૨) પ્રકાશમાં ગોઠવેલું (૩) ચમકદાર (૪) જે ચીજ પ્રકાશ, સૂર્યનો તડકો, અગ્નિ વગેરેને લઈને ચળકાટ મારે તે (૫) ચમક સહિતનું બારીક રેશમી વણાટકામ; ચમકદાર રેશમી પોત (૬) એક પ્રકારનું રેશમી કપડું; 'ટાફેટા']

એક જાતનું રેશમી કપડું; 'ટાફેટા'.

તાબૂત ન૦ [ અ૦ تابوت ‘ તાબૂત ’ (‘તવ્વબ’=–ની તરફ પાછા ફરવું; –ની તરફ વારંવાર જવું ) = એક સાધન જેમાં રાખવામાં આવેલી ચીજોની હમેશાં માલિકને જરૂર પડતી રહે છે તેથી તેમાંથી તે કાઢવા વારંવાર જે તરફ તે ફર્યા કરે છે; પેટી (૨) [લા૦] શબ મુકવાની પેટી; જનાજો.

ભા૦ફા૦માં અર્થ : હજરત ઇમામ હુસૈનના મકબરાની પ્રતિકૃતિ જેવું સરઘસ શિયા મુસલમાનો મોહરમ મહિનામાં કાઢે છે; તાજિયો ]

નોંધ.—જુઓ ‘ તાજિયા ’માં.

ઇસ્લામના ઉત્પત્તિસ્થાન અરબસ્તાન, ખિલાફતના કેન્દ્રસ્થાન તુર્કસ્તાન વગેરે મુસલમાન દેશોમાં તાબૂત કાઢવાનો રિવાજ નથી.

તાબૂતની માનતાઓ ભારતના મુસલમાનો માને છે. હિન્દુઓમાંથી કેટલાકે ઇસ્લામ સ્વીકારેલો હોવાથી અને ખાસ કરીને હિન્દુઓની વધુ પડતી વસ્તીમાં રહી તેમના સંસ્કારોથી આચ્છાદિત હોવાથી આ રીતની મૂર્તિપૂજા તેમનામાં સહેજ યા સ્વાભાવિક જેવી બનેલી છે. નહિ તો મૂર્તિપૂજના ઇસ્લામમાં શરિયતથી મનાઈ છે.

મડદા-પેટી; જનાજો; (ખાસ કરીને હજરત ઇમામ હુસેનની યાદગીરીમાં મહોરમના દિવસોમાં કબર જેવા ઘાટનો કઢાતો) તાજિયો (૨) [લા૦] બાઘું કે શૂઢમૂઢ થયેલું માણસ (૨) શબરૂપ એટલે કે ન હાલે ન બોલે તેવું પૂતળા જેવું માણસ.

“ હઠો ઓ નીતિના **તાબૂત**,
જગતના ઠગ બધા હડધૂત.”
દીવાને સાગર, પૃ. ૨૬

“ **તાબૂત** ઘેલાં તરકડાં,
વિવાહ ઘેલી નાર.”
(કહેવત)

‘ **તાબૂત** જેવું ’=જડ; ચૈતન્ય રહિત.

તાબે અ૦ [ અ૦ تابع ‘ તાબેઅ ’ (‘તબઅ’= —ની પાછળ જવું; –ના હુકમ મુજબ વર્તવું; આજ્ઞા પાળવી ) = –ના હુકમ મુજબ વર્તનાર; આજ્ઞા પાળનાર (૨) સત્તા નીચે; હાથ હેઠળનું; આધીન ]

સત્તા નીચે; હાથ હેઠળનું; આધીન (૨) અમલમાં.

૦દાર વિ૦ [ ભા૦ફા૦માં અ૦ફા૦ تابعدار ‘તાબિઅ-દાર’ (‘તાબિઅ’ + ‘દાર’ = પ્રત્યય, કર્તૃવાચક ) =હુકમમાં કે સત્તામાં રહેનારું; આજ્ઞાંકિત ]

નોંધ.—આ શબ્દ ખોટી રીતે ઘડાયેલો છે; કારણ કે એ શબ્દમાં જે અર્થનો નિર્દેશ છે તે જ અર્થ

માત્ર 'તાબિઅ્' શબ્દનો પણ થાય છે એટલે કે 'દાર' નિરર્થક ઉમેરાયેલો છે. 'તબઅ્-દાર' ('તબઅ્'=ની પાછળ જવું તે; –ના હુકમ મુજબ ચાલવું તે + 'દાર' = પ્રત્યય, કર્તૃવાચક)નું ઉચ્ચારણ ભારતમાં 'તાબિઅ્-દાર'માં પરિવર્તન પામી ગયું હોય એમ સંભવે છે. ઉર્દૂમાં એ સ્ત્રીઓની ભાષામાં વપરાય છે અને તેમાં એનો અર્થ થાય છે હુકમમાં રહેનારું; આજ્ઞાંકિત : તે ઉપરથી ગુજરાતીમાં.

હુકમમાં રહેનારું; આજ્ઞાંકિત (૨) પરાધીન.

•દારી સ્ત્રી૦ — 'તાબેદાર' + ઉર્દૂ તથા હિંદી 'ઈ'—

નોંધ.—આ શબ્દનો ઉપયોગ ફારસીમાં થતો નથી; પરંતુ ઉર્દૂ તથા હિંદીમાં થાય છે અને તેમાં એનો અર્થ થાય છે તાબે હોવાપણું; ફરમાનબરદારી; આજ્ઞાપાલન; સેવા; આધીનતા; નોકરી : તે ઉપરથી ગુજરાતીમાં.

તાબેદારપણું; ફરમાનબરદારી; આજ્ઞાપાલન; આધીનતા.

"માની મઝા એ સાથ
તાબેદારીમાં જીવનાર છું,
કાબિલ! કરો સિતમ! મગર
ગરદન ન ઊંચકનાર છું."
મસ્તાન, 'ગુજરાતની ગઝલો'.

તાબો પું૦—'તાબે' ઉપરથી ગુજરાતીમાં: એ માટે જુઓ 'તાબે'— કબજો; હવાલો; અધિકાર; સત્તા.

'તાબાનું માણસ'=કબજાનું માણસ; નોકર; સેવક.

તામીલ સ્ત્રી૦ [ અ૦ تعميل 'તઅ્મીલ' ('અમેલ' = અમલ કરવો; કામ કરવું; બજાવવું (૨) હુકમનો અમલ કરવો ) = કામ કરવું તે; અમલ કરવો તે ]

હુકમનો અમલ; આજ્ઞાંકિતપણું.

"સિપાઈઓ તેના હુકમની **તામીલ** કરવા ચાલતા થયા."
બા૦બા૦ (ગુ–ફા–અ૦કો૦)

તાયફો પું૦ [ અ૦ طائفه 'તાયિફ:' ('તાફ' = –ના ઉપર ફરવું; પરિભ્રમણ કરવું; પ્રદક્ષિણા કરવી (૨) એક ઠેકાણેથી બીજે ઠેકાણે જવું )=જમાત; લોકોનું ટોળું; લોકોનો સમૂહ; મંડળ; દળ; લોકોનો સમુદાય ]

નોંધ.—ઉર્દૂ તથા હિંદીમાં ઉપરના ઉપરાંત એનો અર્થ થાય છે વેશ્યા; વેશ્યા તથા તેના સાથીઓનો સમૂહ; ગાવાનો ધંધો કરનાર સ્ત્રીઓની મંડળી : તે ઉપરથી ગુજરાતીમાં.

ટોળી; સમૂહ; મંડળ (૨) ગાવા બજાવવાનું કામ કરનાર રામજણી તથા તેના સાથીઓનો સમૂહ (૩) [લા૦] તાયફો

જેવું નાટકીય વર્તન કે તેવો દેખાવ કરવો કે દૃશ્ય ભજવવું તે.

"ગુણિકાને તેના સાથી અજમેરથી આવી પડેલા **તાયફાને** પોતાના તરફનો કરી લીધો."
અં૦ન૦ગ૦ (ગુ–ફા–અ૦કો૦)

તાર પું૦ [ફા૦ تار (તાર)=તંતુ; તાંતણો; રેસો; દોરો; ધાતુને ઘડી અથવા ખેંચીને બનાવેલો આકાર; તંતુવાદ્યમાં વપરાતો ધાતુનો વાળો ]

તંતુ; રેસો; દોરો.

"કહું હું શું અહીં? મુજ
દિલતણો હર **તાર** જુદો છે,
અને ફરિયાદનો હર તારમાં
પોકાર જુદો છે."
ફકીર, 'ગુજરાતની ગઝલો'.

૦કસ પું૦ [ભા૦ફા૦માં ફા૦ تار کش 'તાર-કશ' ('તાર' + 'કશ' અર્થાત્ ખેંચ; તાણ: એ ક્રિયાપદનો ધાતુ જે આજ્ઞાર્થરૂપમાં હોય છે અને તે નામને લાગીને કર્તૃવાચક નામ બનાવે છે)=તાર ખેંચનારું ]

નોંધ.—એ શબ્દ ઈરાનમાં વપરાતો નથી. ભારતીય ફારસીમાં વપરાય છે અને તે ઉપરથી ઉર્દૂ તથા હિંદીમાં એનો ઉપયોગ થાય છે. તેમાં એના અર્થ થાય છે સોનાચાંદીના તારોને બારીક અને લાંબા કરનાર આદમી: તે ઉપરથી ગુજરાતીમાં.

ધાતુના તાર ખેંચનારો (૨) સોનાચાંદીનો કસબ કરનારો.

૦કસબ પું૦—ફા૦ تار (તાર) + અ૦ قصب (કસબ)= જુઓ 'કસબ'—

નોંધ—આ શબ્દ ગુજરાતીમાં પ્રયોજાયેલો છે. અમદાવાદ, સુરત, બનારસ વગેરે શહેરોમાં કસબ તૈયાર કરનારા તારકસોની વસ્તી મોટી છે.

સોનાચાંદીનો તાર તથા કસબ.

૦કીટ પું૦—'તાર'+ગુ૦ 'કીટ'—એક જાતનો વાળા જેવો કીડો.

૦દાન ન૦ [ફા૦ تاردان 'તાર-દાન' ('તાર'+'દાન' = પ્રત્યય, સ્થળવાચક કે પાત્રવાચક)= તારોને રાખવાનું સ્થળ; તંબૂરા તથા સિતાર માટે જરૂર પડે ત્યારે ઉપયોગ કરવા માટે તારો સાચવી રાખવાનું પાત્ર]

તંતુવાદ્યનો ખૂંટીએ વીંટેલો તાર કાણામાં થઈને જે પટી ઉપરથી પસાર થાય છે તે પટી; તંબૂરામાં તુંબાની ખૂંટીઓ પાસેની પટી.

તારકસ પું૦; તારકસબ પું૦ જુઓ 'તાર'માં.

તારકીટ પું૦ જુઓ 'તાર' માં.

તારાજ વિ૦ [ફા૦ تاراج (તારાજ) =ધાડ; હુમલો (૨) લશ્કરે જીતેલા શહેર કે ગામને લૂંટવું કે ખેદાન-મેદાન કરવું તે; લૂંટફાટ (૩) વિધ્વંસ ]

ખેદાનમેદાન; પાયમાલ; ધૂળ-ધાણી; જમીનદોસ્ત; ફના.

" તે છાવણીને મારીને લશ્કર **તારાજ** કરી નાંખ્યું."

અં૦ન૦ગ૦ (ગુ–ફા–અ૦કો૦)

–જી સ્ત્રી૦—' તારાજ '+ગુ૦ 'ઈ'—

**નોંધ.**—આ શબ્દ ફારસી. ઉર્દૂ તથા હિંદીમાં વપરાતો નથી. એ ગુજરાતીમાં પ્રયોજાયેલો છે. ફારસીમાં 'તારાજ-ગરી' શબ્દ એ અર્થમાં વપરાય છે.

પાયમાલી; ખરાબી.

તારીખ સ્ત્રી૦[અ૦ تاریخ 'તારીખ઼' ('અર્ખ઼'=મિતિ લખવી (૨) ઇતિહાસ લખવો; દિનાંક લખવો) =દિનાંક; મિતિ (૨) ઇતિહાસ; તારીખવાર બનાવોનું પત્રક કે કોષ્ટક; વર્ષાનુક્રમે ગોઠવેલી રાજકીય વિગત; સમયાનુક્રમ અનુસાર રાજાઓની કારકિર્દીના હેવાલ ]

એક આખો દિવસ કે તેનો ક્રમિક આંકડો; રોજ; 'ડેઇટ' (૨) કોઈ કામને માટે નક્કી કરેલો દિવસ (૩) ઇતિહાસ.

–ખિયું ન૦—' તારીખ ' ઉપરથી ગુજરાતીમાં—

તારીખ છાપવા માટેનું યંત્ર; તારીખનો સિક્કો (૨) તારીખ જાણવા કરેલી યોજના; 'કેલેન્ડર'.

તારીજ સ્ત્રી૦ [અ૦ تعریض 'તઅ્રીદ઼' ('અર્દ઼' = –ની સામે કોઈ વસ્તુ મૂકવી; માલને બદલે માલ આપવો (૨) સમજાવવું; –ને કોઈ બાબતમાં માહિતી આપવી) = સહેલાઈથી નજરે ચઢે એમ કરવું તે ]

ટૂંકમાં બતાવવું તે (૨) [લા૦] જમા-ઉધારનું સારરૂપ તારણ; જમેઉધારનો હિસાબ તારવી કાઢી ટૂંકામાં બતાવેલો આંકડો; એકંદર સરવાળો.

તારીફ સ્ત્રી૦ [અ૦ تعریف 'તઅ્રીફ઼' ('અર્ફ઼' = વ્યાખ્યા કરવી; અર્થ સમજાવવો (૨) ઓળખાણ કરાવવી; પરિચય આપવો) = વ્યાખ્યા કરવી તે; પરિચય આપવો તે (૩) વ્યાખ્યા; પરિચય; જાણકારી.

ફારસીમાં ઉપરના ઉપરાંત એના અર્થ છે વર્ણન (૨) પ્રશંસા; યશોગાન ]

પ્રશંસા; વખાણ; સ્તુતિ; યશોગાન.

"દિલદારનું મુખ જોઈને
સલામ હું કરું,
અલ્લાહની **તારીફ** કરું,
નસીબ આજ રાત."
મસ્તાન, 'ગુજરાતની ગઝલો'

"જે જે અંગ્રેજ લોકો જાય છે,
તેઓ તેની ઘણી જ **તારીફ** કરે છે."
ક૦ઘે૦ (ગુ–ફા–અ૦કો૦)

તાલમબાજ વિ૦ જુઓ તાલીમબાજ'

"ઠેઠ મુંબઈના ચીમોડ અને ભીંડી બજારના જુગારી તથા **તાલમબાજોથી** માંડીને ૨૦૦ ઘરના નાના ગામડાના કોળી કે શાહુકાર સુધી જે ધોરણ પ્રવર્તે છે તે એકનું એક જ છે."
સિ૦સા૦ (ગુ૦–ફા–અ૦કો૦)

તાલિબ વિ૦ [અ૦ طالب 'તાલિબ' ('તલબ' = શોધવું; જોવું (૨) ઇચ્છા કરવી; માંગવું) = શોધનાર (૩, અરજદાર; ઉમેદવાર; માંગનાર; ઇચ્છનાર; યાચક]

. ઇચ્છનારો; ઇચ્છા રાખનાર.

"**તાલિબ** તસવ્વુર યારનો,
ગમ જબરી અંદર બહારનો."
ગુ૦ગ૦ (ગુ–ફા–અ૦કો૦)

તાલીમ સ્ત્રી૦ [ અ૦ تعلیم 'તઅ્લીમ' ('અલ્લમ'=કેળવણી આપવી; શિક્ષણ આપવું; શીખવવું)= કેળવણી આપવી તે; શિક્ષણ આપવું તે; શીખવવું તે (૨) કેળવણી; શિક્ષણ; અધ્યાપનકળા]

કેળવણી; શિક્ષણ (૨) શીખવવું તે; અધ્યાપન-કળા (૩) [લા૦] અંગકસરતનું શિક્ષણ (૪) શિસ્ત.

"સેવાની તેં મુજથી
**તાલીમ** કિન્તુ લીધી,
ઉસ્તાદના જિગરમાંય
કટાર દીધી."
ક૦કે૦ પૃ. ૨૪૪

૦ખાનું ન૦ [અ૦ફા૦ تعلیم خانہ 'તઅ્લીમ-ખાનઃ' ('તઅ્લીમ' +ફા૦ ખાનઃ=પ્રત્યય, સ્થળ-વાચક) = તાલીમ આપવાનું ઠેકાણું; નિશાળ]

તાલીમ આપવાનું સ્થાન; નિશાળ (૨) અખાડો; કસરત શાળા.

૦બાજ વિ૦ — 'તાલીમ' + ફા૦ باز (બાઝ) = પ્રત્યય, કર્તૃ-વાચક નામ બનાવનાર—

નોંધ.—ફારસીમાં 'બાઝ' લાગીને બનેલા અને ગુજરાતીમાં પ્રવેશ પામેલા 'દગલ-બાજ', 'દગા-બાજ' અને 'શમશેર-બાજ'ના સાદૃશ્યે એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

કસરત જાણનારો; કસરતી (૨) [લા૦] ધૂર્ત; ખેલાડી; ઠગ.

૦બાજી સ્ત્રી૦ —'તાલીમબાજ' +ગુ૦ 'ઈ' —

કસરતની આવડત; ધૂર્તપણું; ઠગબાજી.

–મી વિ૦ [અ૦ફા૦ تعلیمی 'તઅ્‌લીમી' ('તઅ્‌લીમ'+ ફા૦ 'ઈ' = પ્રત્યય, સંબંધવાચક વિશેષણ બનાવનાર)=તાલીમ સંબંધી; તાલીમને લગતું (૨) બોધક; ઉપદેશ કરનારું]

તાલીમ સંબંધી; તાલીમને લગતું કે તાલીમવાળું કે તાલીમ લેનારું.

તાલુક પું૦ (અ) [ تعلق 'તઅલ્લુક' (અલેક = વળગવું; –ની સાથે સંબંધિત હોવું; – ની સાથે લાગતાવળગતા હોવું)=સંબંધ; લાગતાવળગતા હોવું તે.

ભા૦ફા૦માં અર્થ : કબજો હોવો તે; આનુષંગી વસ્તુ; સંલગ્ન વસ્તુ; મિલકતના અંગ તરીકે રહેલો હક્ક; અધિકાર]

(બ) [ભા૦ફા૦માં અ૦ફા૦ تعلقه 'તઅલ્લુકઃ' ('તઅલ્લુક' = જુઓ 'તાલુક'+વિસર્ગ ઉચ્ચરિત ફારસી વર્ણ 'હે'= પ્રત્યય, સ્વાર્થે ઉમેરાયેલો)= સંબંધ; માલિકી; મિલકત; જમીનનો કબજો; જાગીર; જાયદાદ; ઘણાં ગામોની જમીનદારી]

સંબંધ; લાગતુંવળગતું હોવું તે (૨) ગરાસ; માલમિલકત (૩) જમાબંદી અને મહેસૂલની ઉઘરાતની સગવડ માટે સરકારે પાડેલા દેશના નાના નાના ભાગો માંહેનો દરેક ભાગ; જિલ્લાનો નાનો ભાગ; પરગણું.

૦દાર પું૦ [ભા૦ફા૦માં અ૦ફા૦ફા૦ تعلقه‌دار 'તઅલ્લુકઃ-દાર' ('તઅલ્લુકઃ'+'દાર' અર્થાત્ 'રાખ'=પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવનાર)=સ્થાવર જંગમ-મિલકત ધરાવનાર; જાગીરનો માલિક; જાગીરદાર; સામંત]

નોંધ. —આગલા વખતમાં જમાબંદી માથે લેનારા લોકો ઇજારદાર હતા; તેઓ વખત જતાં તાલુકાના ધણી થઈ પડતા હતા. દેસાઈઓ દરેક ગામનો વહીવટ તાલુકદારોની મારફત કરતા હતા. તે દેસાઈઓ જિલ્લા માટે મહેસૂલ ઉઘરાવનાર એજન્ટો હતા અને એક ગામ કે અનેક ગામોના જૂથના વહીવટદાર તરીકે દેસાઈને પણ 'તાલુકદાર' તરીકે ઓળખવામાં આવતા હતા.

નાના ગરાસનો ધણી (૨) તાલુકાનો–ગામનો વહીવટ કરનાર સરકારી અમલદાર.

૦દારી વિ૦ — 'તાલુકદાર' + 'ઈ' = પ્રત્યય, સંબંધવાચક —

નોંધ. — એ શબ્દ ઉર્દૂમાં ઘડાયો છે અને તેમાં એનો અર્થ થાય છે તાલુકદારને લગતું (૨) તાલુકદાર હોવું તે; મોટા જમીનદાર હોવું તેઃ તે ઉપરથી ગુજરાતીમાં.

તાલુકદારને લગતું.

સ્ત્રી૦ તાલુકદારનું કામ કે પદ.

તાલુકો પું૦ જુઓ 'તાલુક'માં.

મહેસૂલની ઉઘરાતની સગવડ માટે સરકારે પાડેલા પ્રદેશના નાના ભાગોમાંનો દરેક ભાગ; જિલ્લાનો નાનો ભાગ; પરગણું.

તાલે ન૦ [અ૦ طالع 'તાલેઅ' ('તલઅ' = ઊગવું; દેખાવું; ઉપર આવવું)

અ૦માં અર્થ = ઊગનાર; દેખાનાર; ઉપર આવનાર.

ફા૦માં અર્થ = જ્યોતિષ-શાસ્ત્રની પરિભાષામાં રાશિ કે જે જન્મ સમયે અથવા પ્રશ્ન સમયે પ્રવર્તતી હોય (૨) નસીબ; પ્રારબ્ધ; ભાગ્ય; તકદીર]

નસીબ; પ્રારબ્ધ.

"ઢોરાં ચારી ખાનારને તેનું **તાલે** જોર કર્યેથી રાજગાદી પ્રાપ્ત થાય છે."

અ૦ન૦ગ૦ (ગુ–ફા–અ૦કો૦)

૦વર વિ૦ ['તાલે'+ફા૦ ('વર'= પ્રત્યય, 'વાળું'અર્થસૂચક)= નસીબદાર; ભાગ્યશાળી]

નસીબદાર; ભાગ્યશાળી (૨) પૈસાદાર; તવંગર.

૦વંત વિ૦—'તાલે'+ગુ૦ 'વંત'—

નસીબદાર; ભાગ્યશાળી (૨) પૈસાદાર; તવંગર.

૦વાન વિ૦—'તાલે'+ગુ૦ 'વાન'—

નસીબદાર; ભાગ્યશાળી (૨) પૈસાદાર; તવંગર.

તાલેમ સ્ત્રી૦ જુઓ 'તાલીમ'

તાવ પું૦ [ફા૦ تا (તા) = જુઓ 'તા']

આખા ધામાંથી એક કાગળ.

તાવદાન ન૦ (૧) [ફા૦ تابدان 'તાબ-દાન' ('તાબ'=તેજ; પ્રકાશ; રોશની+ 'દાન'=પ્રત્યય, પાત્ર-વાચક) = દીવાલમાં પ્રકાશ માટે મૂકવામાં આવતી બારી; ઘરની છત નજીક આવતું મોટું ટાંકું જે બન્ને તરફથી ઉઘાડી શકાય છે. (૨) મકાનમાં છાપરા નજીક ભીંતમાં ઊંચે રાખવામાં આવેલી વાબારી; મકાનમાં સૂર્યનો પ્રકાશ આવવા માટે મૂકવામાં આવતી બારી; અજવાળિયું]

બારીનો કાચ.

(૨) —'તાવ'=જુઓ 'તાવ' +ફા૦ دان (દાન)= પ્રત્યય, પાત્રવાચક— કાગળપત્ર રાખવાની ખાનાંવાળી પેટી.

(૩) —ગુ૦ 'તાવ'=એક જાતનો રોગ; જ્વર+ ફા૦ 'દાન'=પ્રત્યય, પાત્રવાચક -

નોંધ.—પુરાણા જમાનામાં ગામડાઓમાં કાચા રસ્તા ઉપર વાહન ફરી શકતાં નહિ ત્યારે વિશેષે કરીને મેલેરિયા કે ઇન્ફ્લ્યુ-એન્ઝા જેવા તાવથી પીડાતા દરદીઓને ડૉક્ટર કે વૈદને ત્યાં પાલખીમાં લઈ જવું પડતું હતું: તે ઉપરથી એ ઉપયોગ માટેની પાલખીનું પડેલું નામ.

ખુરસી ઘાટની પાલખી.

તાવીજ ન૦ [ અ૦ تعويذ 'તઅ્‌વીજ' ('અ્‌વ્‌જ' = -ના ઉપર (અલ્લાહનું) રક્ષણ માંગવું; સહાય માટે પ્રાર્થના કરવી; જંતરમંતર કરવું) = રક્ષણ આપવું તે; રક્ષણમાં લાવવું તે (૨) [ લા૦ ] રોગ પીડા કે બીજી પીડાને દૂર કરવા તથા ભવિષ્યમાં થનારી ખરાબ અસર અટકાવવા રક્ષણ અર્થે કાગળ કે ધાતુના પતરા ઉપર મંત્ર લખી કે આકૃતિઓ દોરી તેને કમર ઉપર કે ગળામાં કે શરીરના કોઈ અન્ય સ્થળે બાંધવામાં કે રાખવામાં આવે છે તે; દર્દ કે અનિષ્ટ સામે રક્ષણરૂપે અંગ ઉપર પહેરવામાં આવતું મંતરેલું માદળિયું]

મંતરજંતરનો દોરો અથવા માદળિયું.

"જેણે આ માદળિયું મારે ગળે બાંધ્યું છે તેણે તો એક **તાવીજ** જાણીને બાંધ્યું છે."

ગુ૦સિં૦ (ગુ-ફા-અં૦કો૦)

તાવીત ન૦ જુઓ 'તાવીજ'

તાસ સ્ત્રી૦ (૧) [ફા૦ تاس (તાસ): અ૦કો૦ طاس (તાસ) =એક પ્રકારનું કસબી કપડું; એક પ્રકારનું જરદોજી કાપડ; એક પ્રકારનું રેશમી જરીનું કાપડ]

એક જાતનું રેશમી કાપડ; ઓપવાળો કસબ

(૨) [ફા૦ تاس (તાસ): અ૦કો૦ طاس (તાસ) =તાસક; તાટ]

તાસક; તાટ.

૦ક સ્ત્રી૦ [ફા૦ طاسک 'તાસક' ('તાસ + ફા૦ 'ક') = પ્રત્યય, લઘુતાવાચક]

નોંધ.—طاسک (તાસક) એ طاس; ઉપરથી લઘુતાવાચક રૂપ છે.

ધાતુના પતરાની છીછરી થાળી (૨) રકાબી; તબકડી.

"**તાસક** અને ચીનાઈ રકાબીઓ મલેકને ત્યાં પાછી ન મોકલવી."

મિ૦સિ૦ (ગુ-ફા-અં૦કો૦ પરિશિષ્ટ)

૦ડી,—ડી સ્ત્રી૦—'તાસક' ઉપરથી ગુજરાતીમાં —

નાની તાસક; તબકડી.

તાસતો પું૦ — 'તાસ' ઉપરથી ગુજરાતીમાં: એ માટે જુઓ 'તાસ'— એક જાતનું રેશમી કાપડ.

"એક **તાસતો** બાસતો,
ગાય ગધેડી એક,
ગોળ ખોળ સરખા ગણે,
જે જન વિના વિવેક."
કદદડાો (ગુ-ફા-અ૦કો૦)

તાસવીસ (પા૦ગુ૦) [અ૦ تشویش 'તશ્વીશ' ('શવ્વશ'=અવ્યવસ્થિત કરવું; બેબાકળા કરવું; ગભરાટમાં નાખવું; તકલીફ આપવી; ચિંતામાં નાખવું; બેચેન કરવું; પરેશાન કરવું) = બેબાકળા કરવું તે; તકલીફ આપવી તે (૨) ચિંતા; ફિકર; બેચેની; પરેશાની]
વેદના-ગભરામણ; વ્યાકુળતા.

તાસીર સ્ત્રી૦ [અ૦ تأثیر 'તાથીર' ('અથ્થર'= અસર કરવી; લાગણીને સ્પર્શવું; છાપ પાડવી; અસર પેદા કરવી) = અસર કરવી તે; છાપ પાડવી તે (૨) અસર; છાપ; પ્રભાવ]

લક્ષણ; ગુણ; અસર; છાપ; પ્રભાવ (૨) રૂપ; સિકલ; ઘાટ.

"એના મહકતા કેશની
**તાસીર** શું કહું,
ખુશબૂથી મારી કલ્પનાઓ
તર છે આજકાલ."
દીપક બારડોલીકર, 'નજરાણું', પૃ. ૧૨૨

—રો પું૦—'તાસીર' ઉપરથી ગુજરાતીમાં—
નોંધ.— એ શબ્દનો પ્રયોગ સૌરાષ્ટ્રમાં થાય છે.
તાલ; ઘાટ; મજા; લહેજત.
"જોવાનો **તાસીરો** આવ્યો છે."
(ગુ-ફા-અ૦કો૦)

તાસુબી સ્ત્રી૦—અ૦ تعصب 'તઅસ્સુબ' ('અસ્બ' = લપેટવું; બાંધવું (૨) વર્તુળ કરવું; પક્ષપાત કરવો) =સગાંસંબંધીઓ સાથેનો સંબંધ ચાલુ રાખવો; સાબિતી મળ્યા પછી પણ અસત્યનો સ્વીકાર ન કરવો (૨) પક્ષપાત; ધર્માંધતા; ધર્મઝનૂન; ધર્મમાં અસહિષ્ણુતા; કોઈ કામમાં વિશેષે કરીને ધર્મના કાર્યો ઉપર દૃઢતાથી અડી રહી અને બુદ્ધિ અને ઇન્સાફને નેવે મૂકી પોતાનો અભિપ્રાય બાંધવો અને અમલ કરવો+ગુ૦ 'ઈ' =પ્રત્યય, સ્વાર્થે ઉમેરાયેલો—
ધર્માંધતા; ધર્માંધપણું; ધાર્મિક ઝનૂન.

તાસું ન૦ [ભા૦ફા૦; અ૦ طاسه 'તાસઃ' ('તાસ'=જુઓ 'તાસ' +વિસર્ગ ઉચ્ચરિત ફારસી વર્ણ 'હે' =પ્રત્યય, સંબંધવાચક) = તાસ ઉપર મઢીને તૈયાર કરેલું વાજું; તાસક જેવા મટોડીના કે ધાતુના વાસણને મોંએ તંગ ચામડું મઢીને

બનાવેલું એક જાતનું નગારું; એક જાતનું તબલું કે નગારું]

એક જાતનું નગારું; નાનું નગારું.

તાંબામહોર સ્ત્રી૦—ગુ૦ 'તાંબું' + ફા૦ مهر (મુહ્ર)= જુઓ 'મહોર'—

તાંબાની સીલ.

તાંસળિયું ન૦ — 'તાસ' ઉપરથી ગુજરાતીમાં : એ માટે જુઓ 'તાસ' (૧).

એક જાતનું ઝીણું રેશમ; તાસતો.

તાંસળી સ્ત્રી૦—'તાંસળું' ઉપરથી : એ માટે જુઓ 'તાંસળું' (૨).

નાનું તાંસળું; કાંસાનો વાટકો.

–ળું, –સિયું ન૦—'તાસ' ઉપરથી ગુજરાતીમાં : એ માટે જુઓ 'તાસ'—

કાંસાનો મોટો છાછરો પહોળો વાટકો.

તાંસિયો પું૦—'તાંસળું' ઉપરથી : એ માટે જુઓ 'તાંસળું'—

કાંસાનો પહોળો મોટો છાછરો વાટકો.

તિજારત સ્ત્રી૦[અ૦ تجارت 'તિજારત' ('તજર' = વેપાર કરવો; ખરીદવેચાણ કરવું) = વેપાર-રોજગાર; વાણિજ્ય; ધંધો]

વાણિજ્ય; વ્યવસાય; વેપાર-રોજગાર.

"કોમી માસિકના અલમબરદાર આ તંત્રી હતા, જેમણે ખિદમત-રૂપે નોખી **તિજારત** આદરી."
મસ્ત હબીબ સારોદી, 'નજરાણું', પૃ. ૧૯૪

તિલસ્મ પું૦ [અ૦ طلسم (તિલિસ્મ) = જંતરમંતર; જાદુ; વશીકરણ (૨) દાટેલા ધન વગેરે ઉપર બનાવેલી સાપ વગેરેની ભયંકર આકૃતિ (૩) જાદુ વડે રક્ષવું; વશીકરણ કરવું (૪) મુગ્ધ કરવું]
નોંધ.—એ મૂળ યૂનાની એટલે કે ગ્રીક શબ્દ telesma ઉપરથી અરબીમાં આવેલો છે.

અદ્‌ભુત કે અલૌકિક કામ; ચમત્કાર; અચંબાની વાત (૨) જાદુ.

–સ્મી વિ૦ [અ૦ફા૦ طلسمی 'તિલિસ્મી' ('તિલિસ્મ'+ ફા૦ 'ઈ'=પ્રત્યય, સંબંધવાચક વિશેષણ બનાવનાર)= તિલસ્મ સંબંધી; તિલસ્મવાળું; જાદુઈ; ચમત્કારિક]

અલૌકિક; ચમત્કારિક; અદ્‌-ભુત; જાદુઈ.

–સ્માતી વિ૦ [ભા૦ફા૦માં અ૦ફા૦ طلساتی 'તિલિસ્માતી' ('તિલિસ્માત'='તિલિસ્મ'નું

અ૦ બ૦ વ૦ + 'ઈ' = પ્રત્યય, વિશેષણ બનાવનાર )=તિલસ્મ સંબંધી; તિલસ્મવાળું; જાદુઈ; ભેદભર્યું; રહસ્યમય; ગહન ]

તિલસ્મવાળું; ચમત્કારિક; જાદુઈ.

તિલાવત સ્ત્રી૦ [ અ૦ تلاوت 'તિલાવત' ( 'તલા' = વાંચવું; પઠન કરવું ) = વાંચવું તે; ( કુરાને શરીફ ) વાંચવું તે ]

વાંચવું તે; (કુરાન) પઢવું તે.

"ઝેબનો કંઠ એટલો બધો મધુર હતો કે જ્યારે તે કુરાનની **તિલાવત** ( પાઠ ) કરતી ત્યારે શ્રોતાઓની આંખમાંથી અશ્રુ ટપકતાં."

સુવર્ણમાળા.

તિસમારખાં વિ૦—'તિસ-માર'= એક સાથે ત્રીસને મારી નાખે એવો બહાદુર+તુ૦ خان (ખ઼ાન) કે ( ખ઼ાં ) = જુઓ 'ખાન' : એ ઉપરથી ત્રીસને માર્યા હોવાનો દાવો કરનાર—

નોંધ.—અમુક પરાક્રમ કર્યાને કારણે બહાદુર તરીકે જાણીતા થયેલા કેટલાક સરદારો મોંગલ હૂલાકૂખાન, મોંગલ ચિંગીઝખાન, ગુજરાતના નાઝિમ ઝફરખાન તથા રાસ્તીખાનના નામને છેડે 'ખાન' હોવાથી તેવા શબ્દોના અનુકરણમાં બનેલો શબ્દ.

મોટાં પરાક્રમોની બડાશો મારનાર; ગરમ મિજાજનું; તુંડમિજાજી (૨) બડાઈખોર; ફુલણજી.

પું૦ મોટાં પરાક્રમોની બડાશો મારનાર આદમી; આડંબરી માણસ (૨) શૂરાતનનો ઢોંગ કરનારો.

"ઘરમાં ટકાનાં ત્રણ શેર બને,
બહાર તિસમારખાં."
લોકોક્તિ

તી(ટી)કરી ગેપ (પા૦ગુ૦) — તી(ટી) કરી + غيب (ગૈબ) = જુઓ 'ગેબ'—

દૃષ્ટિની ખામી.

તીફા (પા૦ગુ૦)—ગુ૦ 'તે'+ طرف (તરફ઼) = જુઓ 'તરફ઼' — ત્યાં.

તીર ન૦ [ ફા૦ تیر ( તીર ) = એક પ્રકારનું હથિયાર જે કમાનમાંથી છોડવામાં આવે છે; બાણ ]

નોંધ.—ફારસી શાયરો માશૂકની પાંપણને તીરની ઉપમા આપે છે.

બાણ (૨) [લા૦] (છાપરાનો) ઊભો ટેકો (૩) જરથોસ્તી વર્ષનો ચોથો મહિનો (૪) વહાણનો એક ભાગ ( જેના ઉપર સઢ બાંધવામાં આવે તે લાકડું )

(૫) તીરના જેવું નાનું ચિહ્ન જે લખાણમાં વપરાય છે.

"વાગ્યું તો **તીર**
નહિ તો તુક્કો."

"બાળુડાંને રમત રમવા
**તીર**ને કામઠી રે;
બાળુડાંને ફરસી બરછીને
અસિ ઢાલ દેજે."
વીરસી (ભ૦ગો૦મં૦)

૦કશ પું૦ [ ફા૦ تیرکش 'તીર-કશ' ('તીર'+'કશ'=ખેંચી કાઢ; તાણ)=જે કોથળીમાંથી શિકાર કરતી વખતે જરૂરે પડતાં તીર ખેંચી કાઢી કમાન ઉપર ચઢાવવામાં આવે છે; બાણનો ભાથો ]

બાણનો ભાથો.

૦ગર પું૦ [ ફા૦ تیرگر 'તીર-ગર' ('તીર'+'ગર'=પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવનાર )=તીર બનાવનારો ]

તીર બનાવનારો; બાણ બનાવનાર કારીગર.

-રંદાજ વિ૦ [ ફા૦ تیرانداز 'તીર-અંદાઝ' ('તીર'=જુઓ 'તીર' +'અંદાઝ'=પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવનાર )=તીર ફેંકનાર; તીરથી શિકાર કરનાર ]

તીર મારનાર; તીરથી શિકાર કરનાર (૨) તીર મારવામાં કુશળ; નિશાનબાજ.

"બાપે ન મારી પેંજણી ને બેટા **તીરંદાજ**." (કહેવત)

-જી સ્ત્રી૦ [ ફા૦ تیراندازی 'તીર-અંદાઝી' ('તીર-અંદાઝ'+'ઈ' =પ્રત્યય, કર્તૃવાચક નામ ઉપરથી ભાવવાચક નામ બનાવનાર )= તીરંદાજપણું; તીર ચલાવવાની ક્રિયા; તીર મારવાની વિદ્યા; તીર ફેંકવાનો હુન્નર ]

તીરંદાજપણું; બાણ ચલાવવાની ક્રિયા; બાણ મારવાની વિદ્યા; બાણ ફેંકવાનો હુન્નર.

"હવે **તીરંદાજી**માં આપણે વિજય મેળવીએ."
મહીપાળદેવ (ભ૦ગો૦મં૦)

તીરવા અ૦ — تیر (તીર)=જુઓ 'તીર'+ગુ૦ 'વા' —

બાણ જાય એટલે અંતરે (૨) બાણ જેટલું લાંબું કે ઊંચું.

"**તીરવા** સૂરજ આકાશમાં ઊંચો આવ્યો."
કે૦હ૦ધ્રુ૦ (ગુ-ઇં૦ડિ૦)

-વો પું૦ — تیر (તીર) = જુઓ 'તીર'+ગુ૦ 'વો' —

તીર જઈ શકે તેટલું અંતર.

તીરંબાજ વિ૦ — 'તીર' જુઓ 'તીર'+ફા૦ باز (બાઝ)=પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવનાર—
નોંધ. — ફારસીમાં, ઉર્દૂમાં કે હિન્દીમાં 'તીર-બાજ' શબ્દ નથી. ગુજરાતીમાં 'તીર-બાજ' થઈને 'તીરંદાજ'ના સાદૃશ્યે એનો ઉચ્ચાર એ રીતે બન્યો હોવાનું સંભવે છે.
તીર મારવામાં હોશિયાર.

–જી સ્ત્રી૦ — 'તીરંબાજ' ઉપરથી ગુજરાતીમાં —
નોંધ. — અગાઉના વખતમાં રાજ્યદ્રોહ કે લોકદ્રોહનો ગુનો કરનારને વસ્તીવાળી જાહેર જગ્યાએ જમીનમાં અડધો દાટવામાં આવતો તે પછી જે કોઈ ત્યાંથી પસાર થાય તેણે તેને તીર મારવાનું હતું. આમ થતાં ગુનેગાર તીરોથી વિંધાઈ જતો અને રિબાઈ રિબાઈને મરણ પામતો : તે ઉપરથી ગુજરાતીમા.
તીરથી નિશાન પાળવાની કળા કે ચતુરાઈ; તીર મારવાની વિદ્યા (૨) અપરાધીને થોડો જમીનમાં દાટીને તીરથી મારવાની એક ક્રૂર શિક્ષા.
"જે તારે કહેવાનું હોય તે જલદીથી ટુંકાવી નાખી આ સંશયાત્મક **તીરંબાજી** મટાડ."
કાંતા (ભ૦ગો૦મં૦)

તુકમ ન૦ જુઓ 'તુખમ'

તુકમરિયાં ન૦બ૦વ૦[ફા૦ تخم ریحان 'તુખ્મે રૈહાન' ('તુખ્મ' = જુઓ 'તુખમ' + 'એ' = છઠ્ઠી વિભક્તિનો સંબંધ દર્શાવનાર ફારસી સંજ્ઞા+'રૈહાન' =તુળસીના પ્રકારનો એક સુગંધીદાર છોડ]
નોંધ.—રૈહાનનાં પાંદડાં તુલસીનાં પાંદડાં જેવાં લંબગોળ અને અણીવાળાં હોય છે. તેના ઉપર માંજરમાં કાળા દાણા હોય છે જે ઓસડ તરીકે વપરાય છે.
એક જાતના બિયાં; ઔષધિ.

તુક્કાબાજ વિ૦—ફા૦ تکه 'તુકઃ' = જુઓ 'તુક્કો'+ફા૦ باز (બાઝ)= પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવનાર—
નોંધ.— ફારસીમાં કર્તૃવાચક પ્રત્યય 'બાઝ' લાગીને બનેલા અને ગુજરાતીમાં પ્રવેશ પામેલા 'દગલબાજ', 'દગાબાજ' વગેરે શબ્દોના સાદૃશ્યે એ ગુજરાતીમાં ઘડાયેલો છે.
તુક્કો ફેંકવામાં કુશળ; તરંગી.

–જી સ્ત્રી૦—'તુક્કાબાજ'+ગુ૦ 'ઈ'—
તુક્કાબાજપણું; તુક્કાબાજના જેવું વર્તન કરવું તે.

તુક્કો પું૦ [ફા૦ تکه (તુકઃ)= અણી વિનાનું તીર]
બૂઠું તીર; ફળ વિનાનું બાણ.
"વાગ્યું તો તીર, નહિ તો **તુક્કો**."
(કહેવત)

તુખમ ન૦ [ફા૦ تخم (તુખ્મ)= બીજ; દાણો (૨) દરેક વસ્તુનું

મૂળ; જેમાંથી પ્રાણીની ઉત્પત્તિ થાય તે તત્ત્વ; વીર્ય ].

નોંધ.—ઉર્દૂમાં ઉપરના ઉપરાંત એનો અર્થ છે નસલ : તે ઉપરથી ગુજરાતીમાં.

બીજ (૨) વીર્ય (૩) વંશ; કુળ.

"જો મારા તુખમમાં ફેર હશે તો આપની સાથે બેઈમાની કરીશ."

બા૦બા૦ (ગુ–ફા–અ૦કો૦)

તુફંગ સ્ત્રી૦ [ફા૦ تفنگ 'તુફંગ' ('તુફ' = 'તોપ'નું પરિવર્તિત થયેલું રૂપ + 'અંગ' = પ્રત્યય, સંબંધવાચક)=બંદૂક ]

બંદૂક.

"તુફંગો તીર તલવારો,
કટારો જંબીઆ નશતર."
ગુ૦ગ૦ (ગુ–ફા–અ૦કો૦)

તુફે(ફે)લ સ્ત્રી૦ [અ૦ طفیل તુફૈલ ('તફફુલ'=પરાણે ઘૂસવું; મજલિસમાં વગર નિમંત્રણે કે વિના સત્કારે જવું) = વગર નિમંત્રણે લગ્ન પ્રસંગના ભોજન-સમારંભમાં ઉપસ્થિત થનાર; મહેમાન સાથે વગર આમંત્રણે આવનાર ]

નોંધ.— કૂફાના એક શાયરનું નામ તુફૈલ પડી ગયું હતું. તે વગર નિમંત્રણે લગ્ન પ્રસંગના ભોજન સમારંભમાં ઉપસ્થિત થઈ જતો : તે ઉપરથી ફારસીમાં એનો અર્થ મજલિસમાં વગર નિમંત્રણે જનાર; મહેમાન સાથે જે કોઈ વિના નિમંત્રણે આવે તે (૨) સહાય; મદદ; આશરો; વસીલો; મારફત : તે ઉપરથી ઉર્દૂમાં એનો અર્થ થાય છે આશરો; વસીલો (૨) દ્વારા; મારફત : તે ઉપરથી ગુજરાતીમાં.

આશરો; વસીલો; મારફત.

"પણ આખરે ત્હારા તુફેલે હૂર અય! નસીહત મળી આજે મને."
(ક૦કે૦ પૃ૦ ૮૪)

"મગરૂર છું તારી તુફેલે
દાર પર ચડનાર છું,
માશૂક કરો હાસિલ હું
હકનો ફક્ત દાવાદાર છું."
મસ્તાન, 'ગુજરાતની ગઝલો'.

તુમાન સ્ત્રી૦ [ફા૦ تبان (તુમ્બાન) =મોટી ઢીલી સુરવાળ; ઇજાર; એક પ્રકારનો ઢીલો પાયજામો (૨) સુરવાળ નીચે પહેરવાનો ટૂંકો જાંગિયો ]

નોંધ.—મોટી ઢીલી સુરવાળ જે ઈરાનમાં અગાઉના જમાનામાં ખેતીનું કામ કરનાર સ્ત્રીઓ પહેરતી.

મોટી ઢીલી સુરવાળ; ચોરણો.

"સાદાઈ અને ગરીબાઈનો ડોળ ભજવવામાં એણે જે તુમાન પહેર્યો હતો તે ખૂબ જાડા લુગડાનો રાખ્યો હતો."
ગુ૦સિં૦ (ગુ–ફા–અ૦કો૦)

તુમાર પું૦ [અ૦ طومار 'તૂમાર' ('તમ્‌મ્ર' = વીંટવું; વાળવું)= કાગળ કે એવી નરમ ચીજનો વીંટો; કાગળનું ભૂંગળું (૨) જૂના ટીપણા ઘાટનું પુસ્તક (૩) હિસાબનું પુસ્તક]

નોંધ.—ઉર્દૂમાં એનો અર્થ થાય છે લાંબો પત્ર: તે ઉપરથી ગુજરાતીમાં.

બે પક્ષો વચ્ચેનો અમલદારોની નોંધવાળો લાંબો પત્રવ્યવહાર; જુદી જુદી પાયરીના અધિકારીઓએ આપેલા અભિપ્રાયના ટાંચણ સાથે નિકાલ માટે સરકાર આગળ રજૂ કરવામાં આવેલ અરજ.

"તુમારોનું અને આ
વહીવટી ફારસ ન બદલાયું,
ઘસાતું મોંઘવારીનું હજી
કાનસ ન બદલાયું."
નટવરલાલ દેસાઈ, 'નજરાણું'.

૦શાહી સ્ત્રી૦ —'તુમાર'+ફા૦ شاهی (શાહી)=જુઓ 'શાહી'—

તુમાર પર અવલંબીને ચાલતું કારભારું; 'રેડ-ટેપિઝમ.'

–રી વિ૦ [અ૦ફા૦ طوماری 'તૂમારી' ('તૂમાર'+ફા૦ 'ઈ'=પ્રત્યય, સંબંધવાચક વિશેષણ બનાવનાર)=તુમારને લગતું]

તુમારને લગતું.

તુરક પું૦ જુઓ 'તુર્ક'

"બ્રાહ્મણી વટલાય તો તુરકને જાય."

"હરી ગઈ દિલથી ધીરજ યાર,
તુરક જયમ લૂંટ લૂંટાવે."
બાલાશંકર, 'ગુજરાતની ગઝલો'

તુરબત સ્ત્રી૦ [અ૦ تربت 'તુર્બત' ('તરેબ'=માટી સાથે મળી ગયેલા હોવું; ધૂળમય હોવું; માટીથી ખરડાયેલા હોવું)=ધૂળ; માટી (૨) કબરસ્તાન (૩) કબર; ઘોર; સમાધિ]

કબર; ઘોર; સમાધિ.

"તું વહદતની વહી દે,
યા કરું તયારી તુરબત પર."
ગુ૦ગ૦ (ગુ-ફા-અ૦કો૦)

"કેટલો આઝાદ ફિતરત છે
જગતનો માનવી ?
એની મૃત કાયાય તુરબતની
ભીતર રહેતી નથી."
બરકત વીરાણી, 'માનસર', પૃ. ૫૮

તુરંગખાનું ન૦—ગુ૦ 'તુરંગ'+ફા૦ خانه (ખાનઃ)=પ્રત્યય, સ્થળવાચક નામ બનાવનાર—

કેદખાનું; 'જેલ' (૨) ઘોડાનો તબેલો.

તુરાન ન૦ જુઓ 'તૂરાન'

–ની વિ૦ જુઓ 'તૂરાન'માં.

તુર્ક પું૦ [તુ૦ ترک 'તુર્ક' ('તૂર'= તુરાન+'ક' = પ્રત્યય, સંબંધ-વાચક)=તુરાનના રહેવાસીઓ; તુર્કસ્તાનની એક કોમનું નામ જેમાંથી તમામ તુર્કો, મોગલો અને તાર્તરો ઊતરી આવેલા છે. ખ્વારિઝ્મ (ખીવા)થી માંડી ચીન સુધીમાં રહેતા તાર્તરો જેઓ સામાન્ય રીતે મોટી કાળી આંખવાળા અને દેખાવે સુંદર હોય છે (૨) તુર્કસ્તાનનો નિવાસી (૩) તાર્તર (૪) [લા૦] સૈનિક; યોદ્ધો (૫) [લા૦] માશૂક]

**નોંધ.** — કહેવાય છે કે હજરત પેગમ્બર નૂહના પુત્ર યાફ્સના પુત્રનું નામ તુર્ક હતું. તુર્કો તેના વંશજો છે. ખ્વારિઝ્મ અને ચીન વચ્ચે રહેનારા તાર્તરોની અનેક જાતિઓનો તુર્ક જાતિમાં સમાવેશ થાય છે. એ લોકોની આંખો સામાન્ય રીતે મોટી અને કાળી હોય છે અને તેઓ દેખાવે ખૂબસૂરત અને ફાંકડા હોવાથી ફારસી શાયરો ગઝલોમાં માશૂક માટે તુર્ક શબ્દનો ઉપયોગ ઉપમાઓ અને રૂપકોમાં કરે છે. તુર્કોની બે મુખ્ય વિશિષ્ટતાઓ છે ખૂબસૂરતી અને ક્રૂરતા; અને માશૂકમાં પણ એ બે ખાસિયતો હોવાનું તેઓ ઇચ્છે છે, તેથી તેને તુર્ક કહે છે.

એ નામની તુર્કસ્તાનમાં રહેતી જાત (૨) તુર્કસ્તાનનો વતની; મુસલમાન.

–સ્તાન પું૦; ન૦ [તુ૦ફા૦ ترکستان 'તુર્કિસ્તાન' ('તુર્ક'+ફા૦ 'ઇસ્તાન' = પ્રત્યય, સ્થળવાચક) = તુર્ક લોકોનો દેશ]

તુર્ક લોકોનો દેશ.

–ર્કી વિ૦ [તુ૦ફા૦ ترکی 'તુર્કી' ('તુર્ક'+ફા૦ 'ઈ' = પ્રત્યય, સંબંધવાચક) = તુર્ક સંબંધી; તુર્કોને લગતું; તુર્કોના જેવું; તુર્ક લોકોનું (૨) તુર્કી ભાષા]

તુર્કનું; તુર્કને લગતું; તુર્કના જેવું.

ન૦ તુર્કસ્તાન.

સ્ત્રી૦ તુર્કી ભાષા.

તુલોતવીલ (પા૦ગુ૦) [અ૦અ૦ طول و طویل 'તૂલોતવીલ' ('તૂલ' એ 'તાલ' અર્થાત્ લાંબુ હોવું ઉપરથી=લંબાઈ+ 'તવીલ' એ 'તાલ' અર્થાત્ લાંબુ હોવું ઉપરથી= લાંબુ)= લંબાઈ અને લાંબુ.

ભા૦ફા૦માં અ૦અ૦ طول طویل (તૂલ-તવીલ)= ઘણું લાંબું]

**નોંધ.** — ભા૦ફા૦માં એ પર્યાય સમાસ (Synonymous compound) છે તે ઉપરથી એ શબ્દ-સમૂહ ઉર્દૂમાં પણ વપરાય છે: તે ઉપરથી ગુજરાતીમાં.

સવિસ્તર; ઘણું લાંબુ; વિસ્તીર્ણ.

તુંગું વિ૰ [ફા૰ تُنگ (તુંગ)= ગુલાબ, શરાબ વગેરે જેવાં પ્રવાહીઓ ભરવાનું સાંકડા મોં-વાળું વાસણ; જેનું મોં સાંકડું, પેટ મોટું અને ગર્દન નાની હોય એવું વાસણ; લાંબી અને સાંકડી ડોકવાળું વાસણ]

જાડું; ભરાઉ; સ્થૂલ.

ન૰ ફૂલેલું પેટ (૨) [લા૰] રીસથી ચડેલું મોં.

તુંડ(-ડું,-દ,-દુ) વિ૰ જુઓ 'તુંદ'

૦(-દ)મિજાજ વિ૰ [ફા૰ અ૰ تندمزاج 'તુંદ-મિઝાજ' ('તુંદ' + 'મિઝાજ'=જુઓ 'મિજાજ') =તુંદ મિજાજવાળું; ગરમ પ્રકૃતિવાળું; ઉગ્ર સ્વભાવવાળું; ઉતાવળિયું]

ઘણો મિજાજ કરનારું; ઉદ્ધત સ્વભાવવાળું.

નોંધ.–ઉપરમાં ફારસી રચના મુજબ-નો શબ્દસમૂહ છે અને ગુજરાતીમાં વિશેષણ પછી વિશેષ્ય આવે છે. તે મુજબ એ શબ્દસમૂહનો નીચેનો અર્થ થાય છે :

પું૰ તુંડ મિજાજ; ગરમ સ્વભાવ; ચડાઉ મિજાજ.

૦(-દ)મિજાજી વિ૰ [ફા૰અ૰ફા૰ تندمزاجی 'તુંદ-મિઝાજી' ('તુંદ-મિઝાજ'+ફા૰ 'ઈ' = પ્રત્યય, વિશેષણને છેડે લાગીને ભાવવાચક નામ બનાવનાર)=મિજાજ તુંદ હોવો તે (૨) ઉતાવળિયો સ્વભાવ]

તુંડમિજાજવાળું (૨) ખૂબ મિજાજ કરનારું; ઉદ્ધત સ્વભાવવાળું.

–ડા(-દા)ઈ સ્ત્રી૰ — 'તુંદ'+ગુ૰ 'આઈ'—

ઉદ્ધતાઈ; તુમાખી.

–ડા(-દા)ઈખોર વિ૰ — 'તુંદાઈ' +ફા૰ خور (ખોર)= પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવનાર —

તુંડાઈની આદતવાળું; તુંડ-મિજાજી; ઉદ્ધત; તુમાખી.

તુંદ વિ૰ [ફા૰ تند (તુંદ) = ગરમ સ્વભાવનું; ઉગ્ર; તીખું; આવેગ-પૂર્ણ; મિજાજી; તુમાખી (૨) કડક; ઝનૂની (૩) ચડાઉ; ઉદ્ધત; તોછડું]

મિજાજી; તુમાખી (૨) ચડાઉ; ઉદ્ધત; તોછડું.

"ઘાયલ છે **તુન્દ** કેફ
અતિ શાયરી તણો,
શાયર છું હું નવીન હવે
થાય તે ખરું."

અમૃત ઘાયલ, 'રંગ', પૃ. ૬૪

–દી સ્ત્રી૰ [ફા૰ تندی 'તુંદી' ('તુંદ' +ફા૰ 'ઈ' = પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર)=ત્વરા; વેગ;

ઝડપ; ગરમ સ્વભાવ (૨) ઉગ્રતા; કઠોરતા (૩) હિંસા; જોરજુલમ; સખતાઈ ]

ચપળતા; ઝડપ (૨) જોર-જુલમ; સખતાઈ.

તુંદખુ વિ० [ફા०ફા० تندخو 'તુંદ-ખૂ' ('તુંદ'=જુઓ 'તુંદ'+'ખૂ'= સ્વભાવ; મનનું વલણ; પ્રકૃતિ; ટેવ) =તામસી સ્વભાવનું; મિજાજી; ક્રોધી (૨) ઉતાવળિયું ]

ઉદ્ધત સ્વભાવનું (૨) ઉતાવળિયું.

"પણ જ્યારે કેટલાક તુંદખુ સરકારી અફસર આવતા હતા."
બા०બા० (ગુ–ફા–અ०કો०)

તુંદી સ્ત્રી० જુઓ 'તુંદ'માં.

તૂતી સ્ત્રી० [ફા० توتی 'તૂતી': અ०ક० طوطی 'તૂતી' (توت 'તૂત'=શેતૂર નામે ઓળખાતું એક પ્રકારનું ફળ+'ઈ'=પ્રત્યય, સંબંધવાચક નામ બનાવનાર) =તૂત સાથે સંબંધ ધરાવનાર (૨) જેને તૂત ઘણું ભાવે છે તે; પોપટ ]

નોંધ.—એ પક્ષીનું નામ એ પડયું તેનું કારણ એ છે કે તેને તૂત એટલે કે શેતૂર બહુ ભાવે છે અને તેથી જે મોસમમાં તે પાકે છે તે મોસમમાં તે વિશેષ પ્રમાણ-માં જોવામાં આવે છે, અને તે તેના ઝાડ ઉપર વારંવાર જાય છે.

પોપટ કે તેની માદા (૨) મેના.

"જમાં, કયાં તૂતીનો નાદ."
દ०કા०ભા. ૨ (ગુ–ફા–અ०કો० પરિશિષ્ટ)

તૂરા પું० બ०વ०—'તૂરો'નું ગુ० બ०વ०: એ માટે જુઓ 'તૂરો'—

તોરા; છોગાં.

તૂરાન ન० [ફા० توران 'તૂરાન' ('તૂર'=ઈરાનના પુરાણા જમાના-માં થઈ ગયેલા પેશદાદી વંશના બાદશાહ ફરીદૂનનો વડો પુત્ર + 'આન'=પ્રત્યય, સંબંધવાચક) =બાદશાહ ફરીદૂનના પુત્ર તૂરની સાથે સંબંધ ધરાવનાર પ્રદેશ; તુર્કસ્તાનનું પુરાણું નામ; તૂર ઉપરથી તર્કોમાનિયા, તુર્કસ્તાન, અને ટ્રાન્ઝોક્ષિયાના ]

નોંધ.—ઈરાનના પુરાણા પેશદાદી વંશના બાદશાહ ફરીદૂને જે પ્રદેશ વારસામાં તેના પુત્ર તૂરને આપ્યો હતો તેનું નામ જેમાં તુર્કસ્તાન, ટ્રાન્ઝોક્ષિયાના વગેરેનો સમાવેશ થતો હતો.

મધ્ય એશિયામાં આવેલા એક પ્રદેશનું પુરાણું નામ.

—ની વિ० [ફા० تورانی 'તૂરાની' ('તૂરાન' + 'ઈ'=પ્રત્યય; સંબંધવાચક વિશેષણ બનાવ-નાર)=તૂરાન દેશ કે તેને લગતું ]

તૂરાન દેશનું કે તેને લગતું.

તૂરાવાળો પું૦ — અ૦ طره (તુર્રઃ) =જુઓ 'તોરો'+ગુ૦ 'વાળો'—

નોંધ. — 'તૂરા' નો અર્થ લાવણી થતો નથી. પરંતુ કોઈક સમયે લાવણી ગાનારા તૂરો પહેરતા હશે તે ઉપરથી તેઓ આ નામથી ઓળખાયા હોય એમ સંભવે છે: તે ઉપરથી ગુજરાતીમાં.

લાવણી ગાનારો માણસ.

" એ બેની તકરારમાંથી જ બહુ સંપ્રદાયો થયા છે. છેક હલકી લાવણી ગાનારા પણ બે ભાગ માને છે શાક્ત તે કલગીવાળા, શૈવ તે **તૂરાવાળા.**"

સિ૦સા૦ (ગુ–ફા–અ૦કો૦)

તૂરો જુઓ 'તોરો'

તેગ સ્ત્રી૦ [ફા૦ تیغ (ઈ૦ઉ૦ 'તીગ': ભા૦ઉ૦ 'તેગ': મૂળ 'તીઝ' કે 'તેઝ' ઉપરથી પરિવર્તન પામેલું રૂપ: 'તીઝ' કે 'તેઝ'=જુઓ 'તેજ' )=તલવાર; ખડગ]

તલવાર; શમશેર; ખડગ.

"એવો દોડે ભીમ ભલો,
હસ્તમાં નહીં **તેગ.**"
પ્રેમાનંદ

"વનરાને માથે કો **તેગ**
સમી ઝૂમતી,
અભિયાગતના રહું
પાવલિયા ચૂમતી."
ઉમાશંકર જોશી

તેગા સ્ત્રી૦ [ફા૦ تیغه (ઈ૦ઉ૦ 'તીગઃ': ભા૦ઉ૦ 'તેગઃ') ('તીગ' કે 'તેગ'+વિસર્ગ જેમ ઉચ્ચરિત ફારસી વર્ણ 'હે' = પ્રત્યય, સ્વાર્થે ઉમેરાયેલો)=હર કોઈ હથિયાર કે ઓજારનો ધારદાર પહોળો ભાગ; પાનું]

નાની તલવાર; કટાર.

તેગાર પું૦ [અ૦ تغار (તગાર)= જીવિકા; રોજી]

ધન; વિત્ત.

તેજ વિ૦ [ تیز ઈ૦ઉ૦ (તીઝ): ભા૦ઉ૦ (તેઝ) = ધાર હોય એવું; તીક્ષ્ણ (૨) સ્ફૂર્તિવાળું; ચંચળ; ચાલાક (૩) ઉગ્ર; તીવ્ર; આકરું; જલદ; જોશીલું (૪) શીઘ્ર; વેગવાન (૫) ઉત્કટ; આતુર]

તીક્ષ્ણ (૨) ચપળ; ચંચળ; સ્ફૂર્તિવાળું (૩) ઉગ્ર; જોશીલું; આકરું; તીખું.

૦ડિયો પું૦ — 'તેજ' ઉપરથી ગુજરાતીમાં—

તેજીના બજારમાં વેપાર ખેલનારો.

તેજદાર પું૦—ગુ૦ 'તેજ'+ફા૦ دار (દાર) = પ્રત્યય, કર્તૃવાચક વિશેષણ બનાવનાર—

તેજસ્વી; તેજવાળું; પ્રકાશિત.

તેજાનો પું૦ — تیز ઈ૦ઉ૦ (તીઝ) : ભા૦ઉ૦ (તેઝ)+ગુ૦ આનો—
નોંધ.— આ શબ્દ દીવાનઃ (દીવાનો); મર્દાનઃ (મરદાનો) ઝનાનઃ (ઝનાનો); દસ્તાનઃ (દસ્તાનો) જેવા ફારસી શબ્દોના સાદશ્યે ગુજરાતીમાં બનેલો હોવાનું સંભવે છે.

તજ, લવિંગ, મરી, ઇલાયચી વગેરે વાટીને બનાવેલો ગરમ મસાલો; શરીરને તેજી આપે, ધમધમાટ કરી નાખે એવું દ્રવ્ય.

"**તેજાના**માં તંબાકુ,
ને વયણાગીમાં વાલ."
(કહેવત)

તેજાબ પું૦ [ફા૦ تیزاب ઈ૦ઉ૦ 'તીઝાબ' : ભા૦ઉ૦ 'તેઝાબ' ('તીઝ' કે 'તેઝ' = જુઓ 'તેજ' + 'આબ' = જુઓ 'આબ')=એક પ્રકારનું અતિ જલદ પ્રવાહી સત્ત્વ; 'ઍસિડ']

એક પ્રકારનું અતિ જલદ પ્રવાહી સત્ત્વ; અમ્લદ્રાવ; 'ઍસિડ'.

—બી વિ૦ [ફા૦ تیزابی ઈ૦ઉ૦ 'તીઝાબી' : ભા૦ઉ૦ 'તેઝાબી' ('તીઝાબ' કે 'તેઝાબ' + 'ઈ' = પ્રત્યય, સંબંધવાચક વિશેષણ બનાવનાર)=તેજાબને લગતું કે તેજાબવાળું કે તેના જેવી અસરવાળું]

તેજાબને લગતું કે તેજાબવાળું કે તેના જેવી અસરવાળું.

તેજી સ્ત્રી૦ [ફા૦ફા૦ تیزی ઈ૦ઉ૦ 'તીઝી' : ભા૦ ઉ૦ 'તેઝી' ('તીઝ' કે 'તેઝ' = જુઓ 'તેઝ' + 'ઈ' = પ્રત્યય, વિશેષણ ઉપરથી ભાવવાચક નામ બનાવનાર) = તીક્ષ્ણતા; ધાર (૨) સ્ફૂર્તિ; ચંચળતા; ચાલાકી (૩) ઉગ્રતા; આકરાપણું; જલદતા (૪) શીઘ્રતા]

તીક્ષ્ણતા (૨) સ્ફૂર્તિ; હોંશ; ઉત્સાહ (૩) શીઘ્રતા; ઉતાવળ (૪) ચડતી; આબાદી; ઉત્કર્ષ (૫) [લા૦] કિંમતમાં વધારો; ભાવતાલનું ઊંચે જવું કે વધવું તે.

"**તેજીએ તેજી અને મંદીએ મંદી.**"
(કહેવત)

"તેજીએ તેજી અને
મંદીએ મંદી દેખાય"
= મનના જેવા વિચાર તેવી દષ્ટિ હોય.

(૨) [ભા૦ ફા૦ تیزی (તેઝી) = જુઓ તાજી; અરબી ઘોડો]

તાજી; ઘોડો; તેજ સ્વભાવનો ઘોડો.

"તેજીને ટુંકારો અને
ગધેડાને ડફણાં." (કહેવત)

"ટટ્ટુ મ તેજી કંપે." (કહેવત)

૦મંદી સ્ત્રી૦—'તેજી'+ગુ૦ 'મંદી'—

ભાવની ચડઊતર; ચડઊતર થતા ભાવની રૂખ.

૦લું વિ૦—'તેજી' ઉપરથી ગુજરાતીમાં—

ચપળ; ચાલાક; હોશિયાર (૨) તેજ; તીક્ષ્ણ; ધારવાળું.

તેડાગર વિ૦—'તેડું'+ફા૦ گر (ગર) =પ્રત્યય, કર્તૃવાચક—

તેડી લાવનાર; તેડાં કરનાર.

તેરીખ સ્ત્રી૦ [અ૦ تاریخ (તારીખ) = જુઓ 'તારીખ']

વ્યાજ ગણવાનો દિવસ (૨) વ્યાજનો દર (૩) [લા૦] વ્યાજ.

તેરીજ સ્ત્રી૦ જુઓ 'તારીજ'

તૈયાર વિ૦ [અ૦ طیار 'તય્યાર' કે ફા૦ક૦ تیار 'તય્યાર' (અરબીમાં 'તાર' અર્થાત્ ઊડવું ઉપરથી અતિશયતા દર્શાવતું કર્તૃવાચક નામ) = અતિશય ઊડનાર; ઝડપથી ઊડનાર; કૂદનાર અને ઉછળનાર.

ફા૦માં અર્થ : ઊડી શકે તેવું; [લા૦] મોજૂદ; રજૂ કરવા કે ઉપયોગ લેવા યોગ્ય; પરિપૂર્ણતાએ પહોંચેલું; તરત હાજર કરાય કે કામ દે એવી સ્થિતિવાળું (૨) સજ્જ; તત્પર; કટિબદ્ધ ]

**નોંધ.**—એ શિકાર અંગેનો પારિભાષિક શબ્દ છે. અગાઉના જમાનાના શિકારીઓ શિકારી પક્ષીને શિકાર પકડવાને કટિબદ્ધ કરતા તે માટે મૂળ એ શબ્દ વપરાતો હતો.

રજૂ કરવા કે ઉપયોગ લેવા યોગ્ય; પરિપૂર્ણતાએ પહોંચેલું; તરત હાજર કરાય કે કામ દે એવી સ્થિતિવાળું (૨) સજ્જ; તત્પર; કટિબદ્ધ.

–રી સ્ત્રી૦ [અ૦ફા૦ طیاری 'તય્યારી' કે ફા૦ تیاری 'તય્યારી' ('તય્યાર +'ઈ'=સામાન્ય નામને છેડે લાગીને ભાવવાચક નામ બનાવનાર ફારસી પ્રત્યય)=સજ્જતા; તત્પરતા; કટિબદ્ધતા ]

સજ્જતા; તત્પરતા; કટિબદ્ધતા.

તોક(તો) સ્ત્રી૦ [અ૦ طوق (તવ્ક) =જે કંઈ કોઈ ચીજની આસપાસ વીંટાળી શકાય; જે કોઈ વસ્તુ બીજી વસ્તુની આસપાસ હોય (૨) ગળાનો હાર; કંઠી ]

ગળામાં નાખવાની વજનદાર બેડી; જંજીર; ભારે હાંસડી.

તોકલ પું૦ [અ૦ توکل 'તવક્કુલ' ('વકલ'=કોઈના ઉપર ભરોસો રાખી કામ સોંપી દેવું; (ખુદા ઉપર) –ના ઉપર આધાર રાખવો તે; –ના ઉપર ભરોસો કરવો તે (૨) ભરોસો; વિશ્વાસ (૩) [લા૦] અલાહમાં

શ્રદ્ધા રાખવી તે; અલ્લાહની ઇચ્છા-
ને તાબે રહેવું તે ]

ઈશ્વર પરની આસ્થા (૨) ઈશ્વર ઉપરનો ભરોસો કે વિશ્વાસ.

-લી વિ૦ [ અ૦ફા૦ توکلی 'તવક્કુલી' ('તવક્કુલ' + ફા૦ 'ઈ' = પ્રત્યય, ભાવવાચક નામ ઉપરથી વિશેષણ બનાવનાર ) = તોકલ ઉપર આધારિત; અલ્લાહ ઉપર આસ્થા અને તેની ઇચ્છાને સ્વાધીનપણા ઉપર આધારિત ]

તોકલવાળું; આસ્તિક (૨) ભોળું; ઉદાર; નિખાલસ.

તોકીર સ્ત્રી૦ [ અ૦ توقیر 'તૌકીર' ('વક્કર' = માન આપવું; -ના પ્રત્યે આદરભાવ ધરાવવો ) = માન આપવું તે; - ની પ્રતિષ્ઠાનો ખ્યાલ રાખવો તે (૨) આદર-ભાવ; પૂજ્યભાવ ]

માન; આબરૂ; ઇજ્જત; પ્રતિષ્ઠા; મોટાઈ.

તોખમ ન૦, સ્ત્રી૦ જુઓ 'તુખમ'

તોજી સ્ત્રી૦ [ અ૦ توجیہ 'તૌજીહ' ('વજહ' = આંકવું; સંધાન કરવું) ફા૦માં અર્થ = -નો હિસાબ આપવો તે; હિસાબનો પ્રબંધ (૨) કરવેરાની રકમ આંકવી તે; નાણાંની રકમ; લાભની આંકણી ]

વિઘોટી; સાંથ.

તોતાકહાણી સ્ત્રી૦ જુઓ 'તોતો' માં.

તોતાચશ્મી સ્ત્રી૦— ઉર્દૂ توتاچشمی

'તોતાચશ્મી' (ભા૦ફા૦ 'તોત:' : ઉર્દૂ 'તોતા' + 'ચશ્મ' = જુઓ 'ચશ્મ': એમ મળીને ઉર્દૂમાં 'તોતા ચશ્મ' = પોપટની માફક આંખ ફેરવનાર (૨) [લા૦] બેવફા; નિમકહરામ + 'ઈ' = પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર ) = પોપટની પેઠે આંખ ફેરવવી તે (૨) બેવફાઈ —

પોપટની પેઠે આંખ ફેરવવી તે; પોપટની આંખની જેમ ફરી બેસવું તે (૨) ફરી બેસવું તે; બદલાઈ જવું તે; સંબંધ તોડી નાખવો તે; બેવફાઈ.

તોતો પું૦ [ ફા૦ توتی (તૂતી) ઉપરથી અ૦ક૦ طوطی (તૂતી) = જુઓ 'તૂતી' ]

નોંધ. — એ ઉપરથી ઉર્દૂમાં નર જાતિમાં 'તોતા' થાય છે અને તે ઉપરથી ગુજરાતીમાં.

પોપટ.

"એક મોલવીએ **તોતાને** પાળ્યો."
૮. ૧૦૦ વા.ભા. ૪ (ગુ-ફા-અ૦કો૦ )

—તાકહાણી સ્ત્રી૦ — ભા૦ફા૦ 'તોત:': ઉર્દૂ 'તોતા' + ગુ૦ 'કહાણી'—

પોપટની પેઠે શીખવ્યું કહી જવું તે કે તેમ કહેલી વાત.

તોદરી સ્ત્રી૦ [ ફા૦ توذری (તૂદરી) = ઈરાનમાં થતો એક જાતનો ફૂલવાળો છોડ ]

દીવાલ ઉપર ઊગતું એક જાતનું ફૂલ.

તોપ સ્ત્રી૦ [ તુ૦ توپ (ઈ૦ઉ૦ 'તૂપ'): (ભા૦ઉ૦ 'તોપ') = દારૂગોળો ફેંકવાનું સાધન]

દારૂગોળો ફેંકવાનું સાધન (૨) [લા૦] ખોટી મોટી વાત; મોટી ગપ; ગપગોળો (૩) [લા૦] બહુ જ જાડો માણસ.

"**તોપ**ને મોઢે મૂકવું."

(કહેવત)

૦ખાનું ન૦ [તુ૦ ફા૦ توپخانه ઈ૦ઉ૦ 'તૂપ-ખ઼ાનઃ' : ભા૦ઉ૦ 'તોપ-ખ઼ાનઃ' ('તૂપ' કે 'તોપ' + 'ખ઼ાનઃ' = પ્રત્યય, સ્થળ-વાચક)=તોપો રાખવાનું સ્થાન]

તોપ તથા તેનો સરંજામ રાખવાની જગા; તોપ અને તેનો સરંજામ.

ગોળો પું૦—'તોપ'+ گوله (ઈ૦ઉ૦ 'ગૂલઃ'): (ભા૦ઉ૦ 'ગોલઃ') = ફા૦ 'ગુલૂલઃ'નું ટૂંકું રૂપ= ગોળો—

**નોંધ.**—ઈરાની ફારસીમાં 'ગૂલએ તૂપ' અને ભા૦ફા૦માં 'ગોલએ તોપ' શબ્દસમૂહ એ અર્થમાં વપરાય છે; પરંતુ ઉર્દૂ તેમ જ હિન્દીમાં ઉપરનો શબ્દ-સમૂહ નથી : એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

તોપનો ગોળો (૨) [લા૦] મોટી ગપ.

૦ચી પું૦ [તુ૦ توپچی ઈ૦ઉ૦ 'તૂપચી' : ભા૦ઉ૦ 'તોપચી' ('તૂપ' કે 'તોપ' + 'ચી' = તુર્કી પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવનાર) = તોપ ફોડનારો માણસ; તોપમાંથી ગોળા માર-નાર માણસ; ગોલંદાજ ]

તોપ ફોડનારો માણસ; તોપ-માંથી ગોળા મારનાર માણસ; ગોલંદાજ (૨) [લા૦] અફવા ઉડાવનાર માણસ; ગપ્પી માણસ; ગપાટી.

તોફા પું૦ [ અ૦ تحفه 'તુહ્‌ફઃ' ('તહ્‌ફ'=કીમતી વસ્તુ ભેટ આપવી તે; કોઈને ભેટ અપાય એવી ઉત્તમ કીમતી વસ્તુ; ભેટ (૨) વિરલ ચીજ; અનોખી વસ્તુ; દુષ્પ્રાપ્ય ચીજ ]

ભેટ; ઉપહાર.

**નોંધ.**—ઉર્દૂમાં ઉપરના ઉપરાંત એના અર્થ થાય છે સાફ; સુંદર; ઉત્તમ; અનોખું; અસામાન્ય : તે ઉપરથી ગુજરાતીમાં.

વિ૦ સારું; સુંદર; ઉત્તમ; કીમતી.

"બીજાના હાથમાં નાની પણ **તોફા** બંદૂક આવી રહી હતી."

અં૦ન૦ગ૦ (ગુ–કા–અ૦કો૦)

**તોફાન** ન૦ [અ૦ગ્રી૦ طوفان 'તૂફાન' ('તાફ' = -ના ઉપર ફરવું; પરિભ્રમણ કરવું; પ્રદક્ષિણા કરવી; ઊભરાઈ જવુ)=ધોધમાર વરસાદ; ભારે વરસાદ (૨) હોનારત ઉત્પન્ન કરે એટલું જમીનમાંથી બહાર આવતું પાણી; રેલ; ભરતી; પ્રચંડ પૂર (૩) [લા૦] કોઈ પણ વધારે પડતી વસ્તુ; વાવાઝોડું; આંધી]

ઉદ્ધત વર્તન; અશાંત વર્તન; ધમ્માચકડી; ધમસાણ; બખેડો; ધિંગાણું; મસ્તી; ધાંધલ (૨) લડાઈ; મારામારી (૩) ભાંગફોડ; કૂદાકૂદ; દોડાદોડી; અજંપો (૪) [લા૦] વાવાઝોડું; વંટોળિયો.

"કિનારે જઈને પણ મારે
તો છે અસ્તિત્વ ખોવાનું,
સમંદરમાં મને **તોફાન** તું
મિથ્યા ડૂબાડે છે."
બરકત વીરાણી, 'માનસર', પૃ. ૩૧

**-ની** વિ૦ [અ૦ ગ્રી૦ ફા૦ طوفانی 'તૂફાની' ('તૂફાન' + ફા૦ 'ઈ' = પ્રત્યય, નામ ઉપરથી સંબંધવાચક વિશેષણ બનાવનાર)=તોફાનને લગતું; ઉગ્ર; પ્રચંડ; ધાંધલિયું; ખળભળાટ મચાવનારું]

તોફાન કરનારું; મસ્તીખોર; મારામારી કે કજિયા કરનાર (૨) ખટપટી.

"થઈ શરૂ જીવન-કથા
શૈશવના પ્રાતઃકાલથી,
આવતાં મધ્યાહ્ન **તોફાની**
જવાની થઈ ગઈ."
અંબાલાલ ડાયર, 'નજરાણું', પૃ. ૬૭

**તોફારી** વિ૦ [અ૦ تفاریق (તફારીક) = જુઓ 'તફારીક']

ભેળસેળિયું; પરચૂરણ; ફુટકળ.

**તોફે** વિ૦ [જુઓ 'તોફા']

ઉમદા; અસાધારણ; ઉત્તમ.

**તોફો** પું૦ [જુઓ 'તોફા']
ભેટ; ઉપહાર.

**તોબરો** પું૦ [ફા૦ توبرہ (ઈ૦ઉ૦ 'તૂબરઃ'): (ભા૦ઉ૦ 'તોબરઃ') =ઘોડાને ચંદી ખવડાવવાની ચામડાની કોથળી]

ઘોડાને ચંદી ખવડાવવાની ચામડાની કોથળી (૨) [લા૦] રીસથી ચડેલું મોં.

"તોબરો ચડાવો એટલે હણહણાટ થશે."=લાંચરિશવત આપી એનું કંઈ કરો એટલે બડબડશે નહિ.

**તોબા** અ૦ સ્રી૦ [અ૦ توبہ 'તૌબઃ' ('તાબ'=ખરાબ કામ કરવાથી દૂર રહેવું; પાપ કરવામાંથી મુક્ત રહેવું; પશ્ચાત્તાપ કરવો)=પશ્ચાત્તાપ; પસ્તાવો]

પસ્તાવાનો શબ્દ; પસ્તાવો; પશ્ચાત્તાપ (૨) માફીને માટે કરેલી અરજ.

" રૂડી રાત્રિને સવાર સાંજ
છે નક્કી જો,
પડે તાપ જ બપોરે **તોબા**
તે થકી જો."
નવલરામ

અ૦ હવે હદ થઈ એવો અર્થ બતાવતો ત્રાસ કે કંટાળાનો ઉદ્ગાર જેવો કે હાય.

" તારાથી તો તોબા " = તેં તો પજવવામાં કસર ન રાખી.

૦ખત ન૦ — ' તોબા ' + અ૦ خط (ખ઼ત્ત)=જુઓ 'ખત' —
**નોંધ.** — આ શબ્દ ફારસી તેમ જ ઉર્દૂમાં વપરાતો નથી; એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

માફીપત્ર (૨) જોરજુલમથી કે બળજબરીથી લખાવી લીધેલું ખત.

" દયા પ્રીતમ મને કાયર કરીને **તોબાખત** લખાવ્યું."
દયારામ

૦હ પું૦—અ૦ توبه (તૌબઃ)=જુઓ ' તોબા ' —

" જીગર અશરાફ આ મ્હારે
ખતા તુ જ માફ કીધી છે,
હવે **તોબાહ** સદા કરજે,
ખુદા માફી તને બખ્શે."
કલાપી

તોર(તો) પું૦ [અ૦ طور (તૌર)=ઢંગ; પદ્ધતિ; રીત (૨) [લા૦] મિજાજ; અહંકાર ]

આવેશ; ઉત્સાહ.

" કઠણ અમદાવાદ.
બડાઈ કર તું તારી,
નાણાંનો છે **તોર** લીધાં નથી
જખમો ભારી."
(ભ૦ગો૦મં૦)

" ના! ના! શા સારુ! સાહેબ જરા જુદા **તોર**માં આવીને બોલી ઊઠ્યા."
મેઘાણી, 'માણસાઈના દીવા', પૃ. ૪૨

તોરાત ન૦ [ હિબ્રૂ تورات (તૌરાત) =હજરત મૂસા (અલ.) ઉપર અલ્લાહ તરફથી ઊતરેલું ધર્મ-પુસ્તક; યહૂદીઓનું ધર્મપુસ્તક; બાઇબલનો 'જૂનો કરાર' (Old Testament ) ]
**નોંધ.**— તોરાત અને ઇંજીલ–નવો કરાર ( New Testament ) મળીને આખું બાઇબલ થાય છે.

યહૂદીઓનું ધર્મપુસ્તક; બાઇબલનો જૂનો કરાર.

" વળી પેગંબર સાહેબે યાહૂદી લોકોનું **તોરાત** કબુલ રાખ્યું છે, અને આદમ, નુહ, મુસા વગેરેનો પેગંબરી દાવો મંજુર ગણેલો છે."
ક૦ઘે૦ (ગુ–ફા–અ૦કો૦)

તોરાવાળો પું૦ જુઓ 'તૂરાવાળો'

તોફાન ન૦ [અ૦ગ્રી૦ طوفان 'તૂફાન' ('તાફ' = –ના ઉપર ફરવું; પરિભ્રમણ કરવું; પ્રદક્ષિણા કરવી; ઊભરાઈ જવું)=ધોધમાર વરસાદ; ભારે વરસાદ (૨) હોનારત ઉત્પન્ન કરે એટલું જમીનમાંથી બહાર આવતું પાણી; રેલ; ભરતી; પ્રચંડ પૂર (૩) [લા૦] કોઈ પણ વધારે પડતી વસ્તુ; વાવાઝોડું; આંધી]

ઉદ્ધત વર્તન; અશાંત વર્તન; ધમ્માચકડી; ધમસાણ; બખેડો; ધિંગાણું; મસ્તી; ધાંધલ (૨) લડાઈ; મારામારી (૩) ભાંગફોડ; કૂદાકૂદ; દોડાદોડી; અજંપો (૪) [લા૦] વાવાઝોડું; વંટોળિયો.

"કિનારે જઈને પણ મારે
તો છે અસ્તિત્વ ખોવાનું,
સમંદરમાં મને **તોફાન** તું
મિથ્યા ડૂબાડે છે."
બરકત વીરાણી, 'માનસર', પૃ. ૩૧

–ની વિ૦ [અ૦ ગ્રી૦ ફા૦ طوفانی 'તૂફાની' ('તૂફાન' + ફા૦ 'ઈ' = પ્રત્યય, નામ ઉપરથી સંબંધવાચક વિશેષણ બનાવનાર)=તોફાનને લગતું; ઉગ્ર; પ્રચંડ; ધાંધલિયું; ખળભળાટ મચાવનારું]

તોફાન કરનારું; મસ્તીખોર; મારામારી કે કજિયા કરનાર (૨) ખટપટી.

"થઈ શરૂ જીવન-કથા
શૈશવના પ્રાતઃકાલથી,
આવતાં મધ્યાહ્ન **તોફાની**
જવાની થઈ ગઈ."
અંબાલાલ ડાયર, 'નજરાણું', પૃ. ૬૭

તોફારી વિ૦ [અ૦ تفاریق (તફારીક) = જુઓ 'તફારીક']

ભેળસેળિયું; પરચૂરણ; ફુટકળ.

તોફે વિ૦ [જુઓ 'તોફા']

ઉમદા; અસાધારણ; ઉત્તમ.

તોફો પું૦ [જુઓ 'તોફા']
ભેટ; ઉપહાર.

તોબરો પું૦ [ફા૦ توبره (ઈ૦ઉ૦ 'તૂબરઃ'): (ભા૦ઉ૦ 'તોબરઃ') =ઘોડાને ચંદી ખવડાવવાની ચામડાની કોથળી]

ઘોડાને ચંદી ખવડાવવાની ચામડાની કોથળી (૨) [લા૦] રીસથી ચડેલું મોં.

"તોબરો ચડાવો એટલે હણહણાટ થશે."=લાંચરિશવત આપી એનું કંઈ કરો એટલે બડબડશે નહિ.

તોબા અ૦ સ્ત્રી૦ [અ૦ توبه 'તૌબઃ' ('તાબ'=ખરાબ કામ કરવાથી દૂર રહેવું; પાપ કરવામાંથી મુક્ત રહેવું; પશ્ચાત્તાપ કરવો)=પશ્ચાત્તાપ; પસ્તાવો]

પસ્તાવાનો શબ્દ; પસ્તાવો; પશ્ચાત્તાપ (૨) માફીને માટે કરેલી અરજ.

"રૂડી રાત્રિને સવાર સાંજ
છે નક્કી જો,
પડે તાપ જ બપોરે **તોબા**
તે થકી જો."
નવલરામ

અ૦ હવે હદ થઈ એવો અર્થ બતાવતો ત્રાસ કે કંટાળાનો ઉદ્‌ગાર જેવો કે હાય.

"તારાથી તો તોબા" = તેં તો પજવવામાં કસર ન રાખી.

૦ખત ન૦—'તોબા'+અ૦ خط (ખ઼ત઼)=જુઓ 'ખત'—

**નોંધ.**—આ શબ્દ ફારસી તેમ જ ઉર્દૂમાં વપરાતો નથી; એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

માફીપત્ર (૨) જોરજુલમથી કે બળજબરીથી લખાવી લીધેલું ખત.

"દયા પ્રીતમ મને કાયર કરીને **તોબાખત** લખાવ્યું."
દયારામ

૦હ પું૦—અ૦ توبة (તૌબઃ)=જુઓ 'તોબા'—

"જીગર અશરાફ આ મ્હારે
ખતા તુ જ માફ કીધી છે,
હવે **તોબાહ** સદા કરજે,
ખુદા માફી તને બખ્શે."
કલાપી

તોર(તો) પું૦ [અ૦ طور (તૌર)=ઢંગ; પદ્ધતિ; રીત (૨) [લા૦] મિજાજ; અહંકાર ]

આવેશ; ઉત્સાહ.

"કઠણ અમદાવાદ.
બડાઈ કર તું તારી,
નાણાંનો છે **તોર** લીધાં નથી
જખમો ભારી."
(ભ૦ગો૦મં૦)

"ના! ના! શા સારુ! સાહેબ જરા જુદા **તોર**માં આવીને બોલી ઊઠ્યા."
મેઘાણી, 'માણસાઈના દીવા', પૃ. ૪૨

તોરાત ન૦ [હિબ્રૂ توراة (તૌરાત) =હજરત મૂસા (અલ.) ઉપર અલ્લાહ તરફથી ઊતરેલું ધર્મ-પુસ્તક; યહૂદીઓનું ધર્મપુસ્તક; બાઇબલનો 'જૂનો કરાર' (Old Testament)]

**નોંધ.**—તોરાત અને ઇંજીલ-નવો કરાર (New Testament) મળીને આખું બાઇબલ થાય છે.

યહૂદીઓનું ધર્મપુસ્તક; બાઇબલનો જૂનો કરાર.

"વળી પેગંબર સાહેબે યાહૂદી લોકોનું **તોરાત** કબુલ રાખ્યું છે, અને આદમ, નુહ, મુસા વગેરેનો પેગંબરી દાવો મંજુર ગણેલો છે."
ક૦ઘે૦ (ગુ-ફા-અ૦કો૦)

તોરાવાળો પું૦ જુઓ 'તૂરાવાળો'

તોરી(તો) વિ૦—અ૦ طور (તૌર) =જુઓ 'તોર' + ગુ૦ 'ઈ'— તોરવાળું; મિજાજી.

સ્ત્રી૦ તોર; મિજાજ (૨) રીસ; ઝાંઝ

તોરીલું (તો) વિ૦—અ૦ طور (તૌર) = જુઓ 'તોર': એ ઉપરથી ગુજરાતીમાં—

તોરી; મિજાજી.

તોરો પું૦ [અ૦ طره (તુર્રઃ)=કપાળ ઉપર શૃંગાર માટે રાખવામાં આવતા વાળ; વાળની લટ; વાળનું જુલફું (૨) પાઘડીમાં લગાવવાનો ગુચ્છો; કલગી]

છોગું; પાલવ; શિરપેચ (૨) પાઘડીનો કસબ (૩) લબડતો રહે તેમ પાઘડીમાં ખોસવાનો ફૂલનો ટૂંકો હારડો (૪) ફૂલનો ગોટો-કલગી.

તોરો(તો) પું૦—અ૦ طور (તૌર) = જુઓ 'તોર': એ ઉપરથી ગુજરાતીમાં—

મિજાજ; દમામ.

તોલદાર વિ૦—ગુ૦ 'તોલ'+ફા૦ دار (દાર) = પ્રત્યય, કર્તૃવાચક વિશેષણ બનાવનાર—

વજન પડતું હોય એવું; વક્કરવાળું મોભાદાર (૨) ચલણવાળું (૩) લાયક; યોગ્ય (૪) કીમતી.

તોશાખાનું ન૦[મૂળ ફા૦ توشک خانه 'તૂશક-ખાનઃ' ('તૂશક' = સૂવા માટેની સાદડી; બિછાનું; ગાદલું+ખાનઃ = પ્રત્યય, સ્થળ-વાચક) =પહેરવાનાં વસ્ત્ર વગેરે રાખવાની જગ્યા; પોશાક મૂકવાની ઓરડી; વ્યક્તિનો અંગત વસ્ત્ર-ભંડાર (૨) ઘરનાં વસ્ત્રો વગેરે રાખવાનો ઓરડો: એ ઉપરથી ભા૦ફા૦માં توشه خانه (તોશઃ-ખાનઃ)]

નોંધ.—ભા૦ફા૦ ઉપરથી ઉર્દૂમાં 'તોશઃ-ખાનઃ' શબ્દ વપરાય છે: તે ઉપરથી ગુજરાતીમાં.

સામાન મૂકવાની જગ્યા; ભંડાર; કોઠાર.

"**તોશાખાના** ને ખજાના ભરેલા છે."

૮.૧૦૦ વા.ભા. ૪ (ગુ–ફા–અ૦કો૦)

તોસદાન ન૦ [ફા૦ توشه دان ઈ૦ ઉ૦ 'તૂશઃ-દાન': ભા૦ ઉ૦ 'તોશઃ-દાન' ઉપરથી توشدان 'તૂશ-દાન' કે 'તોશ-દાન' ('તૂશઃ' કે 'તૂશ' કે 'તોશઃ' કે 'તોશ' = મુસાફરીમાં લેવાનું સીધું; સાધન સામગ્રી; જીવનનિર્વાહની ચીજો

+'દાન' = પ્રત્યય, પાત્રવાચક) = સફર માટે ખોરાક રાખવાનું વાસણ; મુસાફરીમાં ભાથું રાખવાનો થેલો (૨) ખિસ્સામાં રાખવાનો બટવો; નાનાં હાથ-ઓજાર રાખવાનું ચામડાનું પાકીટ (૩) વાંસે બાંધીને ઉપાડવાનો ચામડા કે કેનવાસનો થેલો (ખાસ કરીને સૈનિકનો)]

[લા૦] વધારાનો દારૂગોળો રાખવાની સૈનિકની ખલેચી (૨) કારતૂસ રાખવાની કોથળી (૩) દફતર; જોસતાન.

તોસ્તાન ન૦ [જુઓ 'તોસદાન']

[લા૦] કોઈ પણ મોટી-તોતિંગ ચીજ.

તૌફીક સ્ત્રી૦ [અ૦ توفیق 'તૌફીક' ('વફ્ફક'=બંધબેસતું બનાવવું; અનુકૂળ બનાવવું; યોગ્ય બનાવવું) = માફક કરવું તે; કોઈને કામમાં મદદ કરવી તે; કોઈ કામમાં (અલ્લાહની) મદદ મળવી તે; પરિસ્થિતિને અનુકૂળ બાબત બનાવવી તે (૨) મહેરબાની; કૃપાદૃષ્ટિ; સદ્ભાવ]

નોંધ.—ઉર્દૂમાં ઉપરના ઉપરાંત એના અર્થ થાય છે બળ; શક્તિ: એ ઉપરથી ગુજરાતીમાં.

બળ; શક્તિ; સામર્થ્ય (૨) બળબુદ્ધિ.

તૌરાત મ૦ જુઓ 'તોરાત'

તૌહીદ સ્ત્રી૦ [અ૦ توحید 'તૌહીદ' ('વહ્હદ'=એક સમાન કરવું)= એક માનવું તે; એક તરીકે ઓળખવું તે; એમ માનવું કે 'અલ્લાહ એક છે']

અલ્લાહ એક છે એમ માનવું તે; (અલ્લાહનું) એકપણું (૨) એકેશ્વરવાદ.

ત્રાજવું ન૦ [ફા૦ ترازو (તરાઝૂ)= તોલવાનું સાધન; માપવાનું ઓજાર; કાંટો]

જોખવાનું બે પલ્લાવાળું સાધન.

"અદાલતોનું ચિહ્ન **ત્રાજવું** છે." (ભ૦ ગો૦ મં૦)

ત્રાજૂડું—'ત્રાજવું' ઉપરથી ગુજરાતીમાં: એ માટે જુઓ 'ત્રાજવું'+ગુ૦ 'ડું'= પ્રત્યય, તુચ્છતાદર્શક—

જોખવાનું બે પલ્લાવાળું સાધન; ત્રાજવું; કાંટો.

-ડી સ્ત્રી૦ — 'ત્રાજવું' ઉપરથી ગુજરાતીમાં: એ માટે જુઓ 'ત્રાજવું'+ગુ૦ 'ડી'=પ્રત્યય, લઘુતાવાચક —

નાનું ત્રાજવું.

ત્રીમત્રાક પા૦ ગુ૦ [ફા૦ طمطراق (તુમ્-તુરાક)=ઠાઠ; શાનોશોકત; જુઓ 'તરીમતરાક']

ટાપટીપવાળું.

થડબંધી સ્ત્રી૦—ગુ૦ ‘થડ’+ ફા૦ بند (બંદ)=પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવનાર—

**નોંધ.**—ફારસીમાંથી ગુજરાતીમાં આવેલા ‘કલમબંદી’, ‘જમાબંદી’ જેવા શબ્દોના સાદૃશ્યે એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

ઝાડ દીઠ લેવાનો કર.

થાણેદાર પું૦—ગુ૦ ‘થાણું’ + ફા૦ دار (દાર)=પ્રત્યય, ‘વાળું’ અર્થસૂચક—

થાણાનો અમલદાર; થાણું સાચવનાર અમલદાર; થાણદાર.

-રી સ્ત્રી૦—‘થાણેદાર’+ગુ૦ ‘ઈ’—

થાણદારનું કામ—હોદ્દો.

થૂંકદાની સ્ત્રી૦—ગુ૦ ‘થૂંક’ + ફા૦ ‘દાન’=પ્રત્યય, પાત્રવાચક—

**નોંધ.**—ફારસીમાં વપરાતા ‘ઇત્ર-દાન’, ‘કલમ-દાન’, ‘ચાય-દાન’ વગેરે શબ્દોના સાદૃશ્યે ઉર્દૂમાં બનેલા ‘પાન-દાન’, ‘પિક-દાન’ વગેરે ઉપરથી ગુજરાતીમાં બનેલા ‘પાનદાની’, ‘પિકદાની’ વગેરેના સાદૃશ્યે એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

થૂંક વગેરે ઝીલવાનું પાત્ર.

દખમું ન૦ [ફા૦ دخمہ (દખ્મહ્)=જરથોસ્તીઓમાં શબ ઠેકાણે પાડવાનું સ્થળ; મોટા ગોળાકાર મકાન જેવું પથ્થરનું બનાવેલું બાંધકામ જે ઉપર જરથોસ્તીઓ તેમના મુડદાને મૂકે છે]

**નોંધ.**—જમીનથી થોડાં પગથિયાંની ઊંચાઈએ લોઢાના દરવાજાની અંદર જતાં પથ્થરનો ગોળાકાર ઓટો હોય છે તેના મધ્ય ભાગમાં ગોળાકાર કૂવો હોય છે.

પારસીઓનાં શબને ઠેકાણે પાડવાનું સ્થળ.

“ મસાણ, **દખમું** નામ છે
ત્રીજું કબરસ્તાન,
જોતાં શોકાતુર કરે,
નહિ મસ્તાની તાન”

ક૦દ૦ડા૦ (ગુ-ફા૦-અંકો૦)

દખલ સ્ત્રી૦ [અ૦ دخل (દખ્લ) =સંબંધ (૨) [લા૦] દરમિયાનગીરી કરવી તે; વચ્ચે પડવું તે; હસ્તક્ષેપ]

**નોંધ.**—ઉર્દૂ તથા હિંદીમાં ઉપરના ઉપરાંત તેના અર્થ થાય છે કબજો; અધિકાર: તે ઉપરથી ગુજરાતીમાં.

દરમિયાનગીરી કરવી તે; વચ્ચે પડવું તે; આડખીલી; નડતર; પજવણી; હેરાનગતિ; હસ્તક્ષેપ (૨) કબજો કરવો તે; અધિકાર જમાવવો તે.

“ શેઠને કોઈ **દખલ** ન થાય એવી અરજ કરી.”

પૃ. ૧૦૦ વા.ભા. ૪ (ગુ-ફા-અંકો૦)

૦ગીરી સ્ત્રી૦ — ‘ દખલ ’ ઉપરથી ગુજરાતીમાં.

નોંધ.—ફા૦ ‘ કાર-ગર ’ ઉપરથી ફા૦ ‘કાર-ગરી’ ઉપરથી ગુજરાતીમાં ‘ કારીગરી ’, ફા૦ ‘ જાદૂ-ગર ’ ઉપરથી ફા૦ ‘ જાદૂ-ગરી ’ ઉપરથી ગુજરાતીમાં ‘ જાદૂગીરી ’ અને અ૦ફા૦ સોદા-ગર ઉપરથી અ૦ફા૦ ફા૦ સોદા-ગરી ઉપરથી ગુજરાતીમાં સોદાગ(–ગી)રી એવા શબ્દોના સાદૃશ્યે ‘દખલ’ ઉપરથી ‘દખલ-ગીરી’ ગુજરાતીમાં ઘડાયેલો છે.

કોઈ કામ કરનારની આડે આવવું તે; આડખીલી રૂપ થવું તે.

૦લિયું વિ૦ — ‘ દખલ ’ ઉપરથી ગુજરાતીમાં—

દખલ કરનારું; દખલ કરે એવું; પંચાતિયું.

દગદગો પું૦ [ ફા૦ دغدغہ ( દગ્દગ: )= સંશય (૨) વસવસો; ભીતિ; ડર (૩) મનની અસ્વસ્થ સ્થિતિ; મનની મૂંઝવણ ]

શક; શંકા; વહેમ; વસવસો (૨) આનાકાની.

દગલબાજ વિ૦ [ ફા૦ ફા૦ دغلباز ‘દગલ-બાઝ’ (‘દગલ’=છેતરામણી; છળકપટ; લુચ્ચાઈ; ઠગાઈ; વિશ્વાસઘાત+‘ બાઝ ’= પ્રત્યય, કર્તૃવાચક વિશેષણ બનાવનાર ) =ઠગાઈ ખેલનાર; છળકપટ ખેલનાર; છેતરપિંડી કરનાર (૨) કપટી; પ્રપંચી ]

કપટી; આમ કહે ને તેમ કરે એવું પ્રપંચી; ઠગાઈ કરનાર; વિશ્વાસઘાતી.

“ ધરછે રાજ સમાજમાં,
લાજ આજ ને આજ;
કાજ કરે પતરાજથી,
**દગલબાજ** શિરતાજ.”
ક૦દ૦ડા૦ ( ગુ–ફા૦–અ૦ કો૦ )

–જી સ્ત્રી૦ — ‘ દગલબાજ ’ ઉપરથી ગુજરાતીમાં—

દગો; કપટ; કહેવું કંઈ અને કરવું બીજું એવું વિપરીત વર્તન; ઠગાઈ; વિશ્વાસઘાત.

“અરે! શાને **દગલબાજી** પ્રીયા!
મુજથી કરી કહને,
પ્રણયની લઈ ધ્વજા હસ્તે વચનથી
કાં ફરી કહેને.”
( ગઝલે રંજુર, પૃ. ૬૦ )

દગાળુ વિ૦—ફા૦ دغا (દગા) ઉપરથી ગુજરાતીમાં: એ માટે જુઓ ‘ દગો ’—

દગાવાળું; દગલબાજ.

દગો પું૦ [ ફા૦ دغا ( દગા )= છળ; કપટ; વિશ્વાસઘાત ]

કહેવું કંઈ ને કરવું બીજું તે; ઠગબાજી; છળ; કપટ (૨) વિશ્વાસઘાત.

“**દગો** કોઈનો સગો નથી.”
( કહેવત )

–ગાખોર વિ૦—ફા૦ ‘ દગા ’+ફા૦ خور ( ખોર ) = પ્રત્યય, કર્તૃ-વાચક નામ બનાવ

થડબંધી સ્ત્રી૦—ગુ૦ 'થડ' + ફા૰ بند (બંદ)=પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવનાર—

નોંધ.—ફારસીમાંથી ગુજરાતીમાં આવેલા 'કલમબંદી', 'જમાબંદી' જેવા શબ્દોના સાદશ્યે એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

ઝાડ દીઠ લેવાનો કર.

થાણેદાર પું૦—ગુ૦ 'થાણું' + ફા૦ دار (દાર)=પ્રત્યય, 'વાળું' અર્થસૂચક—

થાણાનો અમલદાર; થાણું સાચવનાર અમલદાર; થાણદાર.

-રી સ્ત્રી૦—'થાણેદાર' + ગુ૦ 'ઈ'—

થાણદારનું કામ-હોદ્દો.

થૂંકદાની સ્ત્રી૦—ગુ૦ 'થૂંક' + ફા૦ 'દાન'=પ્રત્યય, પાત્રવાચક—

નોંધ.—ફારસીમાં વપરાતા 'ઇત્ર-દાન', 'કલમ-દાન', 'ચાય-દાન' વગેરે શબ્દોના સાદશ્યે ઉર્દૂમાં બનેલા 'પાન-દાન', 'પિક-દાન' વગેરે ઉપરથી ગુજરાતીમાં બનેલા 'પાનદાની', 'પિકદાની' વગેરેના સાદશ્યે એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

થૂંક વગેરે ઝીલવાનું પાત્ર.

દખમું ન૦ [ફા૦ دخمه (દખ્મ:) =જરથોસ્તીઓમાં શબ ઠેકાણે પાડવાનું સ્થળ; મોટા ગોળાકાર મકાન જેવું પથ્થરનું બનાવેલું બાંધકામ જે ઉપર જરથોસ્તીઓ તેમના મુડદાને મૂકે છે]

નોંધ.—જમીનથી થોડાં પગથિયાંની ઊંચાઈએ લોઢાના દરવાજાની અંદર જતાં પથ્થરનો ગોળાકાર ઓટો હોય છે તેના મધ્ય ભાગમાં ગોળાકાર કૂવો હોય છે.

પારસીઓનાં શબને ઠેકાણે પાડવાનું સ્થળ.

"મસાણ, **દખમું** નામ છે
ત્રીજું કબરસ્તાન,
જોતાં શોકાતુર કરે,
નહિ મસ્તાની તાન."

ક૦દ૦ડા૦ (ગુ-ફા૦-અ૦કો૦)

દખલ સ્ત્રી૦ [અ૦ دخل (દખ્લ) =સંબંધ (૨) [લા૦] દરમિયાનગીરી કરવી તે; વચ્ચે પડવું તે; હસ્તક્ષેપ]

નોંધ.—ઉર્દૂ તથા હિંદીમાં ઉપરના ઉપરાંત તેના અર્થ થાય છે કબજો; અધિકાર: તે ઉપરથી ગુજરાતીમાં.

દરમિયાનગીરી કરવી તે; વચ્ચે પડવું તે; આડખીલી; નડતર; પજવણી; હેરાનગતિ; હસ્તક્ષેપ (૨) કબજો કરવો તે; અધિકાર જમાવવો તે.

"શેઠને કોઈ **દખલ** ન થાય એવી અરજ કરી."

પૃ. ૧૦૦ વા.સા. ૪ (ગુ-ફા-અ૦કો૦)

૦ગીરી સ્ત્રી૦ — 'દખલ' ઉપરથી ગુજરાતીમાં.

નોંધ.—ફા૦ 'કાર-ગર' ઉપરથી ફા૦ 'કાર-ગરી' ઉપરથી ગુજરાતીમાં 'કારીગરી', ફા૦ 'જાદૂ-ગર' ઉપરથી ફા૦ 'જાદૂ-ગરી' ઉપરથી ગુજરાતીમાં 'જાદૂગીરી' અને અ૦ફા૦ સોદા-ગર ઉપરથી અ૦ફા૦ ફા૦ સોદા-ગરી ઉપરથી ગુજરાતીમાં સોદાગ(-ગી)રી એવા શબ્દોના સાદૃશ્યે 'દખલ' ઉપરથી 'દખલ-ગીરી' ગુજરાતીમાં ઘડાયેલો છે.

કોઈ કામ કરનારની આડે આવવું તે; આડખીલી રૂપ થવું તે.

૦લિયું વિ૦ — 'દખલ' ઉપરથી ગુજરાતીમાં—

દખલ કરનારું; દખલ કરે એવું; પંચાતિયું.

દગદગો પું૦ [ફા૦ دغدغه (દગ઼દગ઼:) = સંશય (૨) વસવસો; ભીતિ; ડર (૩) મનની અસ્વસ્થ સ્થિતિ; મનની મૂંઝવણ]

શક; શંકા; વહેમ; વસવસો (૨) આનાકાની.

દગલબાજ વિ૦ [ફા૦ ફા૦ دغلباز 'દગ઼લ-બાઝ' ('દગ઼લ'=છેતરામણી; છળકપટ; લુચ્ચાઈ; ઠગાઈ; વિશ્વાસઘાત + 'બાઝ' = પ્રત્યય, કર્તૃવાચક વિશેષણ બનાવનાર) = ઠગાઈ ખેલનાર; છળકપટ ખેલનાર; છેતરપિંડી કરનાર (૨) કપટી; પ્રપંચી]

કપટી; આમ કહે ને તેમ કરે એવું પ્રપંચી; ઠગાઈ કરનાર; વિશ્વાસઘાતી.

"પ્રચ્છે રાજ સમાજમાં,
લાજ આજ ને આજ;
કાજ કરે પતરાજથી,
**દગલબાજ** શિરતાજ."
ક૦દ૦ડા૦ (ગુ-ફા૦-અ૦ કો૦)

—જી સ્ત્રી૦ — 'દગલબાજ' ઉપરથી ગુજરાતીમાં—

દગો; કપટ; કહેવું કંઈ અને કરવું બીજું એવું વિપરીત વર્તન; ઠગાઈ; વિશ્વાસઘાત.

"અરે! શાને **દગલબાજી** પ્રીયા!
મુજથી કરી કહને,
પ્રણયની લઈ ધ્વજા હસ્તે વચનથી
કાં ફરી કહેને."
(ગઝલે રંજુર, પૃ. ૬૦)

દગાળુ વિ૦—ફા૦ دغا (દગ઼ા) ઉપરથી ગુજરાતીમાં: એ માટે જુઓ 'દગો'—

દગાવાળું; દગલબાજ.

દગો પું૦ [ફા૦ دغا (દગ઼ા) = છળ; કપટ; વિશ્વાસઘાત]

કહેવું કંઈ ને કરવું બીજું તે; ઠગબાજી; છળ; કપટ (૨) વિશ્વાસઘાત.

"**દગો** કોઈનો સગો નથી."
(કહેવત)

—ગાખોર વિ૦—ફા૦ 'દગ઼ા' + ફા૦ خور (ખોર) = પ્રત્યય, કર્તૃ-વાચક નામ બનાવનાર—

નોંધ.—ફારસી તેમ જ ઉર્દૂમાં આ શબ્દનો પ્રયોગ થતો નથી; 'આદમખોર', 'હરામખોર' જેવા ફારસીમાંથી ગુજરાતીમાં આવીને તેમાં પ્રચલિત થયેલા શબ્દોના સાદૃશ્યે એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

દગો કરનારું; કપટ કરનારું; ઠગ; કપટી.

"જો હું **દગો** રમું, તો તમે બાકી રહેલા મારા પર વેર લેજો."
મેઘાણી, 'માણસાઈના દીવા', પૃ. ૧૩

—ગાખોરી સ્ત્રી૦—'દગાખોર'+ પ્ર૦ 'ઈ'—

દગો કરવો તે; કહેવું કંઈ અને કરવું બીજું એવું વિપરીત વર્તન; ઠગાઈ; વિશ્વાસઘાત.

—ગાબાજ વિ૦ [ફા૦ دغاباز 'દગા-બાઝ' ('દગા'+'બાઝ'=પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવનાર)= દગો ખેલનારું; ઠગાઈ કરનારું (૨) ઠગ; કપટી; વિશ્વાસઘાતી]

દગો કરનાર; ઠગાઈ કરનારું; આમ કહે ને તેમ કરે એવું પ્રપંચી; કપટી; વિશ્વાસઘાતી.

"**દગાબાજ** પાંપણ પલકારા,
જીવન ક્ષણભંગુર,
પગ આગળ મન પાછળ ભાગે,
વાજીંતર બેસૂર."
ચતુર્ભુજ દોશી

—ગાબાજી સ્ત્રી૦ [ફા૦ دغابازی 'દગા-બાઝી' ('દગા-બાઝ'+'ઈ'=પ્રત્યય, વિશેષણ ઉપરથી ભાવવાચક નામ બનાવનાર)=દગો ખેલવો તે; દગો કરવો તે; ઠગાઈ; વિશ્વાસઘાત]

કહેવું કંઈ અને કરવું બીજું એવું વિપરીત વર્તન; ઠગાઈ; વિશ્વાસઘાત.

"કહીં તું જાય છે દોરી
**દગાબાજી** કરી કિસ્મત,
ભરોસે તેં લઈ શાને
આ હરરાજી કરી કિસ્મત."
મણિલાલ દ્વિવેદી, 'ગુજરાતની ગઝલો'.

દફણાવવું સ૦ક્રિ૦ જુઓ 'દફનાવવું'

દફતર ન૦ [અ૦ دفتر 'દફ્તર'= નોંધના કાગળનો જથ્થો; હિસાબ લખવા કાગળો બાંધીને બનાવેલો ચોપડો; દસ્તાવેજોનો બાંધેલો ચોપડો; ચોપડો; 'રજિસ્ટર'; તુમાર; હિસાબનાં કાગળિયાં (૨) જે ખાતામાં કારકુનો દફતર અથવા પત્રો લખવા બેસે તે (૩) કાર્યાલય]

કામકાજનાં કાગળિયાં; નોંધના કાગળોનો જથ્થો; ચોપડા વગેરે કે તેનો સંગ્રહ; હિસાબનો ચોપડો; 'રેકર્ડ' (૨) કાર્યાલય (૩) વિદ્યાર્થીની ચોપડીઓ રાખવાની થેલી; 'પાકીટ'.

"ગયા છીએ અમે ફેંદી
બધાં **દફતર** મહોબતનાં,
કિતાબો કંઈ ઉકેલી છે,
કિતાબી આદમી છઈએ."
અમૃત ઘાયલ, 'રંગ', પૃ. ૩૬

૦ખાનું ન૦ [અ૦ફા૦ دفترخانه 'દફ્તર-ખાનઃ' ('દફ્તર' +ફા૦ 'ખાનઃ'=પ્રત્યય, સ્થળવાચક)= સરકારી કાગળો રાખવા માટેનું સુરક્ષિત મકાન યા ખાતું; વિશેષે કરીને સાર્વજનિક બાબતોને લગતું કાર્યાલય; પેન્શન, દાન, પુરાણી ચીજો, લગ્ન, છૂટાછેડા વગેરે વિવિધ બાબતો નોંધવામાં આવે તે જગા; 'રેકર્ડ ઑફિસ']

દફતરો રાખવાની જગા.

૦દાર પું૦ [અ૦ફા૦ دفتردار 'દફ્તર-દાર' ('દફ્તર'+ફા૦ 'દાર'= પ્રત્યય, 'વાળુ' અર્થસૂચક તેમજ કર્તૃવાચક નામ બનાવનાર)= મુનીમ; વિત્તમંત્રી; સરકારી કાર્યાલયમાં દફતર સાચવનાર 'રજિસ્ટ્રાર']

**નોંધ.**—ભારતમાં બ્રિટિશ સત્તા દરમિયાન એ નામનો એક હોદ્દો હતો. દેશીઓ માટે તે ઘણો ઊંચો હોદ્દો ગણાતો હતો.

દફતરી કામ કરનારાઓનો ઉપરી અમલદાર (૨) જમાબંદીનો વહીવટદાર.

-દારી સ્ત્રી૦ [ફા૦ دفترداری 'દફ્તર-દારી' ('દફ્તર-દાર'+ફા૦ 'ઈ' = પ્રત્યય, સંબંધવાચક) = દફતરદારને લગતુ (૨) દફતરદારનું પદ (૩) દફતરદારના હોદ્દાને લગતા કામકાજનો વહીવટ; હિસાબના નિયમો અનુસાર દફતર લખવાનું અને સંભાળવાનું કાર્ય; મુનીમનું કામ]

દફતરદારનું પદ કે કામ.

૦નકલ સ્ત્રી૦—'દફતર'+અ૦ نقل (નક્લ)=જુઓ 'નકલ'—

દફતરની નકલ (૨) દફતર ખાતે રખાતી કોઈ ખત કે પત્ર વગેરેની નકલ 'ઑફિસકોપી'.

દફતરી વિ૦ [અ૦ફા૦ دفتری 'દફ્તરી' ('દફ્તર'=જુઓ 'દફતર'+ફા૦ 'ઈ'=પ્રત્યય, સંબંધવાચક) = દફતરને લગતું; કાર્યાલયને લગતું (૨) દફતર રાખનાર; દફતર સાચવનાર કે લખનાર માણસ]

દફતરને લગતું; કાર્યાલયને લગતું.

પું૦ દફતર લખનાર કે રાખનાર (૨) દફતરને લગતો હોદ્દો ધરાવનાર વ્યક્તિનાં વંશજોએ અપનાવેલી એક અટક.

દફન ન૦ [અ૦ دفن (દફ્ન) = જમીનમાં દાટવું તે]

મુડદાને દાટવું તે; ભૂમિદાહ.

"અરે! આત્માને શરીરની કબરમાં **દફન** કરીને રહેવું?"

નંદશંકર (ગુ–ઇં૦ડિં૦)

"આશા મરી છતાંય
હ્રદયમાં સદા રહી,
એ શબ હતું કદી જે
**દફન** થઈ શક્યું નહીં."

બરકત વીરાણી, 'માનસર', પૃ. ૯૮

–નાવવું સ૦ક્રિ૦—'દફ્ન' ઉપરથી ગુજરાતીમાં—

ખોદીને જમીનમાં દાટવું.

દફાલી પું૰— دف (દફ) ઉપરથી ગુજરાતીમાં—

જે ડફ નામનું વાજું અબદાલી વગાડે છે તે.

દફે વિ૰ (૧) دفع (દફ્અ)=વાળવું તે; દૂર કરવું તે; હઠાવવું તે; ધકેલવું તે (૨) ભરી દેવું તે; પાછું વાળવું તે ]

નોંધ.—ઉર્દૂમાં 'दफ़ा करना' નો અર્થ થાય છે નષ્ટ કરવું; બરબાદ કરવું; સમાપ્ત કરવું : તે ઉપરથી ગુજરાતીમાં.

વિખેરી નાખેલું (૨) નાશ કરેલું (૩) માંડી વાળેલું; પતાવેલું.

(૨) [ અ૰ دفعه ' દફ્અઃ ' ('દફ્અ'+'ત'=અરબીમાં નારી જાતિનો પ્રત્યય જે ફારસીમાં વિસર્ગ ઉચ્ચરિત 'હે'માં પરિવર્તન પામેલો હોય છે)= હપતો (૨) વાર; વખત ]

વાર; વખત.

"દફે ખૂન દિલ દર્દકર્તા દસ્ત લાગ્યું ના મને."
કલાપી (ગુ–ઇં૰ડિ૰)

"દફેદફે કરવું"=અસ્તવ્યસ્ત કરવું.

દફેદાર પું૰ [ અ૰ફા૰ دفعه‌دار 'દફ્અઃ-દાર' ('દફ્અઃ'=ટુકડી; મંડળી +ફા૰ 'દાર'=પ્રત્યય, સ્વામિત્વ-વાચક) = ટુકડીનો માલિક; ટુકડીનો અમલદાર; સિપાઈઓની ટુકડીનો સરદાર; નાની ટુકડીનો ઉપરી ]

લશ્કરની નાની ટુકડીનો ઉપરી.

–રી સ્ત્રી૰—'દફેદાર'+ગુ૰ 'ઈ'—

નોંધ.—આ શબ્દ ભા૰ફા૰ તેમજ ઉર્દૂમાં પણ વપરાતો નથી. એ શબ્દ 'જમાદારી', 'ફોજદારી', વગેરે શબ્દોના સાદૃશ્યે ગુજરાતીમાં ઘડાયેલો છે.

દફેદારનું કામકાજ કે પદ.

દબદબો પું૰ [ અ૰ دبدبه (દબ્દબઃ) =ઠાઠમાઠ; ભપકો; દમામ ]

ઠાઠમાઠ; ભપકો; દમામ.

"ડંકાનો અવાજ દબદબા ભરેલો થાય છે."
રા૰મા૰ (ગુ–ફા–અ૰કો૰)

દમ પું૰ [ ફા૰ دم (દમ)= શ્વાસ (૨) પ્રાણવાયુ; જીવ (૩) ક્ષણ; પળ (૪) વાત (૫) છેતરપિંડી; ઠગાઈ; છળકપટ (૬) અભિમાન ]

શ્વાસ (૨) શ્વાસનો એક રોગ (૩) પ્રાણવાયુ; જીવ (૪) (ધૂમ્રપાનનો) સડાકો (૫) [ લા૰ ]

સત્ત્વ; શક્તિ; પાણી (૬) ધમકી; સજાની શેહ.

(૧) શ્વાસ.

"હવે આ દમ નથી દમમાં
ફકીરી હાલ મ્હારો છે."
(ક૦કે૦ પૃ. ૧)

(૨) પ્રાણવાયુ; જીવ.

"અહીં શરાબે નીર ભેળ્યું
છે અમારા જાલિમે,
પીતાં ન ફાવે પ્યાસમાં,
આ દમ લબે આવ્યો સનમ."
કલાપી, 'ગુજરાતની ગઝલો'.

૦કસી સ્ત્રી૦ [ફા૦ دم کشی 'દમ-કશી' ('દમ'+'કશ'=પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવનાર મળીને 'દમ-કશ' = દમ ખેંચનાર (૨) સૂમેળ-રાખનાર; બીજાના અવાજમાં સાથ આપનાર+'ઈ'=પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર)= દમ ખેંચવો તે; બીજાના અવાજમાં સાથ આપવો તે]

શ્વાસ રૂંધવો તે.

"હયાતીમાં વસી દરગાહ,
બરાબર દમકસી કરીએ."
ગુ૦ગ૦ (ગુ-ફા-અ૦કો૦)

દમકદાર વિ૦—'દમક'+ફા૦ دار (દાર)=પ્રત્યય, 'વાળું' અર્થસૂચક—

દમકવાળું; તેજસ્વી.

દમકસી સ્ત્રી૦ જુઓ 'દમ'માં.

દમબદમ અ૦ [ફા૦ دم بدم 'દમ-બ-દમ' ('દમ'=જુઓ 'દમ'+'બ'=તેના તે જ બે શબ્દો વચ્ચે ક્રિયા-વિશેષણ બનાવવા મૂકવામાં આવતો 'બ'+'દમ'=જુઓ 'દમ')=ક્ષણેક્ષણે; દરેક ક્ષણે; ઉપરાછાપરી; વારંવાર; ઘડી-ઘડી (૨) નિરંતર; અતૂટપણે]

દરેક શ્વાસની સાથે; ક્ષણેક્ષણે; ઉપરાછાપરી; વારંવાર; ઘડીઘડી.

"કર્યું છે દમબદમ નમવું
શરૂ મેં જ્યારથી કદમે,
અરે કાતિલ આ ત્હારૂં
ઉપાડ્યું ત્યારથી તેં તેં."
ક૦કે૦ પૃ. ૧૭૨

દમબાજ વિ૦—ફા૦ دم (દમ)=જુઓ 'દમ'; પરંતુ ગુ૦માં અર્થ [લા૦] ધમકી; ડરામણી+ફા૦ باز (બાઝ) = પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવનાર—

નોંધ.—ફારસીમાં 'દમ-બાઝ' શબ્દનો અર્થ થાય છે છળકપટ કરનાર; છેતરપિંડી કરનાર (૨) ખુશામત કરનાર; ખુશામત વડે રીઝવનાર: ગુજરાતીમાં એ નીચેના અર્થમાં વપરાય છે.

દમદાટીથી કામ કઢાવી લેનાર.

—જી સ્ત્રી૦—'દમબાજ' ઉપરથી ગુજરાતીમાં—

**નોંધ.**—ફારસીમાં 'દમબાઝી'નો અર્થ થાય છે છળકપટ; છેતરપિંડી; લુચ્ચાઈ.

દમ ભરાવવાની–ધમકી આપવાની યુક્તિ.

-મલું વિ૦—'દમ' ઉપરથી ગુજરાતીમાં: એ માટે જુઓ 'દમ'—
દમના રોગવાળું; દમિયલ.

દમલેલ વિ૦—ફા૦ دم (દમ) ઉપરથી ગુજરાતીમાં: એ માટે જુઓ 'દમ'—
દમના રોગવાળું; દમિયલ.

દમાક(-ગ) પું૦; ન૦ [અ૦ دماغ (દિમાગ)=જુઓ 'દિમાગ']
[લા૦] રોફ; ભપકો; શેહ પડે એવો દેખાવ.

-કી(-ગી) વિ૦—'દમાક' ઉપરથી ગુજરાતીમાં—
[લા૦] દંભી; ડોળી; આડંબરી.

"એવા પેટભરા પાખંડી,
પરમેશ્વરને ન જાણે;
**દમાકી** દેખી ભોળા માટે,
લોક સહુ વખાણે."
સુ૦હ૦ (ગુ–ફા–અ૦કો૦)

દમામ પું૦ [ફા૦ دمامه (દમામઃ)=નાનું નગારું; પડઘમ (૨) રણશિંગું; તૂરી]

**નોંધ.**—બહુધા ઉપર જણાવેલ વાજિંત્ર સલ્તનતના યુગમાં ઠાઠમાઠનો દેખાવ કરવા વપરાતું હતું તે ઉપરથી ઉર્દૂમાં સ્ત્રીઓની ભાષામાં એનો અર્થ થાય છે રોનક; ભપકો; દેખાવ: તે ઉપરથી ગુજરાતીમાં.
ભપકો; દબદબો; રોફ.

"દોર પણ ઔર દબદબો યે ઔર,
ઔર કંઈ છે **દમામ** બેઠા છે."
અમૃત ઘાયલ, 'રંગ', પૃ. ૩૬

"ડોળ દમામ દેખાડવો"=
આડંબર કરવો; ઠાઠ કરવો.

"ગઈ ઉઠી સલ્તનત સેંકડો,
પડી ગઈ દુકાન **દમામની**,
નહિ રહી નિશાની હયાતની
કિશ્વર પર કૂચ કરનારની."
પતીલ, 'પ્રભાત નર્મદા', પૃ. ૧૦૮

દમામા પું૦ [ફા૦ دمامه (દમામઃ)=નાનું નગારું; પડઘમ; ઢોલ; નોબત]
ઢોલ; નોબત; એક રણવાદ્ય.

"ગાજનાદ ઘણુકાર,
તાંત ઝણુકારત વામા;
ત્રહક ત્રહક ત્રંબાળું,
ડહક કરતાલ **દમામા**."
રા૦મા૦ (ગુ–ફા–અ૦કો૦)

દમામી વિ૦—'દમામ' ઉપરથી ગુજરાતીમાં: એ માટે જુઓ 'દમામ'—
દમામવાળું; ભપકાદાર; ઠાઠમાઠવાળું.

"**દમામી** દુનિયાની જતી ચ જીંદગાની."
લલિત (ગુ-ઇં૦ડિ

= જુઓ ‘કાર’) = કાર્યમાં; કામનું; ઉપયોગમાં; ઉપયોગી; જરૂરી; અપેક્ષિત; વાંચ્છિત; અભિલષિત ]

નોંધ.—એ ફારસી રચનાનો શબ્દસમૂહ છે. પ્રથમ શબ્દયોગી અવ્યય છે જે અહીં ‘દર’ છે અને તે પછી જે નામની સાથે તે સંબંધ ધરાવે છે તે અહીં ‘કાર’ છે.

પરવા; કાળજી; તમા; ગરજ.

“એની વધારે **દરકાર** રાખવા એમ થતું હોય તો મ્હારે અટકવું જ જોઈએ.”
(ક૦પ૦)

“અહીં એકદર દુનિયા તણી
**દરકાર** નહિ હમ મસ્તને,
ફરીએ ચહે દિલ ત્યાં અને
દિલ ચહાય તે કરીએ અમે.”
બાલાશંકર, ‘ગુજરાતની ગઝલો’.

દરકિનાર અ૦ [ફા૦ درکنار ‘દર-કિનાર’ (‘દર’=અંદર; માં+‘કિનાર’=જુઓ ‘કિનાર’) =કિનારમાં; બાજુમાં; પડખે (૨) અલગ ]

નોંધ.—એ ફારસી રચનાનો શબ્દસમૂહ છે. પ્રથમ શબ્દયોગી અવ્યય છે જે અહીં ‘દર’ છે અને તે પછી જે નામની સાથે તે સંબંધ ધરાવે છે તે આવે છે તે અહીં ‘કિનાર’ છે.

એક તરફ; બાજુએ; અલગ; આઘે.

દરખત ન૦ જુઓ ‘દરખ્ત’

“હવે **દરખત** પર ચઢવું,
ખુલખુલ મારું હુંહું હું.”
કલાપી (ગુ-ઇ૦ડિ૦)

દરખાસ્ત સ્ત્રી૦ [ફા૦ درخواست ‘દર-ખ્વાસ્ત’ (‘દર-ખ્વાસ્તન’—‘દર’=અંદર; માં+‘ખ્વાસ્તન’ = ઇચ્છા કરવી; અભિલાષા રાખવી; –ની પાસે અભ્યર્થના કરવી—=વિનંતિ કરવી; યાચના કરવી: એ ઉપરથી ફારસીમાં ભૂતકૃદંતનું રૂપ ‘દરખાસ્તઃ’ થાય છે: તેનું ટૂંકું રૂપ)=વિનંતી; યાચના; અરજી; માગણી (૨) મંજૂરી માટે અરજી; નમ્રતાથી કહેવું તે ]

રજૂ થતી સૂચના; પ્રસ્તાવ; ઠરાવ.

દરખ્ત ન૦ [ફા૦ درخت (દિરખ્ત) =વૃક્ષ; ઝાડ ]

વૃક્ષ; ઝાડ; તરુ.

“વસ્લથી આરામનું
**દરખ્ત** ફાલિયું,
ફળ્યો ફૂલ્યો હું પણ ફરું,
નસીબ આજ રાત.”
મસ્તાન, ‘ગુજરાતની ગઝલો’

દરગાહ સ્ત્રી૦ [ફા૦ درگاه ‘દર-ગાહ’ (‘દર’=જુઓ ‘દર’+‘ગાહ’= પ્રત્યય, સ્થળવાચક)=બારણાની

જગ્યા; બારણાનો ઊમરો (૨) દરબાર; મોટા માણસના ઘરની આગળનો ભાગ]

**નોંધ.**—ઉર્દૂમાં ઉપરના ઉપરાંત એના લાક્ષણિક અર્થ થાય છે પીરની કબરની જગ્યા; રોજો: તે ઉપરથી ગુજરાતીમાં.

પીરની કબરની જગ્યા; સિદ્ધ પુરુષનું સમાધિસ્થાન.

"**દરગાહ** બની કત્લગાહ."
ગુ૦ગ૦ (ગુ-ફા-અ૦કો૦)

"જ્યાં આશકોના આહ છે,
ભર અશ્ક પર **દરગાહ છે,**
ત્યાં ખુદ ખુદા જ પ્રવાહ છે."
સાગર, 'ગુજરાતની ગઝલો'.

દરગુજર વિ૦[ફા૦ درگذر 'દર-ગુજર' ('દર-ગુજશ્તન'—'દર'=અંદર; માં+'ગુજશ્તન'=પસાર થવું; અમુક ઠેકાણેથી આગળ વધવું— = -થી આગળ નીકળી જવું; -ને પાછળ રાખી દેવું; અમુક ઠેકાણેથી આગળ વધવું: એ ઉપરથી આજ્ઞાર્થરૂપ)=તું આગળ નીકળી જા]

**નોંધ.**—ઉર્દૂમાં આનો અર્થ થાય છે આંખ આડા કાન કરવા; દોષ લક્ષમાં ન લેવો; માફી આપવી: તે ઉપરથી ગુજરાતીમાં.

માફ; માફ કરેલું; સાંખી લીધેલું

"**દરગુજર** કર એ ખતા
દરગુજર કરવી ઘટે."
ક૦કો૦, પૃ. ૮૩

દરઘા સ્ત્રી૦ જુઓ 'દરગાહ'

દરજી પું૦ [ફા૦ درزی 'દરૂઝી' ('દરૂઝનાન'=સોય વડે કપડાં સીવવાનો દોરો: એનું ટૂંકું રૂપ 'દરૂઝ'+'ઈ'=પ્રત્યય, સંબંધ-વાચક)=કપડાં સીવવાનો ધંધો કરનાર]

કપડાં સીવવાનો ધંધો કરનારો માણસ.

"**દરજી** ધોબી કમાટિયો,
એ હાલે દેખાય,
કાલની તે કાલે થશે
આજે જીવ પિલાય."
નર્મકવિતા, પૃ. ૨

ન૦ પાંદડાં સીવીને માળો બનાવનાર ચકલીથી અર્ધા કદનું એક જાતનું નાનું પણ સુંદર પક્ષી.

**નોંધ.**—દરજી જે રીતે દોરાથી સીવે છે તેમ એ પક્ષી ઝાડનાં એક, બે અથવા ત્રણ પાનને પરાળ અથવા કરોળિયાનાં જાળાં વતી સીવી માળો તૈયાર કરે છે. પોતાની અણીવાળી ચાંચનો સોય તરીકે ઉપયોગ કરી પાનોને બરાબર સીવી માળાને મજબૂત બનાવે છે. આ કારણે એનું એ નામ પડેલું છે.

-જણ સ્ત્રી૦—ફા૦ 'દરૂઝી' ઉપરથી ઉર્દૂ તથા હિંદીમાં નારી જાતિનું રૂપ—

દરજીની કે દરજી સ્ત્રી.

૦ડો પું૦ — 'દરજી' ઉપરથી ગુજરાતીમાં—

કેટલીક જગ્યાએ દરજી પક્ષી માટે વપરાતું નામ.

દરજીફૂદડી સ્ત્રી૦ — 'દરજી' + ગુ૦ 'ફૂદડી'—

દરજીડો પક્ષી.

દરજ્જો(-જ્જો) પું૦ [અ૦ درجة 'દરજઃ' ('દરેજ'=ક્રમશઃ આગળ વધવું; ક્રમશઃ ચઢવું)=પાયરી; પદ; શ્રેણી; વર્ગ; પગથિયું (૨) કોટી; કક્ષા (૩) હોદ્દો; પદવી]

પાયરી; પદ; શ્રેણી; વર્ગ (૨) કોટી; કક્ષા (જેમ કે, કેટલેક દરજ્જે; વાત એટલે દરજ્જે ગઈ છે કે) (૩) હોદ્દો; અધિકાર.

દરદ ન૦ [જુઓ 'દર્દ']

દુઃખ; પીડા; વ્યથા; વ્યાધિ; કષ્ટ.

"દરદ પર કરે છે
ઔષધી કાંઈ કાર,
જરૂર જરૂર એ તો
પૂર્વનું ઓળખાણ."

ક૦કે૦, પૃ. ૨૨૩

–દી વિ૦ [જુઓ 'દર્દી']

દર્દી; દરદવાળું; દરદથી પીડાતું; માંદું.

ન૦ માંદું માણસ.

"દરદ દિલ દરદીનું દરદી જ જાણે."

(ગુ–ક્ષ–અ૦કો૦)

દરદાવો પું૦—ગુ૦ 'દર'+અ૦ دعوی 'દઅવા' = જુઓ 'દાવો'—

નોંધ.—'દર' એમાં અસ્પષ્ટ છે. એના વિશે કંઈ માહિતી મળતી નથી.

હક્ક; અધિકાર; ઘલાકો.

"ગરથ લાગતા સુધી આડગર દિણી મૂકે તૂ અમારો દરદાવો નહિ."

સં. ૧૭૨૪ ખતપત્ર
(ભ૦ગો૦મં૦)

દરબદર અ૦ [ફા૦ دربدر 'દર બ-દર ('દર'=બારણું; દરવાજો+'બ' =તેના તે જ બે શબ્દો વચ્ચે ક્રિયાવિશેષણ બનાવવા મૂકવામાં આવતો 'બ'+'દર'=બારણું; દરવાજો) = દરવાજે દરવાજે; એક બારણેથી બીજે બારણે]

એક બારણેથી બીજે બારણે; ઘેરઘેર; ઠેરઠેર; જયાં ત્યાં.

"ફરે છે મારું કફસ દરબદર,
અરે ગરદિશ!
હું સ્થિર થયો તો હવે
આ નિવાસ ચાલે છે."

બરકત વીરાણી, 'માનસર', પૃ. ૭૭

દરબાન પું૦ [ફા૦ دربان 'દર-બાન' ('દર'=જુઓ 'દર'+'બાન' =પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવનાર) = દરવાજો સાચવનારો; દ્વારપાળ]

દરવાજો સાચવનારો; દરવાજે બેઠેલો પહેરેગીર; બારણે બેસનાર ચોકીદાર; દ્વારપાળ.

"ઈસા દરબાન છે હઠીલો,
ન માને તું મનાવી દે."
ગુ૦ગ૦ (ગુ-ફા-અ૦કો૦)

–ની સ્ત્રી૦ [ફા૦ دربانی 'દર-બાની' ('દર-બાન' + 'ઈ' = પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર)= દરવાનનું કામ કરવું તે; દ્વાર-પાળનું કાર્ય]

દરબાનનું કામ કરવું તે; દ્વારપાળનું કાર્ય.

દરબાર પું૦; સ્ત્રી૦ [ફા૦ دربار 'દર-બાર' ('દર'=દ્વાર; બારણું + 'એ'=છઠ્ઠી વિભક્તિનો સંબંધ દર્શાવનાર ફારસી સંજ્ઞા+'બાર' =પ્રવેશ; મોટા માણસે આપેલી મુલાકાત) = રાજ્યનું કામકાજ ચલાવવાનું ઠેકાણું; રાજસભા; શાહી અદાલત; કચેરી]

રાજસભા; કચેરી (૨) મોટા માણસ કે અમીર ઉમરાવ પાસે ભરાતો દાયરો.

પું૦ [લા૦] ઠાકોર; રાજા (૨) [લા૦] તાલુકદાર; ગરાસિયો (૩) [લા૦] રાજા જેવા સ્વભાવનો ભોળિયો ઉદાર અને મોજી માણસ.

"હજારો બોધ મંદિરો મહીં
નિત્યે ભલે થાજો,
અમો મસ્તાનના ઉસ્તાદનો
દરબાર જુદો છે."
બાલાશંકર, 'ગુજરાતની ગઝલો'.

૦ગઢ પું૦—'દરબાર'+ગુ૦ 'ગઢ'—

રાજાનો મહેલ (૨) રાજ્યનું કામકાજ કરવાનું સ્થળ; કચેરી.

૦સાહેબ પું૦ (સં૦)—'દરબાર'+અ૦ صاحب 'સાહેબ' = જુઓ 'સાહેબ'.

શિખ ધર્મગ્રંથ; (૨) રાજા; ઠાકોર.

–રી વિ૦ [ફા૦ درباری 'દર-બારી' ('દર-બાર' + 'ઈ' =પ્રત્યય, સંબંધવાચક) = દરબારનું; દરબારને લગતું (૨) દરબારમાં બેસનાર આદમી; દરબારનો રાજપુરુષ]

દરબારનું; દરબારને લગતું. પું૦ દરબારનો રાજપુરુષ (૨) રાજસભાનો સભ્ય.

–રી તોડી સ્ત્રી૦—'દરબારી' + ગુ૦ 'તોડી'.

એક રાગ (સંગીત).

દરમાયો પું૰—ઉર્દૂ درماہہ 'હર-માહ:' ('હર'=જુઓ 'હર'+'માહ' = જુઓ 'માહ' + વિસર્ગ ઉચ્ચરિત ફારસી વર્ણ 'હે'= પ્રત્યય, સંબંધવાચક) = દરેક મહિનાનું મળનારું વેતન—

નોંધ.—'હરમાહ:' ઉપરથી ઉર્દૂમાં 'દરમાહ:' પણ બનેલો છે અને તેનો અર્થ થાય છે મહિનાનું મળનારું વેતન; માસિક પગાર; તે ઉપરથી ગુજરાતીમાં 'દરમાયો'.

માસિક પગાર; માસિક વેતન.

"**દરમાયો** પણ સારો આપવા માંડ્યો."

હ૰દ્વા૰કાં૰ (ગુ-ઈં૰ડિ૰)

દરમિયાન, દરમ્યાન અ૰[ફા૰ درمیان 'દર-મિયાન' ('દર'=માં; અંદર +'મિયાન'=મધ્ય સ્થાન; મધ્ય બિંદુ; મધ્ય; આંતરિક ભાગ; કેન્દ્ર; વચલો ભાગ)=અંદરનું; વચ્ચે; વચલા ગાળામાં]

મધ્યમાં (૨) વચ્ચે; વચલા ગાળામાં.

૰ગીરી સ્ત્રી૰—'દર-મિયાન' ઉપરથી ગુજરાતીમાં—

નોંધ.—ફા૰ 'કાર-ગર' ઉપરથી ફા૰ 'કાર-ગરી' ઉપરથી ગુજરાતીમાં કારીગરી, ફા૰ 'જાદૂ-ગર' ઉપરથી ફા૰ 'જાદૂ-ગરી' ઉપરથી ગુજરાતીમાં 'જાદૂગીરી' અને અ૰ફા૰ 'સોદા-ગર' ઉપરથી અ૰ફા૰ 'સોદા-ગરી' ઉપરથી ગુજરાતીમાં સોદાગીરી—એવા શબ્દોના સાદૃશ્યે 'દર-મિયાન' ઉપરથી 'દર-મિયાન-ગીરી' ગુજરાતીમાં બનેલો છે.

વચમાં પડીને કામ કરવું તે; વચ્ચે રહેવાપણું; વચ્ચે હોવાપણું; મારફત; મધ્યસ્થી.

—ની સ્ત્રી૰[ફા૰ درمیانی 'દર-મિયાની' ('દર-મિયાન'+'ઈ'=પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર)= દરમિયાન હોનાર વ્યક્તિ; વચમાં પડનાર વ્યક્તિ; વચલું; વચ્ચે પડનારું; મધ્યસ્થી કરનાર]

ત્રીજો જણ; વચમાં પડનાર વ્યક્તિ; મધ્યસ્થ.

દરરોજ અ૰ [ફા૰ هر روز 'હર-રોઝ' ('હર'=જુઓ 'હર'+'રોઝ' = જુઓ 'રોજ' + વિસર્ગ ઉચ્ચરિત ફારસી વર્ણ 'હે'= પ્રત્યય, સંબંધવાચક) = પ્રતિ દિવસ; હંમેશ; રોજિંદુ; રોજ-રોજ; નિત્ય]

પ્રતિ દિવસ; હંમેશ; રોજ-રોજ; નિત્ય.

દરવાજો પું૰[ફા૰ دروازہ 'દર-વાઝ:' ('દર'=જુઓ 'દર'+'વાઝ'= ખુલ્લું; ઉઘાડું+વિસર્ગ ઉચ્ચરિત ફારસી વર્ણ 'હે' = પ્રત્યય, સંબંધવાચક)=મોટું બારણું;

શહેરમાં જવા-આવવા માટે રાખેલું મોટું બારણું]

મોટું બારણું કે ફાટક (૨) મહેલનું કે બંગલાનું મોટું બારણું.

"**દરવાજાને** મોંએ ઊંટ."
(કહેવત)

દરવાન પું૦ જુઓ 'દરબાન'

૦ગી સ્ત્રી૦—'દરવાન'+ફા૦ 'ગી'—

નોંધ.—આ શબ્દ ફારસી, ઉર્દૂ તેમ જ હિંદીમાં વપરાતો નથી. 'બંદઃ' ઉપરથી 'બંદગી', 'માંદઃ' ઉપરથી 'માંદગી' જેવા જે ફારસી શબ્દો ગુજરાતીમાં પ્રવેશ પામેલા છે તેમના સાદૃશ્યે એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

દરવાનનું કામ કે ધંધો.

દરવાણી પું૦—'દરવાન' ઉપરથી ગુજરાતીમાં—

દરવાજો સાચવનાર માણુસ; દ્વારપાળ.

"દશે તે **દરવાણી** થાશે વેગળા."
ભોજો (ગુ–ઇં૦ડિ૦)

દરવેશ પું૦ (૧) ફા૦ درویش ઈ૦ઉ૦ 'દર-વીશ': ભા૦ઉ૦ 'દર-વેશ' એ دریوز (દર-યૂઝ) ઉપરથી રૂપાંતર થયેલું રૂપ છે: 'દર-યૂઝ' એ 'દર-વીઝ' ઉપરથી અને એ 'દર-વીઝ' મૂળ 'દરાવીઝ' ઉપરથી છે: 'દરાવીઝ' ('દર'=જુઓ 'દર' +'આવીઝ'=લટક; એ ક્રિયાપદનું આજ્ઞાર્થ-રૂપ છે જે નામને લાગીને કર્તૃવાચક નામ બનાવે છે)= મનુષ્યના બારણા ઉપર ભીખ માટે જે લટકી રહે છે તે; ભિખારી; ભિક્ષુક; જરૂરિયાતવાળો; ગરીબ (૨) અલ્લાહના બારણા ઉપર લટકનાર ફકીર; સૂફી; જાહેદ.

(૨) કેટલાક મુજબ નીચે પ્રમાણે વ્યુત્પત્તિ છે 'દુર-વીશ' ('દુર'= મોતી + 'વીશ' = 'વશ'=પ્રત્યય, મળતાપણું સૂચક)=જે મોતી જેવા દિલનો સાફ હોય તે; અલ્લાહનો સાચો અને સંતુષ્ટ બંદો; ફકીર; સૂફી; જાહેદ]

નોંધ.—વ્યુત્પત્તિ નં. ૨ ઘણાખરા શબ્દકોશોમાં હોય છે પરંતુ તે યોગ્ય પ્રમાણમાં બંધબેસતી લાગતી નથી.

ફકીર.

"બન્યો દરવેશ તે તો ધક્કનો."
કલાપી (ગુ-ઇંડિ૦)

"હુકૂમદારની જોહુકૂમીથી
હું હવે લાચાર છું,
મુફ્લેસ દિલ દરવેશ દહીં
હું હવે બેજાર છું."
મસ્તાન, 'ગુજરાતની ગઝલો'.

દરહકીકત અ૦ [ફા૦ درحقیقت 'દર હકીકત' ('દર'=માં; અંદર +'હકીકત'=જુઓ 'હકીકત') =હકીકતમાં; વાસ્તવમાં; ખરેખર; વસ્તુતઃ]

હકીકત જોતાં; વાસ્તવમાં; ખરેખર; વસ્તુતઃ.

દરાજ સ્ત્રી૦ [ફા૦ دَرادوزه 'દર્રાદૂઝઃ' ('દર્'=ફાડવું તે; ચીરવું તે+ફારસી વર્ણ 'અલેફ' =બે ક્રિયાવાચક નામને જોડી સંયુક્ત નામ બનાવનાર+'દૂઝ' =સીવવું તે; સાંધવું તે મળીને 'દર્રાદૂઝ'+ફારસી વર્ણ 'હે'= પ્રત્યય, સાધન સૂચક નામ બનાવનાર)=ચીરવા અને સાંધવાના કામમાં આવે એવું સુતારનું હથિયાર]

નોંધ.—આ એક સંભાવના તરીકે બતાવવામાં આવ્યું છે. સુતાર લોકોનું લાકડામાં ખોભણ પાડવાનું રંદા જેવું ઓજાર (એમાં રંદાથી નાનું ટાંકણું હોય છે.)

લાકડામાં ખોભણ પાડવાનો સુતારનો રંદો.

દરિયાઈ વિ૦ [ફા૦ دریائی 'દરિયાઈ' ('દરિયા'=જુઓ 'દરિયો'+'ઈ' =પ્રત્યય, સંબંધવાચક વિશેષણ બનાવનાર)=દરિયાનું; દરિયાને લગતું; સમુદ્રને લગતું]

દરિયાનું; -ને લગતું.

નોંધ.—ઉર્દૂ તથા હિંદીમાં એ શબ્દનો લાક્ષણિક અર્થ થાય છે 'એક જાતનું રેશમી કાપડ': તે ઉપરથી ગુજરાતીમાં.

સ્ત્રી૦ દરિયાનાં મોજાં જેવો દેખાવ જણાતો હોય તેવું કાપડ; એક જાતનું રેશમી કાપડ.

"મશરૂ ગજીઆણી દરિયાઈ
લખો થાન પંચાસ."
પ્રેમાનંદ (ગુ-ઇંડિ૦)

"ચંદ્રકળાને મોરવી શોભે,
દરિયાઈમાં દોરજી."
પ્રેમાનંદ

દરિયાદિલ; -લી જુઓ 'દરિયો'માં.

દરિયાફ્(-ફ્ત) સ્ત્રી૦ [ફા૦ دریافت 'દર-યાફ્ત' ('દર-યાફ્તન'— 'દર'=માં; અંદર+'યાફ્તન' =મેળવવું; પ્રાપ્ત કરવું—=જોવું અને જાણવું; સમજવું; ચિત્તમાં ઉતારવું : એ ઉપરથી ફારસીમાં ભૂતકૃદંતનું રૂપ 'દર-યાફ્તઃ' થાય

છે: 'દર-યાફ્ત' તેનું ટૂંકું રૂપ છે) = જોયેલું અને જાણેલું; સમજેલું; ચિત્તમાં ઉતારેલું (૨) શોધખોળ; તપાસ; સૂઝ; સમજ; શક્તિ; સમજણ ]

દર્યાફ; વિવેક; વિચાર.

"એ કરારનામું કબૂલીને
દરિયાફ કર દિલદાર છું,
શામિલ કરો મસ્તાન મિસ્કીનને,
સનમ! હકદાર છું."

મસ્તાન, 'ગુજરાતની ગઝલો'.

**–ફી** સ્ત્રી૦ [ફા૦ دریافتگی 'દર-યાફ્તગી' ('દર-યાફ્તઃ' = જુઓ 'દરયાફ્ત' માં + 'ગી' = ભાવવાચક નામ બનાવવાને ભૂતકૃદંતના છેડેના વિસર્ગ ઉચ્ચરિત 'હે' ને બદલી લગાડવામાં આવતો પ્રત્યય) = શોધખોળ; તપાસ; સૂઝ; સમજ-શક્તિ; સમજણ (૨) તીવ્ર અને સૂક્ષ્મ બુદ્ધિ; શાણપણ]

તપાસ; તજવીજ.

**નોંધ.**—જૂની જોડણી દરીઆફી છે જેનું દૃષ્ટાંત નીચે મુજબ છે.

"આપ **દરીઆફી** તો કરી જુઓ."

અં૦ન૦ગ૦ (ગુ–ફા–અ૦કો૦)

**દરિયાલાલ** પું૦—ફા૦ دریا 'દર્યા' + ગુ૦ 'લાલ'—

દરિયો (મમતા અને હેત-વાચક); દરિયાનો દેવ.

**દરિયાવ** પું૦—ફા૦ دریا 'દર્યા' ઉપરથી ગુજરાતીમાં—

દરિયો; સાગર (૨) [લા૦] દરિયાના જેટલું વિશાળ; મોટું; ઉદાર.

"દિયર દિલનો **દરિયાવ**
ઈશ્વર આપોને,
દેરાણી રાણીરાવ,
દુખડાં કાપોને."

ક૦દ૦ડા૦ (ભ૦ગો૦મં૦)

**૦દિલ ૦દિલી** જુઓ 'દરિયો'

"**દરિયાવદિલ** મોતી ઝર્યાં,
રે ઇશ્ક! યા શું કરું બયાં?
જુગ જુગ ભમ્યાં દિલનાં વડાં."

સાગર, 'ગુજરાતની ગઝલો'.

**દરિયા સારંગ** પું૦—ફા૦ دریا (દર્યા) = જુઓ 'દરિયો' + سرهنگ (સરહંગ) = જુઓ 'સરંગ'—

**નોંધ.**—બંને શબ્દો ફારસી છે. ગુજરાતના કિનારા ઉપરના વહાણ-વટીઓ અને ઈરાની વહાણવટી-ઓના સંપર્કને લઈને ઘડાયો હોવાની સંભાવના છે.

કુશળ વહાણવટી; નૌકાકોવિદ.

**દરિયો** પું૦ [ફા૦ دریا (દર્યા) = સમુદ્ર; સાગર (૨) મોટી નદી]

સમુદ્ર (૨) [લા૦] ખૂબ વિસ્તાર કે ઊંડાણવાળું કાંઈ પણ.

"**દરિયો** કોઈથી ડોળાતો નથી."
(કહેવત)

વિ૦ ઘણું; પુષ્કળ.

"જેને પરપંચ ઉપર પ્રિત
એને દુઃખ દરિયા રે."
ઋષિ (ભ૦ગો૦મં૦)

–યાદિલ વિ૦ [ફા૦ફા૦ دریادل 'દર્યા-દિલ' ('દરિયા'+'દિલ' =જુઓ 'દિલ')=દરિયાના જેવા દિલવાળું; દરિયાના જેવા ઉદાર દિલવાળું; ખૂબ દાન-પ્રદાન દેનારું કે કરનારું; ઉદાર મનવાળું; ઉદાર.

–યાદિલી સ્ત્રી૦—'દર્યા-દિલ'+'ઈ'—

**નોંધ.**—એ શબ્દ ફારસીમાં વપરાતો નથી; પરંતુ ઉર્દૂ તથા હિંદીમાં એનો ઉપયોગ થાય છે અને તેમાં એના અર્થ થાય છે મનની વિશાળતા; ઉદારતા : તે ઉપરથી ગુજરાતીમાં.

મનની વિશાળતા; ઉદારતા.

"કેટલાં વર્તુળ મને ડૂબાવવા
માટે ઊઠ્યાં?
તોય હું તો દોસ્તની
**દરિયાદિલી** જોતો રહ્યો."
બરકતવીરાણી, 'માનસર', પૃ. ૬૪

–યા મહેલ પું૦—'દરિયા'+અ૦ محل (મહલ્લ)=જુઓ 'મહેલ'—

**નોંધ.**—એ શબ્દ ગુજરાતીમાં ઘડાયો છે.

નદી કે દરિયાકિનારે બાંધેલો મહેલ.

દરીખાન પું૦ [ભા૦ફા૦ درخانہ 'દર-ખાનઃ' ('દર'=દરબારનું ટૂંકું રૂપ: એ માટે જુઓ 'દરબાર'+'ખાનઃ'=ઘર; મકાન) =જે મકાનમાં દરબાર ભરાય તે; સુલતાન કે અમીરનું મકાન; શાહી દરબાર; શાહી મહેલ]

**નોંધ.**—ઉર્દૂમાં વપરાતા 'દરી-ખાનઃ' ઉપરથી હિંદીમાં ઉચ્ચારમાં પરિવર્તન પામેલો 'दरीखाना' શબ્દ છે. તે ઉપરના અર્થમાં સ્ત્રીઓની ભાષામાં વપરાય છે. હિંદીમાં 'दरीखाना' શબ્દ 'દર' એટલે કે 'બારણું' ઉપરથી ઘણાં દ્વારવાળું ઘર કે મહેલ એવા અર્થમાં વપરાય છે: તે ઉપરથી ગુજરાતીમાં.

ઘણાં બારણાંવાળો મહેલ; ઘણાં બારણાંવાળો બંગલો.

દરેક વિ૦ [ફા૦ هریک (હરયક) =જુઓ 'હરેક']
પ્રત્યેક; એકેએક.

દરેકેદરેક વિ૦—ગુ૦ 'દરેક' ઉપરથી ગુજરાતીમાં ભાર દર્શાવનાર દ્વિરુક્ત રૂપ—
એકેએક; પ્રત્યેક (૨) તમામ.

દરોગો પું૦ જુઓ 'દારોગો'

"મુકયા ઘણા માંડવીએ **દરોગા.**"
રત્નેશ્વર (ગુ-ઇં૦ડિ૦)

દરોબસ્ત વિ૰[ફા૰ دربست ‘દર-બસ્ત’ ('દર-બસ્તન'—'દર'=અંદર; માં+'બસ્તન'=બાંધવું; છૂટી છૂટી વસ્તુઓને એકસાથે બાંધવી) =બાંધવું; એકસાથે જોડવું; સંલગ્ન કરવું: એ ઉપરથી ફારસીમાં ભૂતકૃદંત 'દર-બસ્તઃ' થાય છે તેનું ટૂંકું રૂપ ભા૰ફા૰માં 'દરો-બસ્ત' =બાંધેલું; એકસાથે જોડેલું; સંલગ્ન કરેલું (૨) અન્યના કબજા સિવાય; તમામ; આખું; અખંડ; સંપૂર્ણ]

નોંધ.—ભારતીય ફારસીમાંના 'દરો-બસ્ત' ઉપરથી ઉર્દૂમાં અને તે ઉપરથી ગુજરાતીમાં—

અખંડ; સંપૂર્ણ (૨) ખોડ-ખાંપણ વિનાનું; બરાબર.

દર્દ ન૰ [ફા૰ درد (દર્દ)=દુઃખ; પીડા; વ્યથા; તકલીફ; કષ્ટ (૨) લાગણી (૩) [લા૰] (અલ્લાહ પ્રત્યેના) પ્રેમને લઈને સૂફીના દિલની બેકરારીની હાલત]

દુઃખ; વ્યથા; તકલીફ (૨) લાગણી (૩) પ્રેમ.

"દર્દથી જે મળે તે દે',
દર્દની વાતથી મળે,
દર્દીની કો કથામાં તો,
દર્શનો પ્રભુનાં જડે."
કલાપી (ભ૰ગો૰મં૰)

૰નાક વિ૰ [ફા૰ دردناک ‘દર્દ-નાક’ ('દર્દ'+'નાક'=પ્રત્યય, પૂર્ણતા-વાચક વિશેષણ બનાવનાર)= દર્દથી ભરેલું; લાગણી ઉત્પન્ન થાય એવું; કરુણાજનક]

દુઃખથી ભરેલું.

-દીં વિ૰—'દર્દ'+'ઈ'=પ્રત્યય—

નોંધ.—એ શબ્દ હિંદીમાં વપ-રાય છે અને તેમાં એનો અર્થ થાય છે દુઃખી; પીડિત: તે ઉપરથી ગુજરાતીમાં—

દુઃખી; પીડિત (૨) દર્દવાળું; દર્દથી પીડાતું; માંદું; રોગી.

"સનમ! સન્દેશ નિજ દિલનો
આ દર્દી દિલને દેશે કે?
વસે છે કોણ હવે દિલ તખ્ત પર
તે તો તું કહેશે કે?"
ગઝલે રંજુર, પૃ. ૭૦.

દર્યાફ, -ફ્ત સ્ત્રી૰, -ફ્તી સ્ત્રી૰ જુઓ 'દરિયાફ'માં.

દલ ન૰ જુઓ 'દિલ'

"મેમાનું ને માન,
દલ ભરી દીધાં નહિ,
મંદિર નહિ મસાણ,
સાચું સોરઠિયો ભણે."
દુહો (ભ૰ગો૰મં૰)

૰ગીર વિ૰ જુઓ 'દિલ'માં.

દલાલ પું० [અ० دلال 'દલ્લાલ' ('દલ્લ'=દિશા કે માર્ગ દેખાડવું; માર્ગદર્શન આપવું: એ ઉપરથી અતિરેક દર્શાવતું કર્તૃવાચક નામ) =જે સૌથી વિશેષ માર્ગદર્શન આપે તે; વેચનાર અને ખરીદનારને એકઠા કરનાર; વેચનાર અને ખરીદનાર વચ્ચે રહી સોદો ગોઠવી આપનાર; મધ્યસ્થ; આડતિયો; 'એજંટ']

**નોંધ.**—મુસલમાન શાસન દરમિયાન ખરીદ-વેચાણની પ્રવૃત્તિવાળો મૂલ્ય ઠરાવનાર મધ્યસ્થ એ નામથી ઓળખાતો.

સાટું; સોદો કે કામકાજ ગોઠવી આપનાર મારફતિયો; આડતિયો; 'એજંટ' (૨) [લા०] ભડવો; કૂટણો.

"અર્ધી સોપારી ને
હીરો **દલાલ** વેપારી."

०ણુ સ્ત્રી०—'દલાલ' ઉપરથી ગુજરાતીમાં—

દલાલીનું; દલાલને લગતું (૨) દલાલી કરનારું; દલાલી પર જીવનારું.

–લિયો પું०—'દલાલ' ઉપરથી ગુજરાતીમાં—

દલાલ; મારફતિયો.

–લી સ્ત્રી० [અ०ફા० دلالی 'દલ્લાલી' ('દલ્લાલ'+ફા० 'ઈ'=પ્રત્યય, સંબંધવાચક નામ કે વિશેષણ બનાવનાર) = દલાલનું કામ; મારફત (૨) દલાલ તરીકેનું મહેનતાણું; આડત; 'કમિશન']

દલાલનું કામ; મારફત (૨) દલાલ તરીકેનું મહેનતાણું; આડત; 'કમિશન'.

"કોયલાની **દલાલી**માં
હાથ કાળા."
(ગુ–ઈ०ડિ०)

–લું નં०—'દલાલી' ઉપરથી તુચ્છતાવાચક રૂપ—

દલાલનું કામ

દલીલ સ્ત્રી० [અ० دليل 'દલીલ' ('દલ્લ'=દિશા કે માર્ગ દેખાડવું; માર્ગદર્શન આપવું)=રસ્તો ચીંધનાર; માર્ગદર્શક; દિગ્દર્શક (૨) અમુક બાબત આમ હોવાથી આમ પુરવાર થાય છે એમ બતાવવું તે; સાબિતી કે સમજાવટ માટે આગળ ધરવામાં આવતું કારણ; સાબિતી; પ્રયોજન]

(વાતના ટેકામાં દર્શાવેલો) સબબ.

०ખોર વિ०—'દલીલ'+ફા० خور (ખોર)=પ્રત્યય, કર્તૃવાચક નામ કે વિશેષણ બનાવનાર—

**નોંધ.**—આ શબ્દ ફારસી તેમ જ ઉર્દૂમાં વપરાતો નથી. ફારસીમાંથી ગુજરાતીમાં પ્રવેશ પામેલા 'આદમખોર', 'હરામખોર' વગેરે જેવા

શબ્દોના સાદશ્યે એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

દલીલ કર્યા કરવાની ટેવવાળુ'.

૦બાજ વિ૦—'દલીલ' + ફા૦ باز (બાઝ)=પ્રત્યય. કર્તૃવાચક નામ કે વિશેષણ બનાવનાર—

નોંધ.—એ શબ્દ ફારસી તેમ જ ઉર્દૂમાં વપરાતો નથી. ફારસીમાંથી ગુજરાતીમાં પ્રવેશ પામેલા 'દગા-બાજ', 'દગલબાજ' વગેરે જેવા શબ્દોના સાદશ્યે એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

દલીલ કરવામાં કુશળ; દલીલ કરે એવું.

૦બાજી સ્રી૦—'દલીલબાજ' ઉપરથી ગુજરાતીમાં—

સામસામી દલીલોની રે'કારે'કી.

દવા, ૦ઈ સ્રી૦ [અ૦ دوا 'દવાઅ' ('દવેઅ'=બીમાર થવું; માંદા પડવું)=જે વસ્તુ રોગ દૂર કરવા રોગીને આપવામાં આવે તે; ઔષધ; ઓસડ]

નોંધ.—ઉર્દૂમાં ઉપરના ઉપરાંત એના અર્થ થાય છે ચિકિત્સા; ઉપાય; ઇલાજ; ઉપચાર: એ ઉપરથી ગુજરાતીમાં—

ઔષધ; ઓસડ (૨) ચિકિત્સા (૩) [લા૦] ઉપાય; ઇલાજ; ઉપચાર.

"દરદ હોય ત્યાં દવા હોય."
(કહેવત)

"જ્યાં હોય પ્રેમ ત્યાંય
પેશવાઈ આપની,
જ્યાં હોય દર્દ ત્યાંય છે
દવાઈ આપની."

પતીત, 'પ્રભાતનર્મદા', પૃ. ૧

૦ખાનું ન૦ [અ૦ફા૦ دواخانه 'દવા-ખ્રાન:' ('દવા'+ ફા૦ خانه 'ખ્રાન:'=પ્રત્યય, સ્થળવાચક)= જ્યાં વિવિધ પ્રકારની ઔષધિઓ અને શરીરની પુષ્ટિ માટે અવલેહો, ભસ્મો વગેરે તૈયાર થતાં હોય તે સ્થળ; ઔષધાલય; દરદીને આપવા માટે જ્યાં દવાનું મિશ્રણ તૈયાર થાય છે તે સ્થાન; દવા મેળવવાનું ઠેકાણું]

ઔષધાલય; દવા મેળવવાનું ઠેકાણું.

૦દારૂ ન૦ બ૦વ૦ [અ૦ફા૦ دوا و دارو 'દવાઅ વ દારૂ' ('દવા' +'વ' = અને+ફા૦ 'દારૂ'= ઔષધ; ઓસડ)=ઔષધ અને ઓસડ]

નોંધ.—મોગલ બાદશાહ અકબરના જમાનામાં થઈ ગયેલા તેના વિદ્વાન વડા વજીર 'અબુલફઝલે' સમાનાર્થ શબ્દોનું જોડકું મૂકી ભાષાને ભભકદાર બનાવવાની શૈલી શરૂ કરી હતી અને તે લાંબો સમય ચાલુ રહી હતી. તે રીતે એ સંયુક્ત શબ્દ બનેલો છે.

ઓસડવેસડ; સારવાર.

૦બજાર — 'દવા' + ફા૦ بازار (બાઝાર) = જુઓ 'બજાર' — દવાઓનું બજાર.

દવાઈ સ્ત્રી૦ જુઓ 'દવા'માં.

દવાખાનું ન૦ જુઓ 'દવા'માં.

દવાત પું૦ [અ૦ دوات (દવાત) =(શાહીનો) ખડિયો; શાહી રાખવાનું પાત્ર]

(શાહીનો) ખડિયો.

"તેમને પ્રધાન ઠરાવી રીતિ પ્રમાણે પાઘડી બંધાવી, ને રૂપાનો **દવાત** તેમની કમરે બંધાવ્યો."
રા૦મા૦ (ગુ-ફા૦-અ૦કો૦)

-તી પું૦—'દવાત'+ગુ૦ 'ઈ'— ખડિયો કલમ રાખનાર માણસ; લહિયો; કારકુન.

દવાદારૂ ન૦ જુઓ 'દવા'માં.

દવાબજાર ન૦ જુઓ 'દવા'માં.

દસકત પું૦ [ફા૦ دستخط 'દસ્તખત' ('દસ્ત'=જુઓ 'દસ્ત' + 'ખત'= જુઓ 'ખત')= હાથનું લખાણ; હસ્તાક્ષર; પોતાના હાથના અક્ષરની લખાવટ; વ્યક્તિના પોતાના હસ્તાક્ષર—ખાસ કરીને તેની સહી]

દસ્કત; અક્ષર; હરફ (૨) અક્ષરની લખાવટ (હાથની) (૩) સહી (ટૂંકમાં એ 'દા.' લખાય છે); મતું.

"**દસકત** આ છે
દલપતરામના રે,
વાંચી કરજો સરળ વિચાર
હો લાલ."
દલપતરામ (ભ૦ગો૦મં૦)

દસ્કત પું૦ જુઓ 'દસકત'.

દસ્ત પું૦ [ફા૦ دست (દસ્ત)= હાથ; બાહુ.

ભા૦ફા૦માં અર્થ: હાથ (૨) ઝાડો (૩) જુલાબ; રેચ]
**નોંધ.** — ઉર્દૂ તથા હિંદીમાં પણ એ ઉપરના અર્થમાં વપરાય છે: તે ઉપરથી ગુજરાતીમાં.

હાથ; બાહુ (૨) [લા૦] સત્તા; અધિકાર.

"એક તને આપું અનુપમ વસ્તુ,
નથી જેની ઉપર કોઈનો **દસ્ત**."
દયારામ (ગુ-ઈ-ડિ૦)

(૩) ઝાડો; મળ (૪) જુલાબ; રેચ.

૦કારી સ્ત્રી૦ [ફા૦ دستکاری 'દસ્તકારી' ('દસ્ત'+'કાર'=જુઓ 'કાર': એ બન્ને મળીને 'દસ્તકાર'=હાથથી કારીગરી કરનાર માણસ; હસ્તકળા કરનાર + ફા૦ 'ઈ'=પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર)=હાથનું કાર્ય; હાથ કારીગરી; હસ્તકળા]

હાથની કારીગરી; હાથકામ.

૦ગીર વિ૦ [ ફા૦ دستگیر ' દસ્ત-ગીર ' ( 'દસ્ત' + 'ગીર'=પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવનાર) =હાથ ઝાલનાર; હાથ પકડીને સહાય આપનાર; રક્ષણ આપનાર; મદદગાર; સહાયક ]

હાથ ઝાલનાર; સહાયક.

૦દરાઝી સ્ત્રી૦ [ ફા૦ دستدرازی 'દસ્ત-દરાઝી' ( 'દસ્ત' + 'દરાઝ' =જુઓ 'દરાઝ' : એમ મળીને 'દસ્ત-દરાઝ'= લાંબા હાથવાળો; મારી બેસે એવી ટેવવાળો + 'ઈ' = પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર )= હાથ લાંબો કરવો તે; મારપીટ; સતામણી; જુલમ; અત્યાચાર (૨) ઉદ્ધતાઈ ]

સતામણી; જુલમ.

૦બસ્તા અ૦ [ફા૦ دست بسته 'દસ્ત-બસ્તઃ' ('દસ્ત' + 'બસ્તઃ' = 'બસ્તન' અર્થાત્ બાંધવું નું ભૂતકૃદન્તનું રૂપ)=હાથ બાંધેલો; નમાજમાં રોકાયેલો; છાતી ઉપર હાથ મૂકીને નમ્રતા સાથે નમાજ પઢનાર ]

નોંધ.—ઉર્દૂમાં ઉપરના ઉપરાંત એના અર્થ થાય છે હાથ જોડીને; અતિ નમ્રતા સાથે : તે ઉપરથી ગુજરાતીમાં.

અદબથી; ઘણી નમ્રતા સાથે; માનસર.

પું૦ અનુચર; સેવક; ચાકર.

" ગુલામ દસ્તબસ્તા હાજર હતા."

બા૦બા૦ (ગુ-ફા-અ૦કો૦)

દસ્તરખાન ન૦ [ ફા૦ دسترخوان 'દસ્તર-ખ્વાન'=( 'દસ્તાર-ખ્વાન'નું સંક્ષિપ્ત રૂપ: 'દસ્તાર' = ટુવાલ; 'નેપ્કિન'+'એ'=છઠ્ઠી વિભક્તિનો સંબંધ દર્શાવનાર ફારસી સંજ્ઞા + 'ખ્વાન' = ખાણાનું ટેબલ; જમવા માટેનું ટેબલ (૨) મોટી પરાત; મોટો લાકડાનો થાળ)=જમવાના ભાણા નીચે પાથરવામાં આવતું કપડું, જમવાના ટેબલ ઉપર પાથરવાનો કાપડનો ટુકડો ]

નોંધ.—ભારતીય ફારસીમાં 'દસ્તર-ખ્વાન' શબ્દ વપરાયો છે: તે ઉપરથી એ ઉર્દૂમાં અને તે ઉપરથી ગુજરાતીમાં પણ વપરાય છે. 'દસ્તરખ્વાન' ભોજનની થાળી ઉપર ઢાંકવા માટે પણ વપરાય છે.

જમવા માટે પાથરેલું પાથરણું; ભાણું મૂકવા માટેનું પાથરણું (મુસલમાનો વગેરેમાં) (૨) ભાણું.

"જેમનું દસ્તરખાન તે સારી આલમ."

નં૦ચં૦ (ગુ-ફા-અ૦કો૦)

દસ્તરાજી સ્ત્રી૦ [ ફા૦ دستدرازی (દસ્ત-દરાઝી)=જુઓ 'દસ્ત'માં ]

પારકાની સીમમાં પ્રવેશ કરવો તે; સાપરાધ પ્રવેશ.

દસ્તાના પું૦ બ૦વ૦ [ ફા૦ دستانہ 'દસ્તાનઃ' ('દસ્ત'=જુઓ 'દસ્ત'+ફા૦ 'આનઃ'=પ્રત્યય, સાદૃશ્ય સૂચક)=હાથમાં પહેરવાનું ગૂંથેલું કાપડ; હાથમોજું ]

નોંધ.—મૂળ એ લડાઈમાં સૈનિકોએ હાથ ઉપર સંરક્ષણ માટે પહેરવાની વસ્તુ હતી, જેનાથી કોણી સુધીનો ભાગ સુરક્ષિત રહેતો હતો.

હાથનાં મોજાં.

દસ્તાનું ન૦—ભા૦ફા૦માં ફા૦ دست (દસ્ત)=ઝાડો: એ ઉપરથી ગુજરાતીમાં: એ માટે જુઓ 'દસ્ત'—

ઝાડો ઝીલવાનું વાસણ; 'બેડપેન'.

દસ્તાવેજ પું૦ [ ફા૦ دستاویز ઈ૦ઉ૦ 'દસ્તાવીઝ': ભા૦ઉ૦ 'દસ્તાવેઝ' ('દસ્ત'=જુઓ 'દસ્ત' + 'આવીઝ' અર્થાત્ લટકાવ; ટાંગ: એ ક્રિયાપદનો ધાતુ જે આજ્ઞાર્થ રૂપમાં હોય છે તે નામને લાગીને કર્તૃવાચક નામ બનાવે છે)=માગણીના હક્કની સાબિતી રૂપે જે કંઈ હોય તે; સાબિતી માટે હાથ ઉપર રાખવા માટેની યોગ્ય વસ્તુ; માગણીની સાબિતી કે પુરાવો આપે એવું લખાણ; આધારભૂત એવું કોઈ પ્રમાણપત્ર]

લેણદેણ સંબંધી લખત (૨) આધારભૂત એવું કોઈ પણ લખત (૩) સરકારી સનદ અને લખાણ.

—જી વિ૦—'દસ્તાવેજ'+ગુ૦ 'ઈ'—

નોંધ. — ફારસી તથા ઉર્દૂમાં આ શબ્દનો પ્રયોગ થતો નથી.

દસ્તાવેજનું; દસ્તાવેજને લગતું કે તેના આધારવાળું (૨) લેખિત.

દસ્તૂર પું૦ [ ફા૦ دستور 'દસ્તૂર' મૂળ 'દસ્ત-વર' ('દસ્ત'=જુઓ 'દસ્ત'+'વર'=સ્વામિત્વવાચક ફારસી પ્રત્યય): એ ઉપરથી અ૦ક૦ 'દસ્તૂર'=જે માણસમાં હુકમો બહાર પાડવા બાબતમાં શ્રદ્ધા રાખવામાં આવે તે.

ફા૦માં અર્થ:—કાયદો; નિયમ; ધારો (૨) રિવાજ; ચાલ; પ્રથા; રીત (૩) પારસીઓના ધર્મગુરુ (૪) પરવાનો; હક્ક.

ભા૦ફા૦માં અર્થ:—વેરો; કર; દાપું; 'કમિશન' ]

કાયદો; નિયમ; ધારો (૨) રિવાજ; ચાલ; પ્રથા; રીત (૩)

વેરો; કર; દાપું; 'કમિશન' (૪) પારસીઓના ધર્મગુરુ.

"ધરમની જેમ મારા પ્રેમનો
દસ્તૂર એક જ છે,
ખુદા પણ એક છે, બુત પણ
મને મંજૂર એક જ છે."

બરકત વીરાણી, 'માનસર', પૃ. ૨૫

–રી વિ૦ [અ૦ફા૦ دستوری 'દસ્તૂરી' ('દસ્તૂર'+ફા૦ 'ઈ' =પ્રત્યય, સંબંધવાચક નામ કે વિશેષણ બનાવનાર) = દસ્તૂર સંબંધી; દસ્તૂરને લગતું (૨) એક રજા; એક પરવાનગી]

દસ્તૂરને લગતું.

સ્ત્રી૦ દસ્તૂરપદ્દુ (૨) હકસાઈ; [લા૦] દાપું; સુખડી.

"પગાર ઉપરાંત **દસ્તૂરી** ઠીક મળતી."

નં૦ચ૦ (ગુ–ફા–અ૦કો૦)

દસ્તો પું૦ [ફા૦ دسته 'દસ્તઃ' ('દસ્ત'=જુઓ 'દસ્ત'+વિસર્ગ ઉચ્ચરિત ફારસી વર્ણ 'હે'= પ્રત્યય, સંબંધ કે મળતાપણું દર્શાવનાર)=જે કંઈ હાથને લગતું કે હાથ જેવું હોય તે; ચાકૂ, છરી વગેરે લોખંડના હથિયારમાં જે કંઈ હાથ જેવું કે જેવડું પકડવા માટે નાખેલું હોય તે; હાથો; મૂઠ (૨) (ફૂલોનો) ગુચ્છો; તોરો (૩) ઝૂડો (૪) માણસોની ટુકડી કે સિપાઈઓની ટુકડી (૫) (સાથે ફરતું) પશુઓનું ટોળું]

(ચાકૂ, કુહાડી વગેરેનો) હાથો (૨) ખાંડણીમાં ખાંડવાનો દાંડો; પરાઈ (૩) ચોવીસ કાગળની થોકડી; ધા (૪) સિપાઈઓની અમુક સંખ્યાની ટુકડી.

દહર ન૦ [અ૦ دهر (દહ્ર)=કાળ; લાંબો સમય; એક હજાર સાલનો વખત; યુગ.

ફા૦માં અર્થ:- જગત; દુનિયા]

કાળ; જમાનો (૨) જગત; દુનિયા.

"બદલ કર આ **દહર** કે
કર દફન કબરે દીવાનાને."

દી૦સા૦ (ગુ–ફા૦અ૦કો૦)

દહેજ ન૦ જુઓ 'જહેજ'

દહેશત (દ્હે) સ્ત્રી૦ [અ૦ دهشت 'દેહ્શત' ('દહેશ'=હેરાનપરેશાન હોવું; ગભરાઈ જવું; બી જવું) = પરેશાની; ડર; બીક; ભય; ધાસ્તી]

બીક; ભય.

૦ખોર વિ૦—'દહેશત'+ફા૦ خور (ખોર) = પ્રત્યય, કર્તૃવાચક વિશેષણ બનાવનાર.

**નોંધ.**—આ શબ્દનો પ્રયોગ ફારસી તેમ જ ઉર્દૂમાં થતો નથી. ફારસીમાંથી ગુજરાતીમાં પ્રવેશ પામેલા 'દગાખોર', 'દગલખોર' વગેરે જેવા શબ્દોના સાદૃશ્યે એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

બીકણ; ભડકણ.

દળદરખાનું ન૦ — ગુ૦ 'દળદર'+ ફા૦ خانه 'ખાનઃ' = પ્રત્યય, સ્થળવાચક —

ઘોલકા જેવું દળદરનું ઘર કે એવા ઘરનો પ્રદેશ; 'સ્લમ'.

દળદાર વિ૦ — ગુ૰'દળ'+ફા૦ دار (દાર)=પ્રત્યય, 'વાળુ' અર્થ-સૂચક—

દળવાળું; જાડું (૨) ભારે.

દંગ વિ૦ [ફા૦ دنگ (દંગ)=દિઙ્-મૂઢ; ચકિત; સ્તબ્ધ; વિસ્મિત; બેબાકળું; બાવરું]

દિઙ્-મૂઢ; ચકિત; સ્તબ્ધ; વિસ્મિત; બેબાકળું; બાવરું.

દંગાખોર વિ૦— ગુ૦'દંગો'+ફા૦ خور (ખોર) = પ્રત્યય, કર્તૃ-વાચક નામ કે વિશેષણ બનાવનાર.

**નોંધ.**—આ શબ્દ ફારસીમાંથી ગુજરાતીમાં પ્રવેશ પામેલા 'હરામ-ખોર', 'આદમખોર' વગેરે જેવા શબ્દોના સાદૃશ્યે ગુજરાતીમાં ઘડાયેલો છે.

બખેડાખોર; બંડખોર

૦બાજ વિ૦— ગુ૦ 'દંગો' + ફા૦ باز (બાઝ) = પ્રત્યય, કર્તૃવાચક નામ કે વિશેષણ બનાવનાર.

**નોંધ.**—આ શબ્દ ફારસીમાંથી ગુજરાતીમાં પ્રવેશ પામેલા 'હરામ-ખોર', 'આદમખોર' વગેરે જેવા શબ્દોના સાદૃશ્યે ગુજરાતીમાં ઘડાયેલો છે.

બખેડાખોર; બંડખોર.

૦ફિસાદ પું૦—ગુ૦ 'દંગો'+ફા૦ فساد (ફ઼સાદ)=જુઓ 'ફિસાદ'—

લડાઈટંટો; હુલ્લડ; ફિતૂર.

દંડાબાજ વિ૦—ગુ૦'દંડો'+ફા૦ باز 'બાઝ'=પ્રત્યય, કર્તૃવાચક નામ કે વિશેષણ બનાવનાર.

**નોંધ.**—ફારસીમાંથી ગુજરાતીમાં પ્રવેશ પામેલા 'દગાબાજ', 'દગલ-બાજ' વગેરે જેવા શબ્દોના સાદૃશ્યે એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

દંડાબાજી કરવાની ટેવવાળું.

—જી સ્ત્રી૦—'દંડાબાજ' ઉપરથી ગુજરાતીમાં—

દંડા કે લાઠીથી કરેલી મારા-મારી; ડાંગો વડે મારામારી કરવી તે.

દા પું૦ જુઓ 'દાવ'

"શાંત કરે વદી વેણ,
દા ન પડે પાધરા."
વલ્લભ (ગુ-ઈંડિ૦)

દાઇયણ, દાઇયાણી સ્ત્રી૦—જુઓ 'દાઈ'.

નોંધ.—ફા૦ 'દાયઃ' ઉપરથી 'અણ' અને 'આણી' પ્રત્યયો લાગીને નારીજાતિના બનેલા 'વાણિયણ', 'ભઠિયારણ', 'ઘાંચણ', 'મોચણ' તથા 'ધણિયાણી', 'ગોરાણી', 'પટલાણી' વગેરે શબ્દોના સાદૃશ્યે ગુજરાતીમાં 'દાઇયણ' અને 'દાઇયાણી' બનેલા છે.

દાઈ સ્ત્રી૦(૧)— فا دایه 'દાયાઃ' ઉપરથી ગુજરાતીમાં—

સુયાણી; પ્રસવ કરાવનારી બાઈ; ધાવ.

"દાઈની આગળ પેટ છુપાવવું."

(રૂઢિપ્રયોગ)

(૨) [અ૦ ادعی 'દાઅી' ('ઇદ્અા' = હક્ક-અધિકાર તરીકે કોઈ વસ્તુની માગણી કરવી; હક્ક દર્શાવવો) = હક્ક-અધિકાર તરીકે કોઈ વસ્તુની માગણી કરનાર; હક્ક દર્શાવનાર]

હક્ક-અધિકાર તરીકે કોઈ વસ્તુની માગણી કરનાર.

(૩) [અ૦ داعی 'દાઅી' ('દઅ્આ' =બોલાવવું; વિનંતિ કરવી; આમંત્રણ આપવું)=બોલાવનાર; એક મજહબ તરફ (બીજાઓને) આમંત્રણ આપનાર]

ધર્મનો ઉપદેશ કરનાર માણસ; ધર્મનો પ્રચારક પુરુષ.

૦દુશ્મન પું૦— داعی (દાઅી)+ફા૦ 'દુશ્મન'=જુઓ 'દુશ્મન'—

વારસામાં ભાગીદાર અને દુશ્મન (૨) કોઈ પણ કારણથી થયેલો વેરી.

૦નો ઘોડો પું૦—'દાઈ' (૨) ઉપરથી ગુજરાતીમાં—

એ નામની એક રમત.

દાઊદખાની વિ૦ — મૂળ સુરિયાની ભાષાનો શબ્દ داود (દાવૂદ) = જુઓ નીચેની નોંધ (૧) + خان (ખાન) = જુઓ 'ખાન' મળીને 'દાવૂદ-ખાન' = નોંધ (૨) +ફા૦ 'ઈ'=પ્રત્યય, સંબંધવાચક વિશેષણ બનાવનાર—

નોંધ.—'દાવૂદ-ખાની' ઉપરથી 'दाऊद-खानी' શબ્દ ઉર્દૂ તથા હિંદીમાં વપરાય છે.

(૧) અ૦ 'દાવૂદ' અને ઉર્દૂમાં 'દાઊદ' =હજરત દાઊદ ઇસ્માઈલિ યહૂદી લોકોના બાદશાહ અને પેગમ્બર હતા. ઝબૂર નામનું ધર્મપુસ્તક તેમના ઉપર ઊતર્યું હતું. તેમનો કંઠ મધુર હતો.

કહેવાય છે કે તે પ્રાર્થના ગાતા ત્યારે તેમને સાંભળવા માટે જંગલી પશુ પક્ષીઓ થંભી જતાં, પાણી વહેતું અટકી જતું અને લોઢું મીણ જેવું થઈ જતું. મૃત્યુ સમયે તેમની ઉમર ચારસો વરસની હતી.

(૨) 'દાઊદખાન'=શાહઆલમ બાદશાહ (ઈ૦સ૦ ૧૭૬૦-૧૮૦૬)ના જમાનામાં દાઊદખાન નામનો માણસ એક પ્રકારના સફેદ ઘઉં મિસરમાંથીભારતમાં લાવ્યો હતો તે સમયથી તે પ્રકારના ઘઉંનું નામ દાઊદખાની પડ્યું.

એ નામની જાતના (ઘઉં અથવા ચોખા).

દાઊદી (૧) સ્ત્રી૦[અ૦ داودی 'દાવૂદી' ('દાવૂદ'=જુઓ 'દાઊદખાની'માં નો. ૧.+ફા૦ 'ઈ' = પ્રત્યય, સંબંધવાચક નામ અને વિશેષણ બનાવનાર)=એ નામની વનસ્પતિ જેના ઉપર લાલ, પીળા અને સફેદ રંગનાં ફૂલો પાનખરઋતુના મધ્યભાગમાં આવે છે જેને 'ગુલદાઊદી' (એ માટે જુઓ 'ગુલ'માં) પણ કહે છે. એમાં પાંખડીઓ પુષ્કળ હોય છે.

નોંધ.—દાઊદખાની ઉપરથી ઉર્દૂમાં ટૂંકમાં 'દાઊદી' ઘઉં પણ કહેવાય છે. એનો રંગ સફેદ પડતો હોય છે.

એક ફૂલઝાડ; ગુલદાવરી.

(૨) સ્ત્રી૦ [ભા૦ફા૦ داودی 'દાઅૂદી' ('દાવૂદ'+ફા૦ 'ઈ'=પ્રત્યય, સંબંધવાચક) =દાઊદને લગતું; દાઊદ સંબંધી]

નોંધ.—ગુજરાતના વહોરા મુલ્લાજીનું ૧૫૮૮માં અવસાન થયું તે પછી અહીંયાંના વહોરાઓએ દાઊદ બિન કુત્બશાહને મુલ્લાંજી તરીકે પસંદ કરી તે ખબર યમન મોકલી આપી. તે દરમિયાન યમનના ઇસ્માઈલીઓએ કોઈ એક સુલેમાનને વડા મુલ્લાંજી તરીકે નીમી તેમને ગુજરાત મોકલ્યા હતા. ગુજરાતના વહોરાઓમાંથી જે જુજ મુસલમાનોએ સુલેમાનનો સ્વીકાર કર્યો, તેઓ સુલેમાની વહોરા કહેવાયા અને બાકીના જેમણે દાઊદ બિન કુત્બશાહનો પક્ષ લીધો તે દાઊદી વહોરા કહેવાયા.

મુસલમાનોમાં વહોરાની એક જાત (૨) શિયા વહોરાઓમાં સૌથી મોટી એ નામની કોમ જેઓ લોટાના તળિયાના આકારની પાઘડી પહેરતા હોવાથી 'લોટિયા વહોરા' પણ કહેવાય છે.

નોંધ.—કેટલાકનું મંતવ્ય એવું છે કે દાઊદી વહોરાઓ માથે લોટાના તળિયા જેવું તોલું કરાવતા હોવાથી લોટિયા વહોરા કહેવાય છે અને કેટલાક એમ પણ માને છે કે તેમનો વેપાર 'લોહટ' એટલે કે લોઢાનો હોવાથી તેઓ લોટિયા વહોરા કહેવાય છે.

દાખલ વિ૦ [ અ૦ داخل 'દાખિલ' ('દખ્લ'=અંદર આવવું; દાખલ થવું)=અંદર આવનાર (૨) અંદરનું; આંતરિક; સામેલ ]

અંદર ગયેલું હોય તેવું; અંદર પેઠેલું હોય એવું.

અ૦ બદલે; માટે; પેટે; તરીકે.

દાખલો પું૦ [ અ૦ داخله 'દાખિલઃ' ('દખ્લ'=અંદર આવવું; દાખલ થવું)=ઉપરથી 'દાખિલ'= જુઓ 'દાખિલ'+નારીજાતિનું નામ બનાવનાર અરબી વર્ણ 'તે' નો ફારસીમાં પરિવર્તન પામેલો વિસર્ગ ઉચ્ચરિત 'હે': એમ મળીને 'દાખિલઃ'=અંદરનો ભાગ; મન; ઇરાદો (૨) પહોંચ; માલની પહોંચ; પૈસાની પહોંચ ]

નોંધ.—ઉર્દૂ તથા હિંદીમાં ઉપરના ઉપરાંત એના અર્થ થાય છે. પ્રવેશ; સંસ્થા આદિમાં સામેલ કરવાનું કે કરાવવાનું કાર્ય અદા કરવું તે: તે ઉપરથી ગુજરાતીમાં—

અનુભવ (૨) પાઠ; શિક્ષા (૩) માલ કે પૈસાની રસીદ; પુરાવો; આધાર; પ્રમાણ; 'સર્ટિફિકેટ' (૪) રીત પ્રમાણે ગણવાની રકમ-હિસાબ (ગણિત); ગણિતની વિશિષ્ટ રીતનું ઉદાહરણ; દૃષ્ટાંત.

દાઘ પું૦ [ ફા૦ داغ (દાગ)=ડામ; દાઝવાથી પડેલો ડાઘ; ધબ્બો; ડાઘો; નિશાની; ચિહ્ન; ચાકું (૨) [લા૦] કોઈના મૃત્યુથી નીપજેલી ખોટ; સંતાપ; દુઃખ; ગમ ]

(ગંદો દેખાય એવો) ડપકો; ડાઘો (૨) ખેદ; સંતાપ; દુઃખ; ગમ (૩) [લા૦] કલંક; બટ્ટો; નામોશી; બદનામી; કાળી ટીલી.

"દાઘ લાગે છે છતાં
જે ડાઘ દેખાતો નથી,
ઇશ્કની એવી નજરનું નૂર
થાતો જાઉં છું"
વેણીભાઈ પુરોહિત,
'ગુજરાતની ગઝલો'.

દાણાદાણા સ્ત્રી૦ [ ફા૦ دانه دانه 'દાનઃ-દાનઃ' ('દાનઃ'=જુઓ 'દાણો'+'દાનઃ'=જુઓ 'દાણો') =દાણોદાણો; એક એક દાણો; વેરેલું; વિખરાયેલું; ખાખાવીખી; છિન્નભિન્ન ]

દાણો દાણો છૂટો થઈ જાય તેમ કરવું કે થવું તે.

દાણાદાર વિ૦ [ફા૦ دانه‌دار 'દાનઃ-દાર' ('દાનઃ'=જુઓ 'દાણો'+'દાર' =પ્રત્યય, 'વાળું' અર્થસૂચક)= જેમાં દાણા હોય એવું; દાણા-દાણાવાળું; કણદાર ]

દાણાદાણાવાળું; કણકીદાર.

દાણાપીઠ સ્ત્રી૦—ફા૦ 'દાનઃ' + ગુ૦ 'પીઠ'.

દાણાનું બજાર; અનાજ વેચવાનું ઠેકાણું; કણપીઠ.

દાણિયું ન૦ — ફા૦ دانه 'દાનઃ' ઉપરથી ગુજરાતીમાં.

અરધું અનાજ અને અરધાં ફોતરાંવાળું ઢોરનું ખાણ (૨) (ચરોતરમાં) ગવારનું ગોતર (૩) સૌભાગ્યવતી સ્ત્રીને કોટે પહેરવાનું એક જાતનું ઘરેણું જેમાં મોતી કે કોઈ કીમતી ધાતુના દાણા હોય છે.

દાણો પું૦ [ફા૦ دانه (દાનઃ)= અનાજનું ધાન્ય (૨) અનાજનો કણ; કણ (૩) નંગ કે છૂટી વસ્તુ ]

અનાજ; ધાન્ય (૨) અનાજનો કણ; અનાજના કણ જેવો કોઈ પણ કણ (૩) નંગ; છૂટી વસ્તુ (૪) સોગટાબાજી વગેરે રમતાં પાસા કે કોડીથી દાવ નાખતાં પડેલો અંક.

"અહીં પ્રત્યેક **દાણા** પર છુપ્યાં ખાનારનાં નામો."
કo કેo, પૃ. ૪૫૪

૦દુણી ન૦ — 'દાણો' ઉપરથી ગુજરાતીમાં દ્વિરુક્તરૂપ.

અનાજ અને અનાજ અંગે જોઈતી સામગ્રી; અનાજ વગેરે ખોરાકનો સામાન.

દાદ સ્ત્રી૦ [ફા૦ داد (દાદ)=ન્યાયની માગણી કરવી તે (૨) ફરિયાદનું સાચું કે ખોટું કારણ દૂર કરવું તે; ન્યાય ]

ન્યાય (૨) ફરિયાદ; અરજ.

દાદ દેવી=દાદ સાંભળવી; ન્યાય આપવો (૨) [ લા૦ ] ગાંઠવું; માનવું.

"દઈ **દાદ** અમારી હિંમત પર
એ લેખ બધા બદલી નાખે,
જે ભાગ્ય નિરાશામાં અમને
નિજ હાથને ઘસતાં જોઈ શકે."
બરકત વીરાણી, 'માનસર', પૃ. ૧૧૪

૦ખ્વાહ પું૦ [ફા૦ફા૦ دادخواه 'દાદ-ખ્વાહ' ('દાદ'+'ખ્વાહ' અર્થાત્ ઇચ્છા રાખ; ચાહઃ એ ક્રિયાપદનો ધાતુ જે આજ્ઞાર્થ-રૂપમાં હોય છે અને તે નામને લાગીને કર્તૃવાચક નામ યા

વિશેષણ બનાવે છે)=દાદ માંગનારું; ન્યાય ચાહનારું; ફરિયાદી; દાવો કરનાર; વાદી]

દાદ માંગનારું; ન્યાય માગનાર; ફરિયાદી; દાવો કરનાર; વાદી.

૦ફરિયાદ સ્ત્રી૦ [ફા૦ داد و فریاد 'દાદો ફ઼ર્યાદ' ('દાદ'+'વ'= 'ઓ'=અને +'ફ઼ર્યાદ'=જુઓ 'ફરિયાદ')=ન્યાયની માગણી અને શિકાયત]

નોંધ.—આ શબ્દસમૂહ ભારતીય ફારસીમાં મળે છે. તે ઉપરથી ઉર્દૂમાં અને તે ઉપરથી ગુજરાતીમાં.

કોઈ પણ જાતની ફરિયાદ; દાદ મેળવવા માટેની કોઈ પણ પ્રકારની અરજ.

૦ફરિયાદી વિ૦—'દાદ'+'ફરિયાદ' +ગુ૦ 'ઈ'.

નોંધ.—આ શબ્દ ફારસી કે ઉર્દૂમાં વપરાતો નથી. એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

દાદ માગનાર; ફરિયાદી.

દાદગર પું૦ [ફા૦ دادگر 'દાદ-ગર' ('દાદ'= જુઓ 'દાદ' + ફા૦ 'ગર'=પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવનાર) = ઇન્સાફ કરનાર; ન્યાય આપનાર; ન્યાયાધીશ]

ન્યાય કરનાર માણસ; ન્યાયાધીશ.

દાદાગીરી સ્ત્રી૦ જુઓ 'દાદો'માં.

દાદાર (પા૦ગુ૦) [ફા૦ دادار 'દાદાર' ('દાદ'=તેણે આપ્યું; મૂળ એ 'દાદન'=આપવું; દેવું: એ ઉપરથી ભૂતકાળ ત્રીજા પુરુષ એકવચનનુ રૂપ 'દાદ'+'આર'=પ્રત્યય, કર્તૃવાચક નામનો અર્થ આપનાર) =ન્યાય આપનાર; અલ્લાહનું તેની સિફ઼ત સૂચવતું નામ]

ન્યાય આપનાર; સરજનહાર.

દાદી સ્ત્રી૦—ફા૦ داد (દાદ) ઉપરથી ગુજરાતીમાં. એ માટે જુઓ 'દાદ'.

વાદી; ફરિયાદી; ફરિયાદ કરનાર; જવાબ લેનાર.

"કોર્ટની વખતે દાદી ફર્યાદી હાજર થયાં."

અં૦ન૦ગ૦ (ગુ-ફા-અ૦કો૦)

દાદો (પા૦ગુ૦) પું૦ [ફા૦ دادو (દાદૂ) = જૂનો નોકર; જે યુવાનીથી એક જ શેઠને ત્યાં નોકરી કરતો આવ્યો હોય (૨) માર્ગદર્શક ઉસ્તાદ]

નોંધ.—નોકર કે ઉસ્તાદ ઉપરથી બળજબરીથી કામ કરાવી લેવામાં રીઢો થઈ ગયેલો માણસ: એ ઉપરથી લાક્ષણિક અર્થ.

ગુંડો; જબરદસ્તી કરવાની ટેવવાળો માણસ; બદમાશ; મવાલી.

–દાગીરી સ્ત્રી૦—'દાદો' ઉપરથી ગુજરાતીમાં.

નોંધ.—ફા૦ 'કાર-ગર' ઉપરથી ફા૦ 'કાર-ગરી' ઉપરથી ગુજરાતી 'કારીગીરી', ફા૦ 'જાદૂ-ગર' ઉપરથી ફા૦ 'જાદૂ-ગરી' ઉપરથી ગુજરાતીમાં 'જાદૂગીરી' અને અ૦ફા૦ 'સોદા-ગર' ઉપરથી અ૦ફા૦ફા૦, 'સોદા-ગરી' ઉપરથી ગુજરાતીમાં 'સોદાગીરી' એવા શબ્દોના સાદૃશ્યે આ શબ્દ ગુજરાતીમાં ઘડાયો છે.

જબરદસ્તી; બળજોરી; ગુંડાગીરી; જોહુકમી.

દાન અ૦[ (૧) ફા૦ دان ( દાન ) = પ્રત્યય, પાત્રવાચક]

નોંધ.—જેમ કે ફા૦ 'ગુલાબ' ઉપરથી ગુજરાતીમાં 'ગુલાબદાન' અ૦'ઇત્ર' ઉપરથી ગુજરાતીમાં 'અત્તરદાન' વગેરે શબ્દો છે. 'અત્તરદાન' ઉપરથી ગુજરાતીમાં 'અત્તરદાની' શબ્દનો પણ ઉપયોગ થાય છે.

(૨) ફા૦ دان (દાન) = પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવનાર—

નોંધ.—જેમ કે ગુજરાતીમાં 'કદરદાન'.

દાનત સ્ત્રી૦ [અ૦ دیانت 'દિયાનત' ('દાન' = દીન અપનાવવો; મજહબનું પાલન કરવું; મજહબ મુજબ ચાલવું) = મજહબ; સત્યનિષ્ઠા; દીનદાર હોવું તે; ધાર્મિકતા; પવિત્રતા (૨) પ્રમાણિકપણું; સચ્ચાઈ; ઈમાનદારી]

મનનું વલણ; મનોભાવ; વૃત્તિ; નિષ્ઠા.

"**દાનત** તેવી બરકત."
(કહેવત)

દાનસ્તુ વિ૦[ફા૦ دانسته 'દાનિસ્તઃ' ('દાનિસ્તન' = જાણવું; સમજવું: એ ઉપરથી ભૂતકૃદંતનું રૂપ) = જાણેલું; સમજેલું; જ્ઞાત; ડાહ્યું; સમજુ; બુદ્ધિમાન; અક્કલમંદ]

નોંધ.—નીચેના અર્થો શબ્દકોશોમાં નોંધવામાં આવેલા છે. સંભવિત છે કે 'દાનત' સાથે સંબંધ કરવાથી એ ગૂંચવાડો થયો હોય.

સારી દાનતવાળું; પ્રમાણિક.

–સ્તાઈ સ્ત્રી૦—'દાનસ્તુ' ઉપરથી ગુજરાતીમાં—

દાનસ્તાપણું.

દાનાઈ સ્ત્રી૦ [ફા૦ دانائی 'દાનાઈ' ('દાના' = જુઓ 'દાનો'માં + ફા૦ 'ઈ' = પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર) = દાનાપણું; જ્ઞાન; ડહાપણ; બુદ્ધિમત્તા; સમજદારી]

દાનાપણું; જ્ઞાન; ડાહ્યાપણું; વિવેક (૨) ભલમનસાઈ; પ્રમાણિકતા; ઈમાનદારી.

"એ માફ કર એ માફ કર
**દાનાઈ**થી હેવાનને."
(ક૦કે૦ પૃ. ૮૩)

દાનાવ વિ૦ — 'દાનો' ઉપરથી ગુજરાતીમાં: એ માટે જુઓ 'દાનો'.

ડાહ્યું; વિવેકી; સમજુ; (૨) ઉદાર.

દાનિયત સ્ત્રી૦—'દાના' ઉપરથી ગુજરાતીમાં.

**નોંધ.**—અ૦ 'ઇન્સાન' ઉપરથી અ૦ 'ઇન્સાનિય્યત' અને એ ઉપરથી ગુજરાતીમાં 'ઇન્સાનિયત' અને અ૦ 'કાબિલ' ઉપરથી અ૦ 'કાબિલિય્યત' અને એ ઉપરથી ગુજરાતીમાં 'કાબેલિયત' એના સાદૃશ્યે 'દાના' ઉપરથી 'દાનિયત' ગુજરાતીમાં ઘડાયો છે.

દાનાપણું; ડહાપણ; અક્કલમંદી.

"ભરી મીજલસ દીવાનાની,
કહી ત્યાં **દાનિયત** ક્યાંથી."
દી૦સા૦ (ગુ-ફા-અ૦કો૦)

દાનિશ સ્ત્રી૦ [ફા૦ دانش 'દાનિશ' ('દાન'=જાણ; સમજ: એ ક્રિયાપદનો ધાતુ જે આજ્ઞાર્થ રૂપમાં હોય છે+'ઇશ'=પ્રત્યય, ક્રિયાપદના આજ્ઞાર્થરૂપને લાગીને ક્રિયામૂલક નામ બનાવનાર)= જાણકારી; જ્ઞાન; ડહાપણ; બુદ્ધિ]

ડહાપણ; બુદ્ધિ; વિવેક.

૦મંદ વિ૦ [ફા૦ دانشمند 'દાનિશ-મંદ' ('દાનિશ'+ફા૦ 'મંદ' =પ્રત્યય, પૂર્ણતાવાચક વિશેષણ બનાવનાર)=દાનિશવાળું; જ્ઞાની; સમજુ; બુદ્ધિમાન; અક્કલમંદ; ડાહ્યું]

ડાહ્યું; સમજુ; વિવેકી.

૦મંદી સ્ત્રી૦ [ભા૦ફા૦ دانشمندی 'દાનિશ-મંદી' ('દાનિશમંદ' +'ઈ'=પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર) = દાનિશમંદ હોવું તે; બુદ્ધિમત્તા; ડહાપણ]

**નોંધ.**—આ શબ્દ ઈરાનમાં વપરાતો નથી અને ભા૦ફા૦માં એ વપરાયેલો છે: તે ઉપરથી એ ઉર્દૂમાં વપરાય છે: તે ઉપરથી ગુજરાતીમાં—

બુદ્ધિમત્તા; ડહાપણ (૨) વિદ્વત્તા.

દાનો વિ૦ પું૦ [ફા૦ دانا 'દાના' ('દાન'=જાણ; સમજ એ ક્રિયાપદનો ધાતુ જે આજ્ઞાર્થ-રૂપમાં હોય છે+'આ'=પ્રત્યય, ક્રિયાપદના આજ્ઞાર્થરૂપને લાગીને ક્રિયામૂલક નામ બનાવનાર)= જાણનારો; જ્ઞાતા (૨) બુદ્ધિમાન; ડાહ્યો; અક્કલમંદ; હોશિયાર (૩) સમજદાર]

ડાહ્યો; સમજુ; વિવેકી.

"નાદાન દોસ્ત કરતાં
**દાનો** દુશ્મન ભલો."
(કહેવત)
(ગુ-ફા-અ૦કો૦)

દાબ પું૦ [ફા૦ داب (દાબ)=શાનો-શોકત; રોફ; વૈભવ; રુઆબ; દબદબો; પ્રભાવ]

અંકુશ; ધાક; શેહ (૨) આગ્રહ; દબાણ.

"બની ફકીર નિરંકુશ
બની ગયા બંદા,
લગીર દીન કે દુનિયા
તણો ન દાબ રહ્યો."
અમૃતઘાયલ, 'રંગ', પૃ. ૫૩

દાબડી સ્ત્રી૦ —'દાબડો' ઉપરથી ગુજરાતીમાં નારીજાતિનું રૂપ: એ માટે જુઓ 'દાબડો'—
નાનો દાબડો; ડબી.

—ડો પું૰—ફા૦ دبه (દબ્બ:) ઉપરથી ગુજરાતીમાં: એ માટે જુઓ 'ડબો'.

ઢાંકણવાળું એક જાતનું ધાતુનું પાત્ર; ડબો.

દામન ન૦ [ફા૦ دامن (દામન)= પુરુષના કોટનો કેડ નીચેનો લટકતો રહેતો ઘેરાવાનો ભાગ; ફરાકનો ઘેર; છેડો; પાલવ]

અંગરખા વગેરેની ચાળ (૨) છેડો; પાલવ.

"તમારી બીબીના દામન પર ધબ્બો તો નથી લાગ્યો."
બા૦બા૦ (ગુ-ફા-અ૦કો૦)

દામાદ પું૦ [ફા૦ داماد (દામાદ)= જમાઈ]
જમાઈ.

દાયણ સ્ત્રી૦ જુઓ 'દાઈ'માં.

દાયરો પું૦ [અ૦ دائرہ 'દાયેર:' ('દાર'=ફરવું; ભ્રમણ કરવું) =વર્તુળની ફરતી રેખા; પરિઘ. ભા૦ફા૦માં અર્થ:-[લા૦] મજલિસ (૨) ખાનકાહ (૩) છાવણી; શિબિર]

નોંધ.—ઉપરના ઉપરાંત ઉર્દૂમાં એના અર્થ થાય છે ટોળું; મંડળ; જથ્થો: એ ઉપરથી ગુજરાતીમાં.

કોઈ વલી એકાંતમાં બંદગી કરવા કોઈ ગોળાકાર જગ્યા નક્કી કરે તે (૨) ડાયરો; રાવણું (૩) ચૌટે અગર ડેલીએ એકઠા થયેલા નાના મોટા દરબારોની સભા (૪) સમુદાય; ટોળું; મંડળ; જથ્થો.

"ડુંગો ત્યાં દાયરો,
મુલ્લાં ત્યાં મસીદ;
વગર સ્ત્રીનો ભાયડો,
જ્યાં બેઠો ત્યાં નચિંત."
કા૦ક૦ (ગુ-ફા-અ૦કો૦)

દાયા સ્ત્રી૦ [ફા૦ دایہ (દાય:)= બાળકની પરવરિશ કરનાર નોકર બાઈ; ધવરાવીને કોઈ બાળકને ઉછેરનારી બાઈ; ધાત્રી; ધાવ]

બાળકની દેખરેખ કરનાર નોકરબાઈ; ધવરાવીને બાળકને ઉછેરનારી બાઈ; ધાત્રી; ધાવ (૨) સુયાણી; પ્રસવ કરાવનારી બાઈ.

—દાર ફા૦ دار (દાર)=પ્રત્યય, 'વાળું' અર્થ સૂચક જેમ કે ફા૦ 'દાનઃ-દાર' ઉપરથી ગુજરાતીમાં 'દાણાદાર'; ફા૦ 'દિયાનત-દાર' ઉપરથી ગુજરાતીમાં 'દાનતદાર'; 'માલ-દાર' વગેરે (૨) પ્રત્યય, કર્તૃવાચક નામ યા વિશેષણ બનાવનાર 'ખબર-દાર', 'રિકાબ-દાર', 'રાહ-દાર' વગેરે: એ ઉપરથી ગુજરાતીમાં.

દારાશાહ પું૦ [ફા૦ دارا شاه 'દારાશાહ' ('દારા'=ઈરાનમાં થઈ ગયેલા હખામની વંશના જાણીતા બાદશાહ મહાન દારયૂશ (દરાયસ હિસ્તાસ્પે) ઉર્ફે પ્રથમ દારા (ઈ૦સ૦ પૂ. ૫૨૧-૪૮૫ + 'શાહ'=જુઓ 'શાહ')= દારા નામનો શાહ]

ઈરાનનો એ નામનો બાદશાહ જેણે ઈ.સ. પૂ. ૫૨૧થી ઈ.સ પૂ. ૪૮૫ સુધી રાજ્ય કર્યું હતું.

"દળનારીના દીકરાનું નામ **દારાશાહ**" = નામ મોટાં દર્શન ખોટાં.

(પારસી ગુજરાતી કહેવત)

દારૂ પું૦ [ફા૦ دارو (દારૂ)=દવા; ઔષધ; ઓસડ (૨) સરકો (૩) બંદૂક, તોપ વગેરેમાં વપરાતો એક પદાર્થ]

**નોંધ.**—હિંદીમાં ઉપરના ઉપરાંત એનો અર્થ થાય છે શરાબ: તે ઉપરથી ગુંજરાતીમાં.

બંદૂક, તોપ વગેરેમાં વપરાતો એક પદાર્થ; અગ્નિનો સ્પર્શ થતાં એકદમ સળગી ઊઠે એવું એક મિશ્રણ (૨) મદિરા.

"ડૂબ્યું દારૂએ રોમન રાજ,
અફિણે વેડ્યું રજપુત રાજ,
ગયું કુસંપે મોગલ રાજ,
હૂંપદથી શ્રીમંતનું રાજ."
(નર્મકવિતા, પૃ. ૩)

૦ખાનું ન૦—'દારૂ' + ફા૦ خانه (ખાનઃ)=પ્રત્યય, સ્થળવાચક—

**નોંધ.**—(૧) ફારસીમાં આ શબ્દના અર્થ થાય છે દવા બનાવવાનું સ્થળ; દવાની દુકાન; દવાખાનું; 'ફાર્મસી'; 'ડિસ્પેન્સરી'.

(૨) 'દારૂ'ના ઉપર જણાવેલા ફારસીમાંના અર્થો પૈકીનો નં. (૩) +'ખાનઃ' ઉપરથી: એ માટે જુઓ 'ખાનું': એમ મળીને બનેલો 'દારૂખાનું' શબ્દ ફારસીમાં 'ખાનઃ' લાગીને બનેલા જે કેટલાક શબ્દો ગુજરાતીમાં પ્રવેશ પામેલા છે તેમના સાદૃશ્યે ગુજરાતીમાં ઘડાયેલો છે અને તે ઉપરથી તેના અર્થ નીચે મુજબ થાય છે:

દારૂ બનાવવાનું કારખાનું (૨) [લા૦] આતશબાજીની ચીજ; જુદી જુદી રીતે અને જુદા જુદા રંગમાં ઊડે એવી બંદૂકના દારૂની બનાવટ.

૦ગડો—'દારૂ' ઉપરથી 'દારૂગડો'નું સ્થાનિક ઉચ્ચારણ હોવાનો સંભવ છે—

દારૂખાનું બનાવનાર.

०ગાળણી—'દારૂ'+ગુ० 'ગાળણી'—

દારૂ ગાળવો તે કે તેનું કારખાનું; દારૂની ભઠ્ઠી.

०ગોળો પું०—'દારૂ'+ભા०ફા०ગો ગોલ (ગોલ:)=જુઓ 'ગોલંદાઝ'માં—

દારૂગોળા વગેરે યુદ્ધનો સામાન.

०ડિયો પું०—'દારૂ' ઉપરથી ગુજરાતીમાં—

દારૂનો વ્યસની.

०બંધી સ્ત્રી०—'દારૂ'+ગુ० બંધી—

દારૂની બંધી; દારૂ પીવાની મનાઈ; 'પ્રોહિબિશન'.

०બાજ વિ०—'દારૂ'+ફા० باز (બાઝ)=પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવનાર—

નોંધ.—આ શબ્દ ફારસી તેમ જ ઉર્દૂમાં વપરાતો નથી અને ફારસીમાં 'બાઝ' પ્રત્યય લાગીને બનેલાં કર્તૃવાચક નામો જેવાં કે ફારસીમાં 'દગા-બાઝ' ઉપરથી ગુજરાતીમાં 'દગાબાજ', ફારસીમાં 'દગલ-બાઝ' ઉપરથી ગુજરાતીમાં 'દગલબાજ'ના સાદૃશ્યે એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

શરાબખોર; દારૂડિયો.

०બાજી સ્ત્રી०—'દારૂબાજ'+ગુ० 'ઈ'—

શરાબખોરી; દારૂડિયાપણું (૨) દારૂની મિજલસ.

દારૂબંધી સ્ત્રી०; દારૂબાજ વિ०; દારૂબાજી સ્ત્રી० જુઓ 'દારૂ'માં.

દારોગો પું० [તુ० داروغه ઈ०ઉ० (દારૂગેહ): ભા०ઉ० (દારોગ:) = નિરીક્ષણ કરનાર મુખ્ય અધિકારી 'સુપરિન્ટેન્ડેન્ટ']

નિરીક્ષણ કરનાર મુખ્ય અધિકારી; 'સુપરિન્ટેન્ડેન્ટ'.

"બંદરમાં પેસવાને ત્યાંના ફુરજાના **દારોગા** તરફથી પરવાનો મળશે નહિ."

ક०ઘે० (ગુ-ફા-અ०કો०)

દાલચીની સ્ત્રી० [ફા० دارچینی 'દાર-ચીની': મૂળ 'દારેચીની' ઉપરથી: દારેચીની ('દાર'=લાકડું; કાષ્ઠ +'એ'=છઠ્ઠી વિભક્તિનો સંબંધ દર્શાવનાર ફારસી સંજ્ઞા +'ચીન' = એ નામનો દેશ +ફા० 'ઈ'=પ્રત્યય, સંબંધવાચક) =ચીનનું લાકડું; ચીનમાંથી આવતું એક ખુશબોદાર લાકડું (૨) એક પ્રકારના ઝાડની સુગંધી છાલ (૩) એક પ્રકારની તજ]

નોંધ.—પુરાણા જમાનામાં ઈરાનમાં અને તે પછી ભારત, અરબસ્તાન વગેરે દેશોમાં આ વસ્તુ ચીનમાંથી આયાત થતી હતી.

તજ અને દારચીનીનાં ઝાડ જુદાં હોય છે છતાં તેને એક જ ગણવામાં આવે છે.

તેજાનાની એક વસ્તુ; તજ.

દાલાન પું० [ફા० دالان (દાલાન)= મકાનની અંદરનો જુદી જુદી

સ્વતંત્ર ઓરડીઓમાં જવાનો રસ્તો; ઇમારતમાં અંદરના ભાગમાં આવેલી લાંબી ચાલી જેમાં ઘણાં ખંડોનાં બારણાં પડતાં હોય; રસ્તાવાળી પરસાળ (૨) પ્રવેશખંડ; વિશાળખંડ; દ્વારમંડપ]

નોંધ.—પશ્ચિમ અને મધ્ય એશિયામાં ઘરની રચનામાં પ્રવેશખંડઆગળ એક ખૂબસૂરત કમાન હોય છે જેમાં થઈને તેમાં દાખલ થવાય છે. તેમાંથી પસાર થતાં મહેમાનખાનું અને અન્ય ઓરડાઓ આવે છે.

ઘરનો મોટો ઓરડો; દીવાનખાનું (૨) ઘર માંહેનો ચોક (૩) આંગણું.

દાવ પું૦ [ફા૦ داو (દાવ)=રમતમાં આવતો વારો; રમતની ચાલ.

ભા૦ફા૦માં અર્થ:–[લા૦] છળ; કપટ]

નોંધ.—ભારતીય ફારસીના અર્થ ઉપરથી ઉર્દૂમાં પણ એના અર્થ થાય છે છળ; કપટ. એ સર્વ ઉપરથી ગુજરાતીમાં.

રમતમાં આવતો વારો; દાવ; પાસામાં પડતા દાણા (૨) પાસા નાખવાનો અનુકૂળ વખત; લાગ (૩) યુક્તિ; પેચ.

"ગંધમાદનથી ગાંજીવ આવ્યા,
રૂડો સાધી દાવ."
પ્રેમાનંદ (ગુ-ઇં૦ડિ૦)

૦પેચ પું૦—'દાવ' + ફા૦ پیچ ઈ૦ઉ૦ (પીચ): ભા૦ઉ૦ (પેચ)=જુઓ 'પેચ'—

યુક્તિપ્રયુક્તિ; કાવાદાવા; પ્રપંચ; કપટકળા.

દાવત સ્ત્રી૦ [અ૦ دعوت 'દઅ્વત' ('દઆ'=બોલાવવું; આમંત્રણ આપવું)=બોલાવવું તે (ભોજન માટે); આમંત્રણ આપવું તે; નિમંત્રણ]

નોતરું; નિમંત્રણ; ઇજન.

દાઉદી સ્ત્રી૦ જુઓ 'દાઊદી'

દાવપેચ પું૦ જુઓ 'દાવ'માં.

દાવર પું૦ [ફા૦ داور 'દાવર' ('દાદ'=જુઓ 'દાદ'+'વર' = પ્રત્યય, 'વાળું' અર્થસૂચક) = દાદવાળો; ન્યાય કરનારો; ન્યાયાધીશ; લવાદ]

ન્યાયી માણસ (૨) પારસી લોકોમાં એ નામની એક અટક.

દાવલશા પું૦ [અ૦ داورالملک 'દાવરુલ્‌મુલ્ક' ('દાવર'=જુઓ 'દાવર'; મુનસિફ; હાકેમ; શાસક +'અલ્'=નિશ્ચયાત્મક ઉપસર્ગ +'મુલ્ક'=જુઓ 'મુલ્ક') = પ્રદેશનો હાકેમ]

નોંધ.—સુલતાન મહમૂદશાહ બેગડાના સમયમાં મલેક અબ્દુલ-

લતીફ નામે એક પીર હતો. તે સુલતાનનો અમીર પણ હતો. સુલતાને તેને 'દાવરુલ્મુલ્ક'નો ઇલકાબ આપ્યો હતો તે ઉપરથી સમય જતાં તેનો બદલાયેલો ઉચ્ચાર 'દાવલશા' છે. તે દાવલશા અમદાવાદના હજરત શાહઆલમ-નો મુરીદ હતો. તે લડાઈઓમાં પણ ભાગ લેતો હતો. એ પીરના અનુયાયીઓમાંના ઘણા હિંદુ રિવાજો પાળે છે.

કચ્છના મુસલમાનોમાં શેખ નામનો એક વર્ગ ભૂજથી દશ માઈલ ઉત્તરે આવેલા સુમરાસર ગામમાં રહે છે. તેઓ માથે ઊનની આંટાવાળી પાઘડી પહેરે છે અને દફ નામનું નાનું ઢોલ વગાડીને ઘેર ઘેર ભીખ માગે છે. તેઓ મજહબે સુન્ની હોય છે અને મજકૂર દાવલશા પીરને માને છે.

એ નામના એક પીરનું નામ.

દાવાઅરજી સ્ત્રી૦ જુઓ 'દાવો'માં.

દાવાગીર પું૦ [અ૦ફા૦ دعوی‌گر 'દઅ્‌વા-ગર' ('દઅ્‌વા'=જુઓ 'દાવો'+'ગર'=પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવનાર)=દાવો કરનાર; વાદી; ફરિયાદી]

નોંધ.—ઉપરના ઉચ્ચારને બદલે હિંદીમાં 'દાવાગીર' ઉચ્ચાર પ્રચલિત છે: તે ઉપરથી ગુજરાતીમાં.

દાવો કરનાર; ફરિયાદી.

"વણ સમજે **દાવાગીર** ઘણા,
વેષ વખાણે આપાપણા."
અખો (ભ૦ગો૦મં૦)

દાવાદાર પું૦ دعوی‌دار 'દઅ્‌વા-દાર' ('દઅ્‌વા'=જુઓ 'દાવો'+ફા૦ 'દાર'=પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવનાર)= દાવો કરનાર; વાદી; ફરિયાદી]

દાવો કરનાર; દાવાવાળો; ફરિયાદી.

"મગરૂર છું તારી તુફેલે
દાર પર ચઢનાર છું,
માશૂક કરો હાસિલ હું હકનો
ફક્ત **દાવાદાર** છું."
મસ્તાન, 'ગુજરાતી ગઝલો'.

દાવાદાવી સ્ત્રી૦—અ૦ دعوی 'દઅ્‌વા' ઉપરથી ગુજરાતીમાં દ્વિરુક્તરૂપ—

નોંધ.—ફારસીમાં 'દાવા' અને 'દાવી' બન્ને શબ્દો એક જ મૂળના છે. એનો સાચો ઉચ્ચાર 'દઅ્‌વા' છે. પરંતુ એની જોડણી મુજબ એનો ઉચ્ચાર 'દઅ્‌વી' પણ થઈ શકે છે. 'દઅ્‌વા'નો અર્થ થાય છે અદાલતી મુકદ્દમો; દાવો કે ફરિયાદ; જ્યારે 'દઅ્‌વી'નો અર્થ થાય છે દાવો; હક કે ખોટો દાવો કે ખોટો હક; પરંતુ 'દઅ્‌વાદઅ્‌વી' એવો શબ્દ ફારસીમાં વપરાતો નથી. એ 'મારામારી', 'કાપાકાપી' જેવા શબ્દોના સાદૃશ્યે ગુજરાતીમાં ઘડાયેલો છે.

સામસામે દાવા ફરિયાદ કરવાં કે લડાવવાં તે.

દાવો પું૦ [અ૦ دعوی 'દઅ્‌વા' ('દાઆ' = –ના ઉપર કોર્ટમાં

દાવો માંડવો; મુકદ્દમો માંડવો; કાયદેસર પગલાં લેવાં) = હક; અધિકાર; હક-અધિકાર તરીકે કોઈ વસ્તુની માંગણી કરવી તે; હક્ક દર્શાવવો તે; અદાલતી મુકદ્દમો; ફરિયાદ]

હક્ક; અધિકાર; માલિકી (૨) હક્ક મેળવવા સારુ સરકારમાં ફરિયાદ.

"વસીને મારા અંતરમાં
પુરાવો તેં જ દઈ દીધો,
મને **દાવો** હતો કે હું
તને ચાહું છું અંતરથી."

બરકત વીરાણી, 'માનસર', પૃ. ૨૬

-વાઅરજી સ્ત્રી૦—دعوا (દઅ્વા) + عرضی (અરૂદ્દી) = જુઓ 'અરજી'—

દાવો કરવા કરેલી અરજી; દાવાની અરજી; ફરિયાદનામું.

"પોતાના ઇતિહાસને તત્ત્વજ્ઞાનના અભ્યાસથી એમાં જે દોષ જણાયો, તે દૂર કરી લોકમતરૂપી ન્યાયાસન આગળ સુધારાના કેસની **દાવાઅરજી** દાખલ કરનાર મણિલાલ હતા."

સુ૦ગ૦ (ગુ-ફા-અ૦કો૦)

દાસ્તાન સ્ત્રી૦[ફા૦ داستان (દાસ્તાન) = કિસ્સો; કહાણી (૨) વાર્તા; કથા (૩) ઇતિહાસ]

નોંધ.—હિન્દીમાં ઉપરના ઉપરાંત એના અર્થ થાય છે હાલ; વર્ણન: તે ઉપરથી ગુજરાતીમાં.

અહેવાલ; વર્ણન.

"હું તે **દાસ્તાન** અત્યારે જ આપને સંભળાવું છું."

બા૦બા૦ (ગુ-ફા-અ૦કો૦)

દાંડીકૂચ સ્ત્રી૦—ગુ૦ 'દાંડી' + ફા૦ کوچ (કૂચ)=જુઓ 'કૂચ'—

ઈ.સ. ૧૯૩૦માં મહાત્મા ગાંધીજીએ દાંડી ગામે (મીઠાના સત્યાગ્રહ માટે) કરેલી કૂચ.

દિક્કત સ્ત્રી૦ [અ૦ دقت 'દિક્કત' ('દક્ક'=બારીક હોવું; સમજવું મુશ્કેલ હોવું)=બારીક હોવું તે; બારીકાઈ (૨) મુશ્કેલી; તકલીફ]

મુશ્કેલ; હરકત.

"જેહમતો ને **દિક્કતો** વિના આરામ મળતો જ નથી."

બા૦બા૦ (ગુ-ફા-અ૦કો૦)

દિગર વિ૦ જુઓ 'દીગર'

દિમાક, પું૦ [અ૦ دماغ (દિમાગ) =મગજ; સૂઝ; ભેજું.

ફા૦માં અર્થ:-[લા૦] ગર્વ; અહંકાર; અભિમાન]

મગજ; બુદ્ધિ (૨) ગર્વ; અહંકાર; અભિમાન.

"ઘરમાં કાંઈક, બહાર કાંઈક. એવા આકારના અનેક દિમાક કુલીનતા, શ્રેષ્ઠતા આદિના દિમાક-ને સર્વ સાચવવું પડે છે."
આ૦નિ૦ (ગુ–ફા–અ૦કો૦)

દિમાગ પું૦ જુઓ 'દિમાક'.
"દિમાગથી ન ગઈ મીઠી
મ્હેક જુલફોની,
મિજાજ ઓર રહ્યો,
ઓર કંઈ રુવાબ રહ્યો."
અમૃત ઘાયલ, 'રંગ', પૃ. ૫૩

દિલ ન૦ [ફા૰ دل (દિલ)=હૃદય; મન; ચિત્ત; અંતઃકરણ (૨) ધ્યાન (૩) હિંમત]
નોંધ.—ઉપરના ઉપરાંત ઉર્દૂ તથા હિંદીમાં એનો અર્થ થાય છે ઇચ્છા : તે ઉપરથી ગુજરાતીમાં.
હૃદય; મન; ચિત્ત (૨) ઇચ્છા (૩) ચાહના.
"બનાવ્યું ઘેલું દિલ દિલ્બર!
નયન દ્વારેથી દઈ દર્શન,
સ્મરણ ના તે થતું ઝાંખું
હવે તુજ રૂપ કરી દેને."
ગઝલે રંજુર, પૃ. ૪

૦કશ(–સ) વિ૦ [ફા૰ دلکش 'દિલ-કશ' ('દિલ'+ફા૰ 'કશ'=પ્રત્યય, કર્તૃવાચક નામ તેમ જ વિશેષણ બનાવનાર)=દિલને આકર્ષનાર; મનને પસંદ પડે એવી વસ્તુ; મનોહર] મનને આકર્ષે એવું; મનોહર.
"અગર દિલકશ દુલારા દિલ,
મને આરામ મળશે કે?"
ગુ૦ગ૦ (ગુ–ફા૦અ૦કો૦)

૦ગાર વિ૦—'દિલ'+ગુ૦ 'ગાર'—
નોંધ.—આ શબ્દ ફારસી તેમ જ ઉર્દૂમાં વપરાતો નથી. એ ફારસી-માંથી ગુજરાતીમાં પ્રવેશ પામીને પ્રચલિત થયેલા 'ખિદમતગાર'; 'ગુનેગાર'; 'પરવરદિગાર' વગેરે શબ્દોના સાદૃશ્યે ગુજરાતીમાં ઘડાયેલો છે.
હેતાળ; પ્રેમાળ.

૦ગારી સ્ત્રી૦—'દિલગાર' ઉપરથી ગુજરાતીમાં—
પ્રેમ; હેત; સ્નેહ; પ્રીત.

૦ગીર વિ૦ [ફા૰ دلگیر 'દિલ-ગીર' ('દિલ'+'ગીર'= પ્રત્યય, કર્તૃ-વાચક નામ તેમજ વિશેષણ બના-વનાર)=દિલને પકડનાર; દિલને પકડી રાખનારું; દિલને દુઃખથી ભરી રાખનારું (૨) દુઃખી; નાખુશ; ગમગીન; ઉદાસ; શોકાતુર]
દુઃખી; નાખુશ; ગમગીન; ઉદાસ; શોકાતુર.

૦ગીરી સ્ત્રી૦ [ફા૰ دلگیری 'દિલ-ગીરી' ('દિલ-ગીર'+ફા૰ 'ઈ' = પ્રત્યય, વિશેષણ ઉપરથી ભાવવાચક નામ બનાવનાર)= નાખુશી; ઉદાસી; રંજ]
નાખુશી; ઉદાસી; રંજ.

૦ચમન વિ૦—'દિલ'+ફા૦ چمن (ચમન)=જુઓ 'ચમન'—

દિલ આનંદમય થાય એવું; દિલ ખુશ થાય એવું; મોહક.

ન૦ આનંદ; ખુશી.

૦ચસ્પ વિ૦ [ફા૦ دلچسپ 'દિલ-ચસ્પ' ('દિલ'+ફા૦ 'ચસ્પ'= પકડ; ચાલુ રાખ; વળગી રહે; ચોંટી રહે: એ ક્રિયાપદનો ધાતુ જે આજ્ઞાર્થ રૂપમાં હોય છે તે નામને લાગીને કર્તૃવાચક નામ તેમજ વિશેષણ બનાવે છે) = દિલની પકડ ચાલુ રાખનાર; દિલને ચોંટાડી રાખનાર; દિલને સારું લાગે એવું; દિલને ગમે એવું; મનોહર (૨) યોગ્ય; ઇચ્છનીય]

સારું લાગે–ગમે એવું; મનોહર; ખુશકારક.

૦ચસ્પી સ્ત્રી૦—'દિલ-ચસ્પ' + હિં૦ 'ઈ'—

નોંધ.—આ શબ્દ ફારસી તેમ જ ઉર્દૂ સાહિત્યમાં વપરાયેલો જણાતો નથી; વિશેષણ ઉપરથી ભાવવાચક નામ બનાવનાર ફારસી 'ઈ' પ્રત્યય લાગીને બનેલાં નામોના સાદૃશ્યે એ હિંદીમાં ઘડાયેલો છે અને તેમાં એના અર્થ થાય છે રુચિ; શોખ: તે ઉપરથી ગુજરાતીમાં.

દિલચસ્પપણું; રસ

"કંઈ વિશેષતામાં જ મારી **દિલચસ્પી** છે."

બા૦બા૦ (ગુ–ફા–અ૦કો૦)

૦ચોર પું૦—દિલ+ગુ૦ 'ચોર'—

દિલ દઈને કામ ન કરનાર; કામનો ચોર; દિલની વાત છુપાવનાર.

૦ચોરી સ્ત્રી૦—'દિલચોર' + ગુ૦ 'ઈ'—

દિલચોરપણું.

૦દર્દ ન૦ [ફા૦ درد دل (દર્દે દિલ) ઉપરથી રોજિંદી ભાષામાં વપરાતું રૂપ 'દિલ-દર્દ' છે: 'દર્દેદિલ' ('દર્દ'=જુઓ 'દર્દ' + 'એ'=છઠ્ઠી વિભક્તિનો સંબંધ દર્શાવનાર ફારસી સંજ્ઞા+'દિલ' =જુઓ 'દિલ')=હૃદયની વેદના; દિલની વેદના (૨) હૃદયનું આંતરિક દર્દ (૩) [ઈરાનમાં લા૦] પેટનું દર્દ; આંતરડાનું દર્દ]

દિલનું આંતરિક દર્દ.

"એ **દિલદર્દે** મહારાજની જીભેથી સભામાં આટલા અપવાદરૂપ ઊના શબ્દો કઢાવ્યા હતા."

મેઘાણી, 'માણસાઈના દીવા', પૃ. ૫૯

૦દાર વિ૦ [ફા૦ دلدار 'દિલ-દાર' ('દિલ'+'દાર'=પ્રત્યય, કર્તૃ-વાચક નામ તેમજ વિશેષણ બનાવનાર)=દિલને રાખનાર; દિલને ધરનાર; જેને અન્યે પોતાનું દિલ દઈ દીધું હોય; આશક; યાર (૨) માશૂક; પ્રિયા]

પ્રાણપ્રિય (૨) [લા૦] ઉદાર.

પું૦ આશક (૨) ગાઢ મિત્ર.

સ્ત્રી૦ માશૂક; પ્રિયા.

"હૃદય જ્હેને સમપું હું,
સ્વીકારે રાજી થઈ સ્નેહે,
ઘડી પલટાઈ જતાં ઘડીમાં
કહે **દિલદાર** છે શાનો."
ગઝલે રંજુર, પૃ. ૪૨

૦દારી સ્ત્રી૦ [ ફા૦ دلداری 'દિલ-દારી' ('દિલ-દાર'+ફા૦ 'ઈ'= પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવનાર)=દિલદાર હોવું તે; દિલદારપણું; પ્રેમપાત્રતા (૨) સાંત્વન; દિલાસો; હમદર્દી]

દિલદારપણું; પ્રાણપ્રિયતા.

"માશૂક તારી એકદર ભરી
ઇશ્કની ખારાઈથી,
આ સનમ તણી **દિલદારી**માં
હમ જાન આ કુરબાન હૈ."
બાલાશંકર, 'ગુજરાતની ગઝલો'.

૦પસંદ વિ૦ [ફા૦ دلپسند 'દિલ-પસંદ' ('દિલ'+પસંદ'=પસંદ કર; -થી ખુશ થા; -નો સ્વીકાર કર = એ ક્રિયાપદનો ધાતુ જે આજ્ઞાર્થ રૂપમાં હોય છે તે નામને લાગીને કર્તૃવાચક વિશેષણ બનાવે છે)=દિલ પસંદ કરે તેવું; દિલ ખુશ થાય તેવું; મનને સ્વીકાર્ય હોય તેવું; મનને ગમે તેવું; અનુકૂળ; ઇચ્છનીય; પ્રશંસનીય]

દિલને પ્રસન્ન કરે તેવું; મનને ગમે તેવું.

"છે આવી રહી મંદ મંદ
બાદ શહદની,
બહલાવતી સુગંધ
**દિલપસંદ** શજરની."
પતીલ, 'પ્રભાતનર્મદા', પૃ. ૧૫

૦પિજીર વિ૦ [ફા૦ دلپزیر 'દિલ-પજીર' ('દિલ' + 'પજીર'= સ્વીકાર કર; સંમત થા; પસંદ કર=એ ક્રિયાપદનો ધાતુ જે આજ્ઞાર્થરૂપમાં હોય છે તે નામને લાગીને કર્તૃવાચક વિશેષણ બનાવે છે)=દિલ સ્વીકાર કરે તેવું; દિલ સંમત થાય તેવું; દિલ પસંદ કરે તેવું; મનને ગમે તેવું]

મનને ગમે તેવું; મનપસંદ.

૦ફરેબ વિ૦ [ફા૦ دلفریب 'દિલ-ફરીબ' ('દિલ'+'ફરીબ'=છેતર; કુમાર્ગે દોર (૨) -નો શોખ લગાડ; મુગ્ધ કર : એ ક્રિયાપદનો ધાતુ જે આજ્ઞાર્થરૂપમાં હોય છે તે નામને લાગીને કર્તૃવાચક વિશેષણ બનાવે છે)= દિલને છેતરનારું; દિલને ખોટે માર્ગે દોરનારું (૨) દિલને મુગ્ધ કરનારું; મનને આકર્ષનારું; મનોહર; મનમોહક]

મનને ઠગે તેવું (૨) મનમોહક.

"આ ફૂલ વધારે **દિલફરેબ** છે."
બા૦બા૦ (ગુ-ફા-અ૦કો૦)

૦બર વિ૦ [ફા૦ دلبر 'દિલ-બર' ('દિલ'+'બર'=પ્રત્યય, કર્તૃ-વાચક નામ કે વિશેષણ બનાવ-નાર) = દિલને લઈ જનારું; મનમોહક (૨) માશૂક; મહેબૂબ; પ્રિયા ]

દિલનું હરણ કરનારું.

સ્ત્રી૦ માશૂક; પ્રિયા.

"બસ બોલ તુજને છે રજા,
પ્રિય! બોલવું જે કંઈ ઘટે,
ના રોકશે દિલ કેદી આ,
**દિલબર** થવું જો કંઈ ઘટે."
('ગઝલે રંજુર', પૃ. ૨૫)

૦બરી સ્ત્રી૦ [ફા૦ دلبری 'દિલ-બરી' ('દિલ-બર' + ફા૦ 'ઈ' = પ્રત્યય, વિશેષણ ઉપરથી ભાવ-વાચક નામ બનાવનાર)= દિલને લઈ જવું તે; દિલબર-પણું; મનોહરતા ]

દિલબરપણું; પ્રેમ; સ્નેહ; લગની.

"માગું છું આજે, **દિલબરી**,
હું પાસ તારી તે ફરી,
જે માગવામાં થઈ ગયાં
વરસો તણાં વરસો મને."
પતીલ, 'પ્રભાતનર્મદા', પૃ. ૪૪

૦રુબા સ્ત્રી૦, ન૦ [ ફા૦ دلربا 'દિલ-રુબા' ('દિલ'+'રુબા' અર્થાત્ ખેંચ=પ્રત્યય, એ નામને લાગીને કર્તૃવાચક નામ કે વિશેષણ બનાવે છે)=દિલને ખેંચનાર; મનમોહક (૨) પ્રિય વસ્તુ ]

નોંધ.—ઉપરના ઉપરાંત એનો હિંદીમાં અર્થ થાય છે એક તંતુવાદ્ય: એ ઉપરથી ગુજરાતીમાં.

એક તંતુવાદ્ય.

"ઢૂંઢું અય **દિલરૂબા** ! તુજને
જે મંદિરમાં તે ખાલી છે,
હૃદય ઘરવાસી છું કહીં કાં?
અંધારે આંખે ઘાલી છે."
'ગઝલે રંજુર'.

૦સોજ વિ૦ [ફા૦ دلسوز ઈ૦ઉ૦ 'દિલ-સૂઝ': ભા૦ઉ૦ 'દિલ-સોઝ' ('દિલ'+'સૂઝ' કે 'સોઝ'=બાળ; દઝાડ; સળગાવ એ ક્રિયાપદનો ધાતુ જે નામને લાગીને કર્તૃવાચક નામ કે વિશેષણ બનાવે છે)= દિલને બાળનારું; હમદર્દીવાળું; સહાનુભૂતિ દાખવનારું; દયાળુ ]

લાગણીવાળું; સમભાવી; દયાળુ.

૦સોજી સ્ત્રી૦ [ફા૦ دلسوزی ઈ૦ઉ૦ 'દિલ-સૂઝી': ભા૦ઉ૦ 'દિલ-સોઝી' ('દિલ-સૂઝ' કે 'દિલ-સોઝ'+ ફા૦ 'ઈ' = પ્રત્યય, વિશેષણ ઉપરથી ભાવવાચક નામ બનાવ-નાર) = દિલનું બળવું તે; દિલસોજપણું (૨) હમદર્દી; સહાનુભૂતિ; દયા; લાગણી ]

હમદર્દી; સહાનુભૂતિ; કોઈનું દુઃખ જોઈ દિલમાં થતી લાગણી; સમભાવ.

–લાવર વિ૦ [ફા૦ دلاور 'દિલાવર' ('દિલ'+'આવર' અર્થાત્ લાવ=પ્રત્યય, કર્તૃવાચક નામ કે વિશેષણ બનાવનાર)=દિલ લાવનારું; શૂરવીર; પરાક્રમી; બહાદુર]

શૂરવીર; બહાદુર (૨) [લા૦] મોટા મનનું; ઉદાર.

–લાવરી સ્ત્રી૦ [ફા૦ دلاوری 'દિલાવરી' ('દિલાવર'+ફા૦ 'ઈ'=પ્રત્યય, વિશેષણ ઉપરથી ભાવવાચક નામ બનાવનાર)=દિલાવર હોવું તે; દિલાવરપણું; શૂરવીરતા; પરાક્રમ; બહાદુરી]

શૂરવીરતા; બહાદુરી (૨) [લા૦] મનની મોટાઈ; ઉદારતા.

–લાસો પું૦[ફા૦ دلاسائی 'દિલાસાઈ' કે دل‌آسائی 'દિલ-આસાઈ' —'દિલાસા' કે 'દિલ-આસા' ('દિલ'+'આસા' કે 'આસાય' =આરામ કે વિસામો લે: એ ક્રિયાપદનો ધાતુ જે આજ્ઞાર્થરૂપમાં હોય છે અને તે નામને લાગીને કર્તૃવાચક નામ બનાવે છે)=દિલને આરામ કે વિસામો આપનાર; સાંત્વન કરનાર; આશ્વાસન દેનાર; ઉત્સાહ આપનાર; ઉત્તેજિત કરનાર + ફા૦ 'ઈ' = પ્રત્યય, વિશેષણ ઉપરથી ભાવવાચક નામ બનાવનાર—=આશ્વાસન; ઉત્તેજન]

**નોંધ.**—ઉપરના શબ્દ ઉપરથી ઉર્દૂ તથા હિંદીમાં માત્ર 'દિલાસા' વપરાય છે: તે ઉપરથી ગુજરાતીમાં.

આશ્વાસન; સાંત્વન; ધીરજ.

"ન હો દેખાવ તો દુનિયા
**દિલાસો** પણ નથી દેતી,
છૂપા દિલના દરદમાં
જાહેરી રીતે દવા લેજે."

બરકત વીરાણી, 'માનસર', પૃ ૨૦

–લી વિ૦ [ફા૦ دلی 'દિલી' ('દિલ' +ફા૦ 'ઈ' = પ્રત્યય, સંબંધવાચક વિશેષણ બનાવનાર)= દિલને લગતું; દિલનું]

દિલનું (૨) હાર્દિક.

–લેર વિ૦[ફા૦ دلیر 'દિલીર' ('દિલ' +'આર' અર્થાત્ લાવ=પ્રત્યય, કર્તૃવાચક નામ કે વિશેષણ બનાવનાર) = દિલ લાવનારું; શૂરવીર; પરાક્રમી; બહાદુર]

શૂરવીર; પરાક્રમી; બહાદુર; હિંમતવાન.

–લેરી સ્ત્રી૦ [ફા૦ دلیری 'દિલીરી' ('દિલીર'+ફા૦ 'ઈ'=પ્રત્યય, વિશેષણમાંથી ભાવવાચક નામ બનાવનાર) = દિલેર હોવું તે; દિલેરપણું; શૂરવીરતા; પરાક્રમ; બહાદુરી]

શૂરવીરતા; બહાદુરી; પરાક્રમ; હિંમત.

-લોજાન વિ૦ [ફા૦ دل و جان
'દિલ વ જાન' કે 'દિલોજાન' ('દિલ'+'વ' કે 'ઓ'=અને+ 'જાન'=જુઓ 'જાન')=દિલ અને જાન: હૃદય અને જીવ.

ભા૦ફા૦માં અર્થ:-
પૂરેપૂરી શક્તિ સાથે; હૃદયના બને તેટલા ઉમળકાથી]

નોંધ.—ઉર્દૂમાં એનો અર્થ થાય છે વહાલું: તે ઉપરથી ગુજરાતીમાં.

પ્રાણપ્રિય; જીવજાન; અત્યંત વહાલું.

"જાઉં બચી બળતો
અંગારથી ગમીના,
વ્હાલી **દિલોજાન** જો
બોસો કનાર આપે."
પતીલ, 'પ્રભાતનર્મદા', પૃ. ૪૯

-લોજાની સ્ત્રી૦ —'દિલોજાન' + ગુ૦ 'ઈ'—

દિલોજાનપણું; હૃદયનું હેત.

"કથળી જ શાને, અતિ
પુરાતન **દિલોજાની** જેમની."
બ૦ક૦ઠા૦ (ગુ-ઇં૦ડિ૦

દિલાસો પું૦ જુઓ 'દિલ'માં.

દિલી વિ૦ જુઓ 'દિલ'માં.

દિલેર વિ૦ જુઓ 'દિલ'માં.

દિલેરી સ્ત્રી૦ જુઓ 'દિલ'માં.

દિલોજાન વિ૦ જુઓ 'દિલ'માં.

દિલોજાની સ્ત્રી૦ જુઓ 'દિલ'માં.

દિલ્લગી સ્ત્રી૦ — ફા૦ 'દિલ'+ હિં૦ લગના ઉપરથી બનેલ 'दिल्लगी' ઉપરથી—

દિલચસ્પી (૨) મનોરંજન; વિનોદ; મજાક.

"એક **દિલ્લગી** બનાવી હું
જિંદગી જીવું છું,
એક જિંદગી બનાવી હું
જિંદગી જીવું છું."
બરકત વીરાણી, 'માનસર', પૃ. ૧૫૫

દીગર વિ૦; અ૦ [ફા૦ دیگر (દીગર) = અન્ય; બીજું (૨) વધુમાં; વિશેષ; ઉપરાંત; વળી]

અન્ય; બીજું; વિશેષ

દીદાર પું૦ બ૦વ૦ [ફા૦ دیدار 'દીદાર' ('દીદ'='દીદન' અર્થાત્ જોવું ઉપરથી ભૂતકાળ, ત્રીજા-પુરુષ એકવચનનું રૂપ+'આર'= પ્રત્યય, ક્રિયાવાચક નામ બનાવ-નાર)=નજર; દૃષ્ટિ; નિગાહ (૨) મેળાપ; મુલાકાત (૩) ચહેરો; રુખ]

દર્શન; દેખાવ (૨) ચહેરો; સ્વરૂપ; કાંતિ.

"સનમ! **દીદારનાં** દર્શન
વિના આ જીવ તલસે છે,
તજી વૈભવ સદા અહીં બાગ
વન વસ્તીમાં ભટકે છે."
(ગઝલે રંજુર, પૃ. ૭૮)

–રી સ્ત્રી૦ [ ફા૦ دیداری 'દીદારી' ('દીદાર'+ફા૦ 'ઈ' =પ્રત્યય, પાત્રતાસૂચક) = નજર કરવા યોગ્ય; જોવા લાયક; સુંદર; મનોહર ]

ચહેરો; સ્વરૂપ; કાંતિ.

"દેખાડી દ્યો **દીદારી** રે,
ગુરુજી મારા ઘરમાં."
ધીરો (ગુ–ઈ૦ડિ૦)

દીન ન૦; પું૦ [અ૦ دین (દીન) = મજહબ; ધર્મ; સંપ્રદાય ]

મજહબ; ધર્મ (૨) [લા૦] ઇસ્લામ ધર્મ.

"ગયાજી સુધી પણ નવી બિરાદરીનો પ્રકાશ વિસ્તારવાનો છે; બધું એક થઈ જવાનું છે. **દીન**નો દિન ઉદય થવાનો છે."
ગુ૦સિં૦ (ગુ–ફા–અ૦કો૦)

૦દાર વિ૦ [ ફા૦ دیندار 'દીન-દાર' ('દીન'+'દાર'=પ્રત્યય કર્તૃવાચક વિશેષણ બનાવનાર)=દીન પાળનારું; દીન ઉપર શ્રદ્ધા રાખનારું; દીન અંગેની ફરજો પૂરી કરનારું; મજહબ મુજબ ચાલનારું; ધાર્મિક ]

દીનવાળું; દીન પાળનારું (૨) ધાર્મિક.

૦દારી સ્ત્રી૦ [ ફા૦ دینداری 'દીન-દારી' ('દીનદાર' + ફા૦ 'ઈ' = પ્રત્યય, વિશેષણ ઉપરથી ભાવવાચક નામ બનાવનાર )=દીનદારપણું; મજહબ પ્રમાણે વર્તવું તે; ધાર્મિકતા ]

દીનદારપણું; મજહબ અનુસાર આચરણ કરવું તે; ધાર્મિકતા.

૦પરસ્ત વિ૦ [ફા૦ دینپرست 'દીન-પરસ્ત' ('દીન'+પરસ્ત=પ્રત્યય, કર્તૃવાચક નામ કે વિશેષણ બનાવનાર )=દીન તરફ સદ્ભાવ દર્શાવનાર; દીન ઉપર આસ્થાવાળું; દીનદાર; ધાર્મિક, ધર્મિષ્ઠ; પવિત્ર ]

દીન ઉપર આસ્થાવાળું; દીનદાર; ધાર્મિક; ધર્મિષ્ઠ.

૦પરસ્તી સ્ત્રી૦ [ ફા૦ دینپرستی 'દીન-પરસ્તી' ('દીનપરસ્ત' + ફા૦'ઈ'=પ્રત્યય, કર્તૃવાચક નામ કે વિશેષણ ઉપરથી ભાવવાચક નામ બનાવનાર )=દીનપરસ્ત હોવું તે; મજહબ પ્રત્યે પવિત્ર ભાવ; મજહબ ઉપર આસ્થા ]

દીનપરસ્ત હોવું તે; મજહબ પ્રત્યે પવિત્ર ભાવ; મજહબ ઉપર આસ્થા.

–ની વિ૦ [ફા૦ دینی 'દીની' ('દીન' + ફા૦ 'ઈ' = પ્રત્યય, સંબંધવાચક વિશેષણ બનાવનાર)=

દીન સાથે સંબંધ રાખનાર; મજહબી; ધાર્મિક]

દીનને લગતું; મજહબી; ધાર્મિક.

–ને બરહક પું૦ [ફા૦ دین برحق 'દીને બરહક'—'દીન'+'એ'=વિશેષ્ય સાથે વિશેષણનો સંબંધ દર્શાવનાર ફારસી સંજ્ઞા+'બરહક' (ફા૦ 'બર'=ઉપર+અ૦ હક કે હક્ક=જુઓ 'હક') =સત્ય ઉપર; સાચું; ઉચિત —=સત્ય ઉપર રચાયેલો દીન; સાચો મજહબ]

સત્ય ઉપર રચાયેલો મજહબ; સત્ય ઉપર રચાયેલો ધર્મ; સાચો ધર્મ.

દીનાર પું૦ [અ૦ دینار 'દીનાર' (Denarius ઉપરથી પ્રાચીન જમાનામાં ચાલતો સોનાનો કે ચાંદીનો રોમન સિક્કો)= એક પ્રાચીન સોનાનો સિક્કો]

નોંધ.—રોમન લોકોમાં Denarius Aureusના નામ ઉપરથી એ સિક્કો પ્રચલિત હતો. એશિયાના ઘણા ભાગોમાં એ સિક્કો પ્રચારમાં હતો; અરબસ્તાન અને ઈરાનમાં પણ એ સિક્કો ચાલતો હતો. ક્યાંક એ સોનાનો અને ક્યાંક એ ચાંદીનો બનતો હતો.

એક પ્રાચીન સિક્કો; મુદ્રા; મહોર.

"તૂટી ગએલા પ્રત્યેક સધર્મિક આશ્રય માગવા આવ્યેથી એક હજાર દીનાર આપવાની આભડ શેઠને ભલામણ કરી."

રા૦મ૦ (ગુ-દા-અ૦કો૦)

દીની; દીનપરસ્ત; દીને બરહક જુઓ 'દીન'માં.

દીબાચો પું૦ [ફા૦ دیباچه 'દીબાચેહ' ('દીબા'=રંગીન ભરતવાળા બારીક રેશમી કાપડની એક જાત+'ચેહ'=પ્રત્યય, લઘુતાવાચક)=દીબાનો નાનો ટુકડો (૨) પુસ્તકની પ્રસ્તાવના; ઉપોદ્‌ઘાત]

નોંધ.—પ્રસ્તાવનાને 'દીબાચેહ' કહેવાનાં કારણો વિશે વિવિધ મતો છે.

(૧) પ્રાચીન જમાનામાં પુસ્તકનો એક ભાગ શોભાસ્પદ રીતે સોનેરી અક્ષરોથી લખવામાં આવતો હતો જેથી તે 'દીબા' નામના કાપડના જેવો ખૂબસૂરત દેખાતો હતો. તેથી એનું એવું નામ પડ્યું હતું.

(૨) જેમ 'દીબા' અન્ય પ્રકારનાં રેશમી કાપડોથી ચડિયાતું હોય છે તેમ પુસ્તકની પ્રસ્તાવના તેમાં આપવામાં આવતી બાબતો (જેવી કે શૈલી, કર્તાનું નામ, પુસ્તક પૂરું કર્યાની તારીખ, તે લખવાનું કારણ, જેના કહેવાથી લખ્યું હોય તેનું નામ વગેરે)ની આલેખનપદ્ધતિ દરેક રીતે બીજા ભાગો કરતાં

વિશિષ્ટ રીતે લખાએલી હોય છે. તદુપરાંત પ્રસ્તાવના અગાઉના જમાનામાં હસ્તલેખિત પુસ્તકોમાં સુશોભિત રીતે લખવામાં આવતી અને તેના ઉપર સોનેરી પાણી વડે નકશીકામ કરવામાં આવતું તેથી તે માટે 'દીબાચેહ' શબ્દ વપરાતો થયો હતો.

(૩) دیباج (દીબાજ)= دیباه (દીબાહ્)નું અ૦ક૦: 'દીબાજ' =સોનાના તારના વણાટવાળું સૂક્ષ્મ મુલાયમ કાપડ: એક ઘણું કીમતી રેશમી કાપડ: તે ઉપરથી એનો અર્થ થાય છે પ્રસ્તાવના.

(૪) دیباج 'દીબાજ'=ચહેરો; પુસ્તકની પ્રસ્તાવના તેના ચહેરા સમાન હોવાથી તેનો ઘટાવવામાં આવેલો એ અર્થ.

(૫) دیبا (દીબા)= دیوبافته (દેવબાફ્તઃ) એટલે કે દેવે કે રાક્ષસે વણેલું એ ઉપરથી છે; એ એવી ખૂબસૂરતીવાળું અને ખૂબીવાળું કાપડ છે કે જોનારાઓએ ઇન્સાની તાકાતથી પર ગણીને તેને દેવે બનાવેલું માન્યું. તે પછી દીબાનો એ સંબંધ હોવાથી પ્રસ્તાવનાના ચારે બાજૂના હાંશિયા, વેલની ખૂબી અને ખૂબસૂરતીને આ નામથી ઓળખાવ્યાં અને પાછળથી તેમાંના વિચારો, તેનું સ્વરૂપ અને નામ ભેળાયાં.

પ્રસ્તાવના; ઉપોદ્‌ઘાત.

દીવાન પું૦ [અ૦ફા૦ دیوان 'દીવાન' (ફા૦ ઈ૦ઉ૦ 'દીવ': ભા૦ઉ૦ 'દેવ' = શેતાન; રાક્ષસ; ભૂત; પિશાચ+ફા૦ 'આન'=પ્રત્યય, સંબંધવાચકઃ એ ઉપરથી અરબીમાં બનેલો ઉચ્ચાર 'દીવાન').

અરબીમાં અર્થ:-('દવ્વન'= નોંધવું; દફ્તરમાં કે ચોપડામાં નોંધ કરવી; લખી રાખવું)= દફ્તરોનો સંગ્રહ રાખવામાં આવે તે જગા; ફોજી લોકો અને પુરસ્કાર અને અનુદાન મેળવનાર લોકોનાં રજિસ્ટરો રાખવાનું દફ્તરખાનું (૨) હિસાબનું રજિસ્ટર (૩) (ચાલુ જમાનામાં અર્થ) 'કોર્ટ'; શાહી મહેલ (૪) જે પુસ્તકમાં કાવ્યોનો સંગ્રહ કરવામાં આવે તે.

ફારસીમાં અર્થ:–'દીવ' કે 'દેવ' અર્થાત્ શેતાન કે રાક્ષસઃ એનું ફા૦બ૦વ૦ = શેતાનો; રાક્ષસો (૨) 'કોર્ટ'; કચેરી; મંત્રીમંડળનો ઓરડો (૩) ખાસ હેતુસર નિમાયેલું ન્યાયપંચ; 'જૂરી'; ચર્ચાવિચારણા કેવહીવટ કરનારી હરકોઈ મંડળી કે સભા (૪) ગઝલોની શેરોની રદીફના અંત્યાક્ષરોને લક્ષમાં રાખી અલેફ, બે, પે અનુસાર અનુક્રમે તેમને ગોઠવીને તૈયાર કરેલું સંગ્રહનું પુસ્તક; ગઝલસંગ્રહ]

નોંધ.—(૧) ઈરાનમાં રહેનારા આર્યો અને ભારતમાં આવનારા આર્યો વચ્ચે વિખવાદ થયો તે અગાઉ બંને 'દેવ' શબ્દને પવિત્ર અર્થમાં વાપરતા હતા. ઈરાનમાં રહેલા આર્યોએ ભારતમાં આવેલા આર્યોના વિરોધમાં 'દેવ'ને શેતાન ગણ્યો. પારસીઓના ધર્મ-સ્થાપક જરથુસ્ટ્રે પોતાના ધર્મના સ્વીકારમાં જાહેર કર્યું હતું કે "હું દેવોના પૂજક તરીકે મટી જાઉં છું."

(૨) કહેવાય છે કે ઈરાનના સાસાની વંશના બાદશાહ નૌશેરવાને (ઈ.સ. ૫૩૧–૭૯) એક દિવસ હિસાબીખાતાના નોકરોને કોઈ એક હિસાબ ત્રણ દિવસમાં પૂરો કરી આપવા હુકમ કર્યો. તે પછી તેણે તેમને તે કામમાં મશગૂલ થઈ અચંબો પેદા કરે એવી ઉતાવળથી કામ કરતા જોયા ત્યારે તે બોલ્યો કે એ 'દેવાન' એટલે કે 'દેવો' અર્થાત્ રાક્ષસો છે. તે ઉપરથી હિસાબી ખાતાના નોકરો 'દેવાન' કહેવાયા અને એ શબ્દનું અરબીકરણ થતાં તેનો ઉચ્ચાર 'દીવાન' થઈને તે એકવચનમાં વપરાયો અને તેનું કાર્યાલય પણ એ જ નામથી ઓળખાયું.

(૩) ભારતમાં મુસલમાનોની હકૂમત દરમિયાન એ શબ્દ વડા મહેસૂલી પ્રધાન માટે વપરાતો. તેની ફરજ મહેસૂલ ઉઘરાવીને તિજોરીખાતાને તે નાણું પહોંચાડવાની હતી. તેની પાસે મુલકી તેમ જ મહેસૂલખાતા અંગે વિસ્તૃત સત્તા હતી. તે ઉપરથી ભારતીય ફારસીમાં એના અર્થ થાય છે મુલકી ખાતાનો વડો; અર્થમંત્રી (૨) દીવાનને કામ કરવાનું સ્થળ એટલે કે તિજોરી ખાતાનું કાર્યાલય જેમાં મહેસૂલ અને ખર્ચના ચોપડા રાખવામાં આવે: એ સર્વ ઉપરથી ગુજરાતીમાં.

દફતરો રાખવાનું સ્થાન; પુસ્તકોનું સંગ્રહસ્થાન (૨) હિસાબનો ચોપડો; પગારનો ચોપડો (૩) કચેરી; ન્યાયાલય; ઇન્સાફની કોર્ટ; રાજસભા (૪) દરબારનું સ્થળ; બાદશાહને બેસવાની જગ્યા; અમીરો અને ગૃહસ્થોને બેસાડવાની જગ્યા (૫) મોટો ઓરડો; ખંડ (૬) રાજ્યનો મુખ્ય અધિકારી; વજીર; પ્રધાન; મંત્રી; કારભારી (૭) પ્રકરણ; બાબત (૮) એ ખાતામાં પોતાના વડવાઓએ ભોગવેલા હોદ્દા ઉપરથી પ્રથમ નાગરો અને તે પછી અન્ય જ્ઞાતિઓની વ્યક્તિઓના વંશજોએ અપનાવેલી અટક.

ન૦ ગઝલસંગ્રહ.

•ખાનું ન૦ [ફા૦ ફા૦ دیوان‌خانه 'દીવાન-ખાન:' ('દીવાન'+'ખાન:' = જુઓ 'ખાનું') = શાહી દરબાર માટેનો ખંડ; દીવાનની ઑફિસ; ન્યાયાલય; ખાસ હેતુસર નિમાયેલા ન્યાય-

પંચની કાર્યવાહીનું સ્થળ; અમીરો અને કારકુનોએ બેસવાની જગ્યા (૨) કાયદાની કચેરી; જમાબંધીની કચેરી (૩) બેઠકનો ખંડ; બહારના લોકોને મળવાનું સ્થળ ]

સુલાકાત માટેનો ખાસ ઓરડો; બેઠકનો ખંડ; સભાખંડ; ઘરની બહારનો ભાગ જ્યાં મોટા લોકો તથા મહેમાનોનું સ્વાગત કરવામાં આવે છે તે.

૦ગીરી—[ ફા૦ دیوان (દીવાન) + ગુ૦ 'ગીરી' = પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર—

**નોંધ.**— આ શબ્દ ફારસી તેમ જ ઉર્દૂમાં પ્રચારમાં નથી. ફારસીમાંથી ગુજરાતીમાં પ્રવેશ પામેલા 'સોદાગરી' ઉપરથી 'સોદાગીરી', 'જાદૂગરી' ઉપરથી 'જાદૂગીરી' વગેરે શબ્દોના સાદૃશ્યે એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

દીવાનનું કામ કે પદ.

૦જી ૦—' દીવાન '+' જી '= ગુજરાતીમાં માન દર્શાવવા નામ જોડે ઉમેરવામાં આવતો પ્રત્યય—

**નોંધ.**—અગાઉના જમાનામાં વિશેષ માન દર્શાવવા 'જી' પ્રત્યય વિશેષ નામ કે અટકને છેડે ઉમેરવામાં આવતો હતો. તે રીતે એ શબ્દ બન્યો છે. પાછળથી આખો શબ્દ 'દીવાનજી' અટક તરીકે વપરાવા લાગ્યો.

બ્રિટિશ શાસન દરમિયાન કાઠિયાવાડનાં રાજ્યોમાં દીવાનને સંબોધવાને વપરાતો શબ્દ; ગુજરાતીમાં મૂળ નાગર જ્ઞાતિમાં અને પાછળથી અન્ય જ્ઞાતિઓમાં એક અટક તરીકે વપરાતો આવેલો શબ્દ.

—ની (૧) વિ૦ [ دیوانی 'દીવાની' ('દીવાન'+'ઈ'=પ્રત્યય, સંબંધવાચક વિશેષણ બનાવનાર) = દીવાનનેલગતું; સરકારને લગતું]

લેણદેણના ઇન્સાફને લગતું; ફોજદારીથી ઊલટું; 'સિવિલ'.

(૨) સ્ત્રી૦ [ ફા૦ دیوانی 'દીવાની' ('દીવાન'+ફા૦ 'ઈ' = પ્રત્યય, સંબંધવાચક નામ બનાવનાર )=સરકારી મહેસૂલ; રાજ્યની તિજોરી.

ભા૦ફા૦ માં

અર્થ :- દીવાનનું પદ કે તેનો હોદ્દો (૨) જે અદાલતમાં પૈસાની લેણદેણ અને જાયદાદના કેસોનો નિકાલ થાય છે તે; ન્યાયાલય ]

દીવાનગીરી (૨) રાજ્યનું મહેસૂલી કામ (૩) મોગલ સરકારે ઇસ્ટ ઇંડિયા કંપનીને બંગાળા, બિહાર અને ઓરિસ્સાનું મહેસૂલ ઉઘરાવવાનો આપેલો અધિકાર (જેમ કે કલાઇવને બંગાળાની દીવાની મળી હતી) (૪) જે અદાલતમાં પૈસાની લેણદેણ અને જાયદાદના કેસોનો નિકાલ થાય તે; દીવાની અદાલત કે તેમાં કરેલી ફરિયાદ કે કરેલો કેસ (૫) દીવાનની કચેરી.

દીવાનું વિ૦ [ફા૦ دیوانه 'દીવાનઃ' (دیو 'દીવ' = શેતાન; રાક્ષસ; ભૂત; પલીત; પિશાચ + انه 'આનઃ' = પ્રત્યય, સાદૃશ્ય સૂચક)= શેતાનના જેવું વર્તન કરનારું; પોતાની વાતો અને પોતાનાં કૃત્યોમાં રાક્ષસોના જેવું; બુદ્ધિ અને મનુષ્યના જેવી પારખશક્તિના અભાવવાળું (૨) પાગલ; ગાંડું; ઘેલું]

પાગલ; ગાંડું; ઘેલું.

"કવિશિરોમણિ શેક્સપીઅરે કહ્યું છે તેમ પ્રણયી, કવિ ને **દીવાનો**, એ ત્રણ કલ્પનાભૂમિમાં ભમનારા છે."

રમણલાલ ભટ્ટ (ભ૦ગો૦મં૦)

–નાશાળા સ્ત્રી૦—'દીવાનું'+ ગુ૦ 'શાળા'—

ગાંડાની ઇસ્પિતાલ; પાગલખાનું.

દીવાનેઆમ પું૦ [અ૦અ૦ دیوان عام 'દીવાને આમ' ('દીવાન'+'એ' = વિશેષ્ય સાથે વિશેષણનો સંબંધ દર્શાવનાર ફારસી સંજ્ઞા + 'આમ'=જુઓ 'આમ')= ચર્ચા માટેની સામાન્ય સભા; આમ દરબારનું સ્થળ; મોટો દરબાર કરવાનું સ્થળ; સામાન્ય લોકોના દરબાર માટેનો ખંડ; એવો દરબાર જેમાં બાદશાહ આમ જનતાને મળી શકે; પ્રજાને મળવા માટેનો બાદશાહનો ખંડ; રાજદરબાર; પ્રજાની દાદ સાંભળવા માટેની કચેરી; પ્રજાના પ્રતિનિધિઓ માટેનો સભાખંડ]

**નોંધ.**—મોગલ શહેનશાહ શાહજહાન(ઈ૦સ૦ ૧૬૨૭-૧૬૫૮)ને બાંધકામનો ઘણો શોખ હતો. તેણે પોતાના નામ ઉપરથી જ શાહજહાનાબાદ નામે બંધાવેલા નવા શહેરમાં રાજમહેલનું બાંધકામ ભવ્યતામાં દુનિયાનાં પુરાણાં બાંધકામોમાં અજોડ છે. લાલ કિલ્લા(જુઓ 'લાલ કિલ્લો')માં 'દીવાનેઆમ' અને 'દીવાનેખાસ' નામના આરસપહાણના બનેલા બે ખંડો છે.

તેમાંના દીવાનેઆમમાં પાછળની દીવાલના મધ્ય ભાગમાં શહેનશાહનું તખ્ત રાખવામાં આવતું જે કીમતી રત્નોથી જડિત હતું. તેનાથી નીચે બંધાવેલા મંચ ઉપરથી વડો વજીર શહેનશાહને અરજીઓ આપતો અને ફરમાનો તેની પાસેથી લેતો. સપાટ જમીન ઉપર માકાન અમીરો, રાજાઓ અને એલચીઓ અદબમાં હાથ રાખી ઊભા રહેતા.

આમ વર્ગના લોકોની રાજસભાને મળવાનું દીવાનખાનું; પ્રજાની દાદ સાંભળવા માટેની કચેરી; પ્રજાના પ્રતિનિધિઓ માટેનો સભાખંડ (૨) [લા૦] આમ સભા; જાહેર સભાખંડ.

–નેખાસ પું૰[અ૰અ૰ دیوانِخاص 'દીવાને ખ઼ાસ્સ' કે 'દીવાને ખ઼ાસ' ('દીવાન'+'એ'=વિશેષ્ય સાથે વિશેષણનો સંબંધ દર્શાવનાર ફારસી સંજ્ઞા+'ખ઼ાસ્સ' કે 'ખ઼ાસ'=જુઓ 'ખાસ')=વિશિષ્ટ પ્રકારની ચર્ચા માટેની મજલિસ; મુખ્ય લોકોને મળવા માટેનું શાહી દરબારનું સ્થળ; ખાસ રાજદરબાર; 'કાઉન્સિલ હૉલ']

**નોંધ.**—જુઓ 'દીવાનેઆમ'માં: શાહજહાંને તૈયાર કરાવેલો 'દીવાને-ખાસ' અતિ ભવ્ય કળાનો ઉત્તમ નમૂનો લેખાય છે. એનું બાંધકામ શાહજહાંને બંધાવેલાં બાંધ-કામોમાં સૌથી વિશેષ સુશોભિત એવું આખું સફેદ આરસપહાણનું હતું અને તે લાલ કિલ્લાના ગૌરવ રૂપ હતું. તેનાં છત, થાંભલા અને કમાનો વિવિધ આકર્ષક રંગોથી અને કીમતી પથ્થરોથી મઢેલાં હતાં અને તેમાં જ 'તખ્તેતાઊસ' (મયૂરાસન) હતું.

અમીરઉમરાવોની રાજસભાને મળવાનું દીવાનખાનું; અમીર-ઉમરાવોના પ્રતિનિધિઓને મળવાનો સભાખંડ (૨) [લા૰] અમીરઉમરાવોના પ્રતિનિધિ-ઓની રાજસભા.

દીવાનેઆમ; દીવાનેખાસ જુઓ 'દીવાન'માં.

દીવાલ સ્ત્રી૰ [ફા૰ دیوار (દીવાર) ઉપરથી પ્રચલિત બનેલો ઉચ્ચાર دیوال (દીવાલ)=ભીંત; પડદો; આંતરો]

ભીંત (૨) [લા૰] ટોપીની ઊંચાઈ (૩) [લા૰] મોટી ઊંચાઈ ધરાવનારો સુંદર મોંઘા મૂલનો ઘોડો; શરીરથી પ્રચંડ એવો ઘોડો.

"ચણી **દીવાલ** દુનિયાએ
તો આપે દ્વાર દઈ દીધાં;
નહીં તો હું જુદો -હોતો
કદીયે આપના ઘરથી."
બરકત વીરાણી, 'માનસર,' પૃ. ૨૬

૦ગીરી સ્ત્રી૰—ફા૰ 'દીવાર'+ગીર' =પ્રત્યય, કર્તૃવાચક નામ કે વિશેષણ બનાવનાર—

**નોંધ.**—ઉર્દૂ તથા હિંદીમાં 'દીવાર-ગીર' શબ્દ પ્રચલિત છે તે 'દીવાર-ગીર' ઉપરથી કોઈક વાર તેમાં 'દીવારગીરી' પણ વપરાયો છે અને તેમાં તેના અર્થ થાય છે દીવાલમાં લગાવેલો દીવો રાખવાનો આધાર; ભીંતે ટાંગી શકાય એવી દીવી: તે ઉપરથી ગુજરાતીમાં—

ભીંતે ટાંગી શકાય તેવી દીવી (૨) 'વૉલ-લૅમ્પ'.

દુઆ સ્ત્રી૰ [અ૰ دعا (દુઆ)= માંગવું તે; વિનંતી કરવી તે; યાચના કરવી તે; પ્રાર્થના કરવી તે (૨) અલ્લાહની પ્રાર્થના]

નોંધ.—હિંદીમાં ઉપરના ઉપરાંત એના અર્થ થાય છે આશીર્વાદ; આશિષ.

કોઈનું સારું થાય એમ કરવા ઈશ્વરની પ્રાર્થના કરવી તે (૨) આશીર્વાદ; આશિષ.

"જગતમાં સર્વને કહેતા
ફરો નહિ કે દુઆ કરજો,
ઘણાં એવાંય છે જેની
દુઆ સારી નથી હોતી."

બરકત વીરાણી, 'માનસર', પૃ. ૩૩

૦ગીર વિ૦ — 'દુઆ' + ફા૦ گیر (ગીર)=પ્રત્યય, કર્તૃવાચક નામ કે વિશેષણ બનાવનાર.

નોંધ.—આ શબ્દ ફારસી તેમ જ ઉર્દૂમાં વપરાતો નથી; ફારસીમાં 'ગીર' પ્રત્યય લાગીને બનેલા અને તેમાંથી ગુજરાતીમાં પ્રવેશ પામેલા શબ્દોના સાદૃશ્યે એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

આશીર્વાદ લેનારું; આશિષ લેનારું.

"હમેશાના દુઆગીરનાં
અહીં જાહેર પુકારો છે!"

ગુ૦ગ૦ કલાપી (ગુ–ફા–અ૦કો૦)

૦ગો વિ૦ [અ૦ફા૦ دعاگو ઈ૦ઉ૦ 'દુઆ-ગૂ'; ભા૦ઉ૦ 'દુઆ-ગો' ('દુઆ'+ફા૦ 'ગૂ' કે 'ગો' અર્થાત્ કહે: એ ક્રિયાપદનો ધાતુ જે આજ્ઞાર્થરૂપમાં હોય છે તે નામને લાગીને કર્તૃવાચક નામ કે વિશેષણ બનાવે છે)=દુઆ કહેનાર; બીજાને માટે પ્રાર્થના કરનાર; કોઈનું સારું થવા માટે અલ્લાહની પ્રાર્થના કરનાર]

દુઆ બોલનારું; આશીર્વાદ દેનારું.

દુક(-ખ)તી સ્ત્રી૦ (પા૦ગુ૦)— دختر (દુખ્તર) ઉપરથી ગુજરાતીમાં. એ માટે જુઓ 'દુખ્તર'—

છોકરી માટે તિરસ્કારવાચક શબ્દ.

દુકાન સ્ત્રી૦ [અ૦ دکان 'દુક્કાન' (અ૦ 'દકન'=સામાન છૂટો કરીને વ્યવસ્થિત રીતે મૂકવું): ફા૦માં ઉચ્ચાર 'દુકાન' =વસ્તુઓ વેચવા માટે બેસવાનો સપાટ ચોતરો (૨) વસ્તુઓ વેચવાની જગ્યા; પોતાના ધંધારોજગારની જગ્યા]

વસ્તુઓ વેચવા વેપારી જ્યાં બેસે તે જગ્યા.

"કંઈ કરોડ ખાલી કરી
દુકાન શરાબીની,
સુધ પ્યારીની એક પ્યાલી
એ છે હરી હરી."

બાલાશંકર, 'ગુજરાતની ગઝલો'.

૦દાર પું૦ [ફા૦ફા૦ دکاندار 'દુકાન-દાર' ('દુકાન'+ફા૦ دار 'દાર'=પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવનાર)=દુકાન ધરાવનાર; દુકાનનો માલિક]

દુકાનનો માલિક; દુકાનવાળો; વેપારી.

૦દારી સ્ત્રી૦ [ અ૦ફા૦ફા૦ دکانداری 'દુકાન-દારી' ('દુકાન-દાર'+ફા૦ 'ઈ' = પ્રત્યય, સામાન્ય નામ ઉપરથી ભાવવાચક નામ બનાવનાર)=દુકાનદારનું કામ; દુકાન ચલાવવાની રીત; દુકાન રાખી વેચવાનો ધંધો કરવો તે]

દુકાનદારનું કામ; દુકાનદાર તરીકેની આવડત; દુકાનદારનો ધંધો.

દુખ્તર સ્ત્રી૦ [ ફા૦ دختر (દુખ્તર) =દીકરી; પુત્રી; કન્યા; છોકરી ]

દીકરી; પુત્રી.

દુત્તી સ્ત્રી૦ [ જુઓ 'દુકતી' ] [લા૦] નટખટ પહોંચેલ છોકરી.

દુત્તો પું૦—'દુત્તી' ઉપરથી નર જાતિનું રૂપ: એ માટે જુઓ 'દુત્તી'—

નટખટ છોકરો; પહોંચેલો છોકરો; લુચ્ચો છોકરો.

દુત્તું વિ૦ [ જુઓ 'દુકતી' ] [ લા૦ ] પાકું; ધૂર્ત.

દુનિયા સ્ત્રી૦ [ અ૦ دنیا 'દુન્યા' ('દના'=નજીવું હોવું; અધમ, ઘૃણાજનક કે તિરસ્કરણીય હોવું)='અદ્દના'નું નારી જાતિનું રૂપ (એ માટે જુઓ 'અદના'); નાલાયક અને નીચ (૨) જે વળગણ રાખવા યોગ્ય નથી તે; જેની પાસેથી વફાદારીની આશા ન રખાય તે (૩) જગત; સંસાર; આલમ ]

જગત; સંસાર; આલમ.

"બધી **દુનિયા** જુએ, જેથી,
ગયાં મુજ નેત્ર તે ફૂટી,
બધી દુનિયાનું અજવાળું,
મને અંધારી છે ઊંડી."
મણિલાલ દ્વિવેદી, 'ગુજરાતની ગઝલો'

"**દુનિયા** ખાતર દીનને વેચવું."
(કહેવત)

૦ઈ વિ૦ [ અ૦ ફા૦ دنیائی 'દુન્યાઈ' ('દુનિયા'+ફા૦ 'ઈ'=પ્રત્યય, સંબંધવાચક વિશેષણ બનાવનાર)=દુનિયા સંબંધી; દુનિયાનું; સંસારી; સાંસારિક; ઐહિક]

દુનિયાનું; સંસારી; સાંસારિક

"**દુનિયાઈ** ડહાપણ આવ્યું નથી."
નં૦કે૦દી૦ (ગુ-ઇં૦ડિ૦)

૦દાર વિ૦ [ અ૦ફા૦ دنیادار 'દુન્યાદાર' ('દુન્યા' + ફા૦ 'દાર'= પ્રત્યય, 'વાળું' 'અર્થસૂચક ) =

દુનિયાવાળું; સંસારી; સંસાર વ્યવહારમાં પડેલું ]

સંસારી; સંસારવ્યવહારમાં પડેલું.

૦દારી સ્ત્રી૦ [ અ૦ફા૦ફા૦ دنیاداری 'દુન્યા-દારી' ('દુન્યા-દાર' + ફા૦ 'ઈ'=પ્રત્યય, વિશેષણ ઉપરથી ભાવવાચક નામ બનાવનાર )= દુનિયાદાર હોવું તે; દુનિયાનો વહેવાર ]

દુનિયાનો સંસારવ્યવહાર; દુનિયાનો કારભાર.

"કદાચ **દુનિયાદારી**ની શરમથી હવે તે મ્હારી થવા નહીં ઇચ્છે."

(ક૦પ૦)

દુન્યવી વિ૦ [ અ૦ دنیوی 'દુન્યવી' ('દુન્યા' ઉપરથી સંબંધવાચક વિશેષણ: એ માટે જુઓ 'દુનિયા')=દુનિયા સંબંધી; સંસારી; સાંસારિક ]

દુનિયા સંબંધી; સંસારી; સાંસારિક.

"એવા પરમેશ્વર **દુન્યવી** રૂપ ધારણ કરી નીચે ઊતરે છે."

કાલેલકર ( ભ૦ગો૦મં૦ )

દુબારા અ૦ [ ફા૦ دوبارہ 'દુ-બારઃ' ('દુ'=બે+'બાર'=સમય; વખત +વિસર્ગ ઉચ્ચરિત ફારસી વર્ણ 'હે'=પ્રત્યય, સંબંધવાચક)= બીજી વખત; ફરીથી; પુનઃ ]

બીજી વખત; ફરીથી; પુનઃ.

"તેના **દુબારા** બ્યાનની જરૂર નથી."

બા૦બા૦ ( ગુ-ફા-અંકો૦ )

દુમ સ્ત્રી૦ [ ફા૦ دم (દુમ)=પૂંછડી ]

પૂંછડી.

"**દુમ** દબાવીને ભાગી ગયો હોય."

બા૦બા૦ (ગુ-ફા-અ૦કો૦)

દુમચી સ્ત્રી૦ [ ફા૦તુ૦ دمچی 'દુમ-ચી' ('દુમ'=જુઓ 'દુમ'+તુ૦ 'ચી'=પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવનાર અર્થાત્ પકડી રાખનાર ) = ઘોડો, ઊંટ વગેરેની પૂંછડી નીચેથી રખાતો સાજ તંગ રાખવાનો પટો ]

નોંધ.—કોશોમાં એનો એક અર્થ ગડાકુ, અફીણ વગેરે રાખવાની ચામડાની કોથળી એવો નોંધવામાં આવ્યો છે. એ કોથળીનો આકાર દુમ નીચે ઢંકાતા અંગ જેવો હોય છે તે ઉપરથી એ નામ પડેલું હોવાનો સંભવ છે.

ઘોડાના સાજનો પૂંછડા નીચે દબાતો પટો; જીન તંગ રાખવાનો પટો.

દુમાલદાર પું૦—ગુ૦ 'દુમાલા'+ 'દાર'=પ્રત્યય, 'વાળું' અર્થ-સૂચક નામ બનાવનાર.

નોંધ.—જૂના સમયમાં લશ્કરી નોકરી માટે આપવામાં આવતાં ગામો મરાઠી ભાષામાં 'દુમાલા' નામથી ઓળખાતા. તે ગામો ઉપર બેની સત્તા કે વહીવટ રહેતાં. એક લશ્કરી નોકરની અને બીજી સરકારની: તે ઉપરથી ગુજરાતીમાં—

જે ગામ ઉપર બે જણાની સત્તા ચાલતી હોય તેવા ગામનો ઇનામદાર–જાગીરદાર.

દુય્યમ વિ૦ [ફા૦ دویم 'દુયુમ': મૂળ 'દુવુમ' ઉપરથી: 'દુવુમ' ('દો'=બે + 'ઉમ'=પ્રત્યય, ક્રમદર્શક)=બીજું; દ્વિતીય]

બીજું; દ્વિતીય (૨) બીજી પંક્તિનું; અધિકારમાં ઊતરતું.

"એક વર્ષ ખેડૂતની સાવચેતીથી પાક સારો થયો તો દોયમની જમીન બીજે વર્ષ અવલમાં ઘાલી દે."

અં૦ન૦ગ૦ (ગુ–ફા–અ૦કો૦)

દુરસ્ત વિ૦ [ફા૦ درست (દુરુસ્ત) =સંપૂર્ણ; પૂરું; અખંડ; દોષ વગરનું (૨) ખરું; સાચું; યથાર્થ; વાજબી; ઉચિત (૩) પ્રમાણિક; સીધું (૪) વ્યવસ્થિત; સારી દશામાં હોય એવું]

જેવું જોઈએ એવું (૨) ખરું; વાજબી (૩) ઠીકઠાક કરેલું; સમારેલું.

–સ્તી સ્ત્રી૦ [ફા૦ درستی 'દુરુસ્તી' ('દુરુસ્ત'+ફા૦ 'ઈ' = પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર)= સંપૂર્ણતા; અખંડતા (૨) પ્રમાણિકતા]

નોંધ.—ઉર્દૂ તથા હિંદીમાં મોટે ભાગે એનો ઉપયોગ સમારવું તે, સુધારવું તે એવા અર્થમાં થાય છે: તે ઉપરથી ગુજરાતીમાં—

સમારવું-સુધારવું તે.

દુરંગી વિ૦ જુઓ 'દોરંગી'.

"દુરંગી લોક વ્યાપારી,
તજ્યાં કાયમ વતનદારી."
દી૦સા૦ (ગુ–ફા–અ૦કો૦)

દુવા સ્ત્રી૦ જુઓ 'દુઆ'.

"ખુદા પાસે દુવા ત્હારી
રડીને માંગતું તું દિલ."
(ક૦કે૦ પૃ. ૫૨)

૦ગીર વિ૦ જુઓ 'દુઆગીર'.

"દુવાગીર આ તમારાથી લઈ."
કલાપી (ગુ૦–ઈં૦ડિ૦)

દુવાગો (પા૦ગુ૦) વિ૦[જુઓ 'દુઆ'માં 'દુઆગો']

શુભેચ્છક.

દુશાલો પું૦ — ફા૦ دو (દો)=બે+ شال (શાલ)=જુઓ 'શાલ'+ વિસર્ગ ઉચ્ચરિત ફારસી વર્ણ 'હે'=પ્રત્યય, સંબંધવાચક.

નોંધ.—આ શબ્દ ફારસી રચનાથી બનેલો છે. ભારતીય ફારસીમાં લખાયેલા પત્રોમાં તથા ઉર્દૂમાં એ શબ્દ મળે છે.

દુશાલા કાશ્મીરમાં બને છે અને ભરૂચમાં પણ એ બેવડા વણાટના ઈસ્વી ૧૮મી સદીના પૂર્વાર્ધમાં બનતા હતા.

ઊનની એક પ્રકારની શાલ જે બેવડી હોય છે અને તેની કિનારી ઉપર ભરતકામ હોય છે; કીમતી બેવડી શાલ; ઊંચી જાતની બેવડી શાલ.

"શાલ **દૂશાલા** ન ગુદડી કમલિયાં,
ખાલકી મેરી સર્જાડિયાં."
'દીવાને સાગર', પૃ. ૫

દુશ્મન પું૦ [ફા૦ دشمن 'દુશ-મન' ('દુશ' = ખરાબ; દુષ્ટ+'મન'= દિલ; નફસ) = ખરાબ દિલવાળો; ખરાબ વિચાર ધરાવનાર; ખરાબ સ્વભાવ ધરાનાર (૨) વેરી; શત્રુ]

વેરી; શત્રુ.

"અંતર પડેલા દાહ પર,
**દુશ્મન** લગાડે લૂણને,
તવ પ્રેમનાં બાધક કરે,
દુઃખ હાય ! તે કયમ વીસરે."
બાલાશંકર, 'ગુજરાતની ગઝલો'.

૦દાવો પું૦—'દુશ્મન'+ફા૦ دعوی (દઅ્વા)=જુઓ 'દાવો'—દુશ્મનાવટ.

—નાઈ સ્ત્રી૦—'દુશ્મન'+ગુ૦ 'આઈ'—

વેર; અદાવત; શત્રુતા.

—નાવટ સ્ત્રી૦ — 'દુશ્મન' + ગુ૦ 'આવટ'.

દુશ્મનાઈ; વેર; અદાવત; શત્રુતા.

"સાંભળી મુજ નામ બાલી
કાનની જાતી બળી,
નીકળ્યા છે આજ તેઓ
**દુશ્મનાવટ** ખેલવા."
પતીલ, 'પ્રભાતનર્મદા', પૃ. ૭૭

—ની સ્ત્રી૦ [ફા૦ફા૦ دشمنی 'દુશ્મની' ('દુશ્મન'+ફા૦ 'ઈ' = પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર) = વેર; અદાવત]

દુશ્મનાઈ; દુશ્મનાવટ; વેર; અદાવત; શત્રુતા.

"કોઈના સાથ વિના જ્ઞાન
આ નથી મળતું,
કે દોસ્તદાર વિના **દુશ્મની**
નથી હોતી."
બરકત વીરાણી, 'માનસર', પૃ. ૮૪

દુશ્વાર વિ૦ [ફા૦ دشوار 'દુશ-વાર' ('દુશ' = ખરાબ; દુષ્ટ+ફા૦ 'વાર' = પ્રત્યય, સંબંધવાચક) = જે કંઈ ખરાબ દેખાય તે; મુશ્કેલ; અઘરું; સખત]

મુશ્કેલ; અઘરું; સખત.

"તેની મદદ અત્યારે મળવી **દુશ્વાર** છે."

બા૦બા૦ (ગુ-ફા-અ૦કો૦

દૂયમ વિ૦ જુઓ ' દુય્યમ '.

દૂરઅંદેશ વિ૦ [ફા૦ دوراندیش ઈ૦ઉ૦ 'દૂર-અંદીશ' : ભા૦ઉ૦ 'દૂર-અંદેશ' (' દૂર ' = આઘું; વેગળું; મોટા અંતરે રહેલું+ ફા૦ 'અંદીશ' કે ' અંદેશ'= વિચાર કર; ચિંતન કર; મનન કર: એ ક્રિયાપદનો ધાતુ જે આજ્ઞાર્થરૂપમાં હોય છે તે અવ્યયને લાગીને કર્તૃવાચક નામ કે વિશેષણ બનાવે છે)=દૂરનો વિચાર કરનાર; ભાવિનો વિચાર કરનાર; દીર્ઘદૃષ્ટિવાળું ]

દૂરઅંદેશી રાખનારું; ભાવિનો વિચાર કરનારું; દીર્ઘદૃષ્ટિવાળું.

–શી સ્ત્રી૦ [ફા૦ دوراندیشی ઈ૦ઉ૦ 'દૂર-અંદીશી' : ભા૦ઉ૦ 'દૂર-અંદેશી' ('દૂર-અંદીશ' કે 'દૂર-અંદેશ'+ફા૦ 'ઈ'=પ્રત્યય, કર્તૃ-વાચક નામ કે વિશેષણ ઉપરથી ભાવવાચક નામ બનાવનાર) =દૂરંદેશપણું; દૂરની વાતનો વિચાર કરવો તે: ભાવિનો વિચાર કરી કામ કરવું તે]

દૂરઅંદેશપણું; દીર્ઘદૃષ્ટિ.

–શો પું૦ [(ભા૦ફા૦માં) ફા૦ دوراندیشه 'દૂર-અંદેશ:' ('દૂર-અંદેશ'+વિસર્ગ ઉચ્ચરિત ફારસી વર્ણ ' હે '=પ્રત્યય, સંબંધ-વાચક) = દૂરંદેશીપણું; દૂરની વાતનો વિચાર કરવો તે; ભાવિનો વિચાર કરવો તે]

ભાવિનો વિચાર પ્રથમથી જ કરી રાખવો તે; દીર્ઘદૃષ્ટિ; અગમચેતી.

દૂરદરાઝ (પા૦ગુ૦) વિ૦ [ફા૦ફા૦ دورودراز 'દૂર વ દરાઝ' ('દૂર' = આઘું; વેગળું; મોટા અંતરે રહેલું +'વ' = અને + 'દરાઝ' =જુઓ ' દરાજ') = દૂર અને લાંબું; અતિ લાંબું ]

નોંધ.—ઉર્દૂમાં 'દૂરદરાઝ' શબ્દનો ઉપયોગ થાય છે: તે ઉપરથી ગુજરાતીમાં—

દૂરદૂરનું; લાંબા અંતરનું; ઘણે છેટેનું.

અ૦ ઘણે દૂર.

દૂરબીન ન૦ [ફા૦ دوربین ' દૂર-બીન ' ('દૂર'= આઘું; વેગળું; મોટા અંતરે રહેલું+ફા૦ 'બીન'= જો; દેખ: એ ક્રિયાપદનો ધાતુ જે આજ્ઞાર્થરૂપમાં હોય છે તે અવ્યયને લાગીને કર્તૃવાચક નામ કે વિશેષણ બનાવે છે)=દૂર જોનાર (૨) એક જાતનું દૂરથી જોવાનું યંત્ર; દૂરદર્શક યંત્ર ]

દૂરદર્શક યંત્ર.

૦બીની સ્ત્રી૦ [ફા૦ دوربینی ' દૂર-બીની' ('દૂર-બીન'+ફા૦ 'ઈ'=

પ્રત્યય, કર્તૃવાચક નામ ઉપરથી ભાવવાચક નામ બનાવનાર)= દૂર સુધી જોવું તે]

દૂર સુધી જોવું તે.

દૂરંદેશ વિ૦ જુઓ 'દૂરઅંદેશ'.

દૂરંદેશી સ્ત્રી૦ જુઓ 'દૂરઅંદેશી'.

"પાણી પહેલાં પાળ બાંધવાનો વિચાર ન કરવો એ દૂરંદેશી પુરુષનાં લક્ષણો નથી."
અં૦ન૦ગ૦ (ગુ–ફા૦અં૦કો૦)

દેગ પું૦ [ફા૦ دیگ ઈ૦ઉ૦ (દીગ): ભા૦ઉ૦ (દેગ)=પાણી ભરવાનું કે રાંધવાનું મોટું વાસણ જે સામાન્ય રીતે તાંબાનું હોય છે અને જેનું મોં સાંકડું અને પેટ પહોળું હોય છે; હાંડો]

મોટો દેગડો; હાંડો.

"જેની તેગ તેની દેગ."
ગુ૦ક૦ (ગુ–ફા–અં૦કો૦)

૦ડી સ્ત્રી૦—'દેગ'+ગુ૦ 'ડી'.

દેગડા જેવું તાંબાનું નાનું વાસણ.

૦ડું નં૦—'દેગ'+ગુ૦ 'ડું'—

નાનો દેગ.

૦ડો પું૦—'દેગ'+ગુ૦ 'ડો'—

ધાતુનું એક મોટું વાસણ; હાંડો.

દેજ સ્ત્રી૦ [જુઓ 'જહેજ']

લગ્ન વખતે વર તરફથી કન્યાના માવતરને ભરવામાં આવતી રકમ; કન્યાને વરપક્ષ તરફથી આપવાની લૂગડાં વગેરેની ભેટ; વરપક્ષ તરફથી કન્યાપક્ષને આપવામાં આવતું જમણ (૨) (સુ૦) કન્યાનું શુલ્ક.

દેણગી સ્ત્રી૦ ગુ૦ 'દેણ'+ફા૦ 'ગી'.

નોંધ.—ફા૦ 'તાઝઃ' ઉપરથી 'તાઝગી', ફા૦ 'બન્દઃ' ઉપરથી 'બન્દગી' જેવા ફારસીમાંથી ગુજરાતીમાં પ્રવેશ પામેલા શબ્દોના સાદૃશ્યે આ શબ્દ ગુજરાતીમાં ઘડાયેલો છે.

કરજ; દેવું; ઋણ; પ્રદાન; દાન; 'કોન્ટ્રિબ્યુશન'; 'ગ્રાંટ'.

દેણદાર વિ૦ —ગુ૦ 'દેણ'+ફા૦ دار (દાર) = પ્રત્યય, 'વાળું' અર્થ-સૂચક.

દેવાદાર; કરજદાર

-રી સ્ત્રી૦—'દેણદાર'+ગુ૦ 'ઈ'.

દેણદાર હોવું તે; દેણદારની સ્થિતિ.

દેદાર પું૦ જુઓ 'દીદાર'.

દેર સ્ત્રી૦ [ફા૦ دیر ઈ૦ઉ૦ (દીર): ભા૦ઉ૦ (દેર)=મોડું; ધીમે ધીમે (૨) આવશ્યકથી અધિક સમય; ઢીલ; વિલંબ]

ઢીલ; વાર; વિલંબ.

દેવજાદુ (પા૦ગુ૦) ન૦ [ફા૦ دیوزاد ઈ૦ઉ૦ 'દીવ-ઝાદ': ભા૦ઉ૦ 'દેવ-ઝાદ': એ 'દીવ-ઝાદ:' કે 'દેવ-ઝાદ:' ઉપરથી ટૂંકું રૂપ છે: 'દીવ-ઝાદ:' કે 'દેવ-ઝાદ:' ('દીવ' કે 'દેવ' = જુઓ નીચે નોંધમાં + 'ઝાદ:' = ક્રિયાપદના સામાન્ય રૂપ 'ઝાદન' અર્થાત્ જન્મવું ઉપરથી ભૂતકૃદંતનું રૂપ) = રાક્ષસને પેટે જન્મેલું; રાક્ષસને ત્યાં જન્મેલું; રાક્ષસમાંથી ઉત્પન્ન થયેલું; રાક્ષસના જેવું ]

રાક્ષસમાંથી ઉત્પન્ન થયેલું; રાક્ષસના જેવું.

નોંધ.—મૂળ 'દેવ' શબ્દ ઈરાનની પુરાણી ભાષા અવસ્તા તેમ જ વૈદિક સંસ્કૃત બન્નેમાં પવિત્ર અર્થમાં વપરાતો હતો. ઈરાનમાં રહેલા આર્યોએ ભારતમાં આવનારા આર્યોના વિરોધમાં 'દેવ'-ને શેતાન ગણ્યો હતો. પેગમ્બર જરથુષ્ટ્રે પોતાના ધર્મના સ્વીકારમાં જાહેર કર્યું છે કે હું દેવના પૂજક તરીકે મટી જાઉં છું અને 'અહુરમઝ્દ'નો ભક્ત બનું છું. એમ કહી તેણે દેવના પ્રત્યે તિરસ્કાર દર્શાવ્યો. આ વિધાન મુજબ જે કોઈ સારું કાર્ય કરનાર અતિમાનવ તત્ત્વ છે તેને માટે ઈરાનીઓ 'ક્રિશ્તિ:' શબ્દ વાપરે છે અને ખરાબ કાર્ય કરનાર માટે 'દેવ' શબ્દ વાપરે છે.

દેવાદાર વિ૦—ગુ૦ 'દેવું' + ફા૦ دار (દાર) = પ્રત્યય, 'વાળું' અર્થસૂચક વિશેષણ બનાવનાર—

કરજદાર; માથે દેવું હોય એવું; દેણદાર.

"તું માફ કર, દિલદાર!
દેવાદાર છું,
છે માફ દેવાદારને
મારા સનમ."
કલાપી, 'ગુજરાતની ગઝલો'.

–રી સ્ત્રી૦ — 'દેવાદાર' ઉપરથી ગુજરાતીમાં—

કરજદાર હોવું તે; માથે દેવું હોય એવું તે; દેણદાર હોવું તે.

દેવામોકૂફી વિ૦ — ગુ૦ 'દેવું' + موقوفی (મૌકૂફી) = જુઓ 'મોકૂફી'.

દેવું ચૂકવવાનું મોકૂફ રાખવા દેવું તે; 'મોરેટોરિયમ'.

દેશા(–સા)ઈગીરી પું૦—ગુ૦ 'દેશા-(–સા)ઈ' + ગુ૦ 'ગીરી'.

નોંધ.—ફા૦ફા૦ 'જાદૂ-ગર' ઉપરથી ફા૦ 'જાદૂ-ગરી' ઉપરથી ગુજરાતીમાં 'જાદૂગીરી'; અ૦ફા૦ 'સૌદા-ગર' ઉપરથી અ૦ફા૦ફા૦ 'સૌદા-ગરી', ઉપરથી ગુજરાતીમાં 'સોદાગીરી' વગેરેના સાદૃશ્યે એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

દેસાઈના પદ કે હકની રૂએ સરકારમાંથી મળતું લવાજમ.

દેહ ન૦ [ફા૦ ده (દેહ) = ગામ ]

નોંધ. — મુસલમાની શાસન દરમિયાન એ એક નાનું વહીવટી

એકમ હતું. તેમાં વસ્તી હોવાનું જરૂરી ન હતું.

ગામ.

દેહાત સ્ત્રી૦ [અ૦ફા૦ دهات 'દેહાત' (ફા૦ 'દેહ'નું અરબી નિયમ મુજબ બનાવાયેલું બ૦વ૦)= ગામો (૨) પ્રદેશ]

નોંધ.—ઉર્દૂ ઉપરથી ગુજરાતીમાં:

ગામ; ગામડું.

-તી વિ૦[ફા૦માંથી અ૦ફા૦ ઉપરથી ફા૦માં 'દિહાતી' ('દિહાત' +ફા૦ 'ઈ' સંબંધવાચક)= ગામ સંબંધી; ગામડાનું; ગમાર (૨) ગામડાનો રહેવાસી; ગ્રામીણ]

ગામડાનું; ગામ સંબંધી; ગમાર.

પું૦ગામડાનો રહેવાસી; ગ્રામીણ.

દો વિ૦ [ફા૦ دو (દો)=બે]

બે.

નોંધ.—નીચેના શબ્દોમાં:

૦અમલી વિ૦—ફા૦'દો'+અ૦ عمل (અમલ)= જુઓ 'અમલ': એમ મળીને 'દો-અમલ'+ઉર્દૂ 'ઈ'=પ્રત્યય, સંબંધવાચક.

નોંધ.— આ શબ્દનો પ્રયોગ ફારસીમાં થતો નથી; પરંતુ ઉર્દૂમાં થાય છે અને તેમાં તેનો અર્થ થાય છે બે અમલવાળું; એક સ્થાન ઉપર બે શાસનોની હકૂમતવાળું: તે ઉપરથી ગુજરાતીમાં—

બે અમલવાળું.

૦આબ પું૦ [(ભા૦ફા૦માં) ફા૦ دوآب 'દો-આબ' ('દો'+ 'આબ'=જુઓ 'આબ')=બે પાણી (૨) બે નદી વચ્ચેનો પ્રદેશ (૩) [લા૦] ગંગા અને જમના વચ્ચે આવેલા પ્રદેશનું નામ.

દોજખ ન૦ [ફા૦ دوزخ ઈ૦ઉ૦ (દૂઝખ): ભા૦ઉ૦ (દોઝખ) =મરણ બાદ પાપના ફળરૂપે મળતી શિક્ષા ભોગવવા માટેનું કલ્પિત સ્થાન; નરક]

મરણ બાદ પાપના ફળરૂપે મળતી શિક્ષા ભોગવવાનું કલ્પિત સ્થાન—એક લોક; નરક (૨) [લા૦] નરક જેવી દુઃખથી ભરપૂર કોઈ જગા.

"મુરદા બહેશ્ત જાવ કે દોજખ." =બીજાનું ગમે તે થાઓ પણ પોતાનો સ્વાર્થ સરવો જોઈએ.

(પારસી ગુજરાતી કહેવત)

દોટી સ્ત્રી૦ [(ભા૦ફા૦માં) ફા૦ دوتهی 'દો-તહી' ('દો'=જુઓ 'દો'+ ته 'તહ'=પડ: એમ મળીને 'દો-તહ'=બે પડ+'ઈ'=પ્રત્યય, સંબંધવાચક)=બે પડવાળું]

એક જાતનું જાડું કાપડ.

"સસરાને લાવે વીરા
ડગલા ને **દોટી,**
સાસુને દખણીનાં ચીર
મારા વીરા."
લોકગીત (ભ૦ગો૦મં૦)

દોત પું૦ જુઓ 'દવાત'

"કમળપત્ર સ્વામિની લખે
ત્યાં ગોપિકા **દોત** સ્હાયજી."
નરસિંહ (ભ૦ગો૦મં૦)

–તિયો(–તીઓ) પું૦ — 'દોત' ઉપરથી ગુજરાતીમાં—

દવાતી; અરજીઓ લખી આપનારો (૨) નામું લખનાર; મહેતો.

"કાઠિયાવાડમાં **દોતીઆ** જેમ લાંબાં ભૂંગળાં સાથેનો દવાત કમરમાં બાંધી ઘૂમે છે, તેમ તેણે પણ પૂરો વેશ ભજવ્યો."
અં૦ન૦ગ૦ (ગુ૦-ફા૦અ૦કો૦)

દોતા ન૦ [ભા૦ફા૦માં دوتا 'દો-તા' ('દો'=બે+'તા' = પ્રત્યય, સંખ્યાસૂચક) - બેવડું (૨) એક જાતનું કપડું]

વરને પહેરવાનો એક પ્રકારનો પોશાક; એક પ્રકારનો પહેરવેશ.

"કબાય **દોતા** જામા ઝીણા,
નીમાંકુર રાતી સાર,
પાઘડી, પછેડી ને પટકા,
પામરી શ્રીકાર."
સુ૦હ૦ (ગુ-ફા-અ૦કો૦)

દોતિયો પું૦ જુઓ 'દોત'માં.

દોપિ(–પી)સ્તા ન૦ અ૦વ૦ [ફા૰ دوپوسته 'દો-પૂસ્તઃ' ('દો'= જુઓ 'દો'+'પૂસ્ત'=છાલ; ચામડી; ખાલ; પડ : એમ મળીને 'દો-પૂસ્ત'+ વિસર્ગ ઉચ્ચરિત ફારસી વર્ણ 'હે'=પ્રત્યય, સંબંધવાચક)=બે પડોનું; બેવડી જાડાઈનું (૨) કોઈ પણ બે જોડેલી વસ્તુ (૩) ચોટાડીને બેવડો કરેલો જાડો કાગળ]

અક્ષર ઘૂંટવાનું જાડું પૂંઠું; અક્ષર ઠેરવવાને ઘણા કાગળોને ચોંટાડી જાડો કરેલો કટકો.

"વાણિયાના છોકરા પોતાના અક્ષર ઠેરવવાને વાસ્તે **દોપીસ્તાં** લખવા બેઠા હતા."
ક૦ઘે૦ (ગુ–ફા–અ૦કો૦)

દોમંજિલા વિ૦—ફા૦ دو (દો)= જુઓ 'દો'+અ૦ منزل (મનઝિલત)માંના અંતના નારી જાતિના અરબી પ્રત્યય 'તે' નો ફારસીમાં વિસર્ગ ઉચ્ચરિત વર્ણ, 'હે' થઈને 'મનઝિલઃ'= દરજ્જો; પદ; સ્થાન—

નોંધ.—'મનઝિલઃ'ની આગળ 'દો' (અર્થાત્ બે) મૂકીને બનેલા શબ્દનો ઉચ્ચાર ઉર્દૂમાં 'દો-મનઝિલા' થયો છે અને તેમાં ઉપરના ઉપરાંત 'મનઝિલા'ના અર્થ થાય છે

ઘરના માળ; મજલો : તે ઉપરથી 'દો-મનઝિલા'નો અર્થ થાય છે બે માળ (૨) બે માળનું: તે ઉપરથી ગુજરાતીમાં.

બે માળ (૨) બે માળનું.

"મકાનની હાર પૂરી થવાથી તે દોમંજિલા મકાન ઉપરથી કૂદ્યો."

નં૦ચ૦ (ગુ-કા-અ૦કો૦)

દોર(દો) પું૦ [અ૦ دور (દૌર)= ભ્રમણ; સમયનું પરિવર્તન (૨) સમય; યુગ (૩) વંશ-વૃદ્ધિનો કોઈ એક તબક્કો; પેઢી]

નોંધ.—ઉર્દૂમાં ઉપરના ઉપરાંત એનો અર્થ થાય છે હકૂમતનો સમય; અને હિંદીમાં એના અર્થ થાય છે પ્રભાવ; ભપકો : તે ઉપરથી ગુજરાતીમાં—

અમલ; સત્તા (૨) દમામ; ભપકો; અમલદારીનો ગેહ્.

"જે છે વફા તેને જફા,
એ તો ખુદાઈ દોર છે."

કલાપી (ગુ-કા-અ૦કો૦)

૦તોર(તોર) પું૦—'દોર'+'તોર' =જુઓ 'તોર'.

નોંધ.—આમાં સમાનાર્થ શબ્દો-નો ગુજરાતીમાં સમાસ થયેલો છે.

દોરદમામ; સત્તા અને ભપકો; રોફ અને તુમાખી.

૦દમામ પું૦—'દોર'+ફા૦ તથા ઉર્દૂ 'દમામ'=જુઓ 'દમામ'—

નોંધ.—આમાં સમાનાર્થ શબ્દો-નો ગુજરાતીમાં સમાસ થયેલો છે.

દોર અને દમામ.

દોરંગી વિ૦ [ફા૦ دورنگی 'દોરંગી' ('દો'=બે+'રંગ'=રૂઓ રંગ': એમ મળીને 'દોરંગ'+ફા૦ 'ઈ'=પ્રત્યય, સંબંધવાચક)=બે રંગવાળું (૨) ઢોંગ; પાખંડ; દંભ; ડોળ; બનાવટ]

બે રંગવાળું (૨) [લા૦] મનસ્વી; ચંચળ.

"કે કે પૂનમ ઊગી-આથમી
જીવન કેરે આભ.
તેજ અને છાયાની ભરિયલ
દોરંગી કૂલછાબ."

મેઘાણી, 'યુગવન્દના', પૃ. ૧૫૦

દોલત(દો) સ્ત્રી૦ [અ૦ دولت 'દૌલત' ('દાલ'=પરિસ્થિતિમાં ફેરફાર થવો; સમયમાં પરિવર્તન આવવું; પુરાણું થવું)=પરિવર્તન; ફેરફાર (૨) રાજ્ય; સરકાર.

ફા૦માં અર્થ:-એક મનુષ્યના હિતમાં નસીબ, વિજય વગેરે માટે જમાનાનું પરિવર્તન; જે એક હાથમાંથી બીજા હાથમાં ફરતું રહે તે; માલ; પૂંજી; દ્રવ્ય; ધન; પૈસો]

નોંધ.—અરબસ્તાનમાં એક પછી એક જુદી જુદી સલ્તનતો બની અને બગડી ત્યારે સલ્તનતને બદલે

'દૌલત' શબ્દ વપરાવા લાગ્યો. સલ્તનત અને બાદશાહત સારા નસીબને લઈને જ મળે છે, તેથી ઈરાનીઓ 'દૌલત'નો અર્થ સારું નસીબ એવો કરવા લાગ્યા. સારા નસીબનું મુખ્ય કારણ પૈસા મનાય છે, તેથી 'દૌલત' શબ્દ ધનના અર્થમાં વપરાતો થયો. ધન પણ એક હાથમાંથી બીજા હાથમાં ફરતું રહે છે: તે ઉપરથી ગુજરાતીમાં—

પૂંજી; દ્રવ્ય; ધન; પૈસો.

"જેને ઘેર મોટી **દોલત**
તેના ભાગીઆ કોરટ."
(કહેવત)

૦ખાનું ન૦ [અ૦ફા૦ دولتخانه 'દૌલત-ખાનઃ' ('દૌલત'+ફા૦ 'ખાનઃ' = જુઓ 'ખાનું') = તમારું રહેવાનું મકાન એમ વિવેકપૂર્વક કહેવા માટે વપરાતો શબ્દ; મહેલ; ઘર; મકાન]

ઘર (જેની મોટાઈ કે જેનું માન આ શબ્દ દર્શાવે છે.)

દૌલતજાદા બોલાવવી શ૦ પ્ર૦—અ૦ ફા૦ફા૦ دولت زیاده باد (દૌલત ઝિયાદઃ બાદ)=દૌલત વધારે થજો! (૨) અલ્લાહ (તારી) દૌલતમાં વૃદ્ધિ કરે એવી એક પ્રકારની દુઆ; પ્રભુ તારા ધનમાં વધારો કરે એવો એક પ્રકારનો આશીર્વાદ.

નોંધ. — દક્ષિણ ગુજરાતમાં લગ્નોત્સવોમાં ઢોલીઓને ખુશબખ્તીના પૈસા આપતાં તેઓ દૌલતજાદા બોલાવે છે.

૦જાદો પું૦ —'દૌલત'+ફા૦ زاده (ઝાદઃ)=ક્રિયાપદના સામાન્ય રૂપ 'ઝાદન' અર્થાત્ 'જન્મવું' ઉપરથી ભૂતકૃદંતનું રૂપ.

નોંધ.—આ શબ્દ ફારસી તેમ જ ઉર્દૂમાં વપરાતો નથી. ફારસીમાં 'અમીર-ઝાદઃ' ઉપરથી ગુજરાતીમાં 'અમીરજાદો'; ફારસીમાં 'શાહ-ઝાદઃ' ઉપરથી ગુજરાતીમાં 'શાહજાદો' વગેરે પ્રચલિત થયેલા શબ્દોના સાદૃશ્યે એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

ધનવાનનો પુત્ર.

૦મંદ વિ૦ [અ૦ફા૦ دولتمند 'દૌલત-મંદ' ('દૌલત'+'મંદ'=પ્રત્યય, પૂર્ણતાસૂચક વિશેષણ બનાવનાર)=દૌલતથી ભરપૂર; ધનવાન; પૈસાદાર.

૦વાન વિ૦—'દૌલત' + ગુ૦ 'વાન'—

પૈસાદાર; શ્રીમંત; તવંગર.

દોલાબ પું૦ [ફા૦ دولاب ઈ૦ઉ૦ 'દૂલાબ': ભા૦ઉ૦ 'દોલાબ'='દૂલે આબ' કે 'દોલે આબ' ઉપરથી: 'દૂલાબ' કે 'દોલાબ' ('દૂલ' કે 'દોલ'=યાંત્રિક ઘંટીમાં દાણા ઓરવાનું ગળણી જેવું સાધન

(૨) પાણી ખેંચવાનું વાસણ; +'એ'=છઠ્ઠી વિભક્તિનો સંબંધ દર્શાવનાર ફારસી સંજ્ઞા+'આબ' પાણી)=ખેતરમાં પાણી પહોંચાડવાનું યંત્ર; રેંટ (૨) [લા૦] આશ્રમો અને દવાખાનાઓમાં બહારથી અંદર ખોરાક અને અન્ય જરૂરિયાતો મૂકવા માટે દીવાલમાં રાખેલું યંત્ર જે તેની ધરી ઉપર ફેરવાને વસ્તુઓ અંદર પહોંચાડી શકાય છે; ભીંતમાંનું કબાટ]

ભીંતમાંનું કબાટ; ભંડારિયું; હાટિયું; તાકું.

દોલાભ પું૦ (સુ૦) જુઓ 'દોલાબ'.

દોસ્ત પું૦ [ફા૦ دوست ઈ૦ઉ૦ 'દૂસ્ત': ભા૦ઉ૦ 'દોસ્ત' ('દૂસ' કે 'દોસ' =વળગી રહે; પકડી રાખ: એ ક્રિયાપદનો ધાતુ જે આજ્ઞાર્થ-રૂપમાં હોય છે: તે ઉપરથી)= વળગી રહેનાર; પકડી રાખનાર (૨) મિત્ર; ભાઈબંધ; યાર]

મિત્ર; ભાઈબંધ; યાર.

"નાદાન **દોસ્ત** કરતાં દાનો **દુશ્મન** ભલો."

(કહેવત)

૦દાર પું૦ [ફા૦ دوستدار 'દૂસ્ત-દાર': ભા૦ઉ૦ 'દોસ્ત-દાર' ('દૂસ્ત' કે 'દોસ્ત'+ફા૦ 'દાર' =પ્રત્યય, સ્વાર્થે ઉમેરાયેલો)= મિત્ર; ભાઈબંધ; યાર (૨) શુભચિંતક]

મિત્ર; ભાઈબંધ.

"કોઈના સાથ વિના
જ્ઞાન આ નથી મળતું,
કે **દોસ્તદાર** વિના
દુશ્મની નથી હોતી."

બરકત વીરાણી, 'માનસર', પૃ. ૮૪

૦દારી સ્ત્રી૦ [ફા૦ دوستداری ઈ૦ઉ૦ 'દૂસ્ત-દારી': ભા૦ઉ૦ 'દોસ્ત-દારી' ('દૂસ્ત-દાર' કે 'દોસ્ત-દાર' + 'ઈ'=પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર)= દોસ્તી; મિત્રતા; મિત્રાચારી; મોહબ્બત]

મિત્રાચારી; મૈત્રી; ભાઈબંધી.

"આવ્યા અહીં છો **દોસ્તદારી**નો
લઈ દાવો સદા,
ખોસા દઈ ગાલે જગાડો
નીંદમાંથી એ રહમ."

કલાપી, 'ગુજરાતની ગઝલો'.

–સ્તાઈ સ્ત્રી૦ — 'દોસ્ત' + ગુ૦ 'આઈ'.

મિત્રાચારી; મૈત્રી; ભાઈબંધી

–સ્તી સ્ત્રી૦ [ફા૦ دوستی ઈ૦ઉ૦ 'દૂસ્તી': ભા૦ઉ૦ 'દોસ્તી' ('દૂસ્ત' કે 'દોસ્ત' + ફા૦ 'ઈ'=પ્રત્યય, ભાવવાચક નામ

બનાવનાર ) = દોસ્ત હોવું તે; મિત્રતા; મોહબ્બત ]

મિત્રતા; મૈત્રી; ભાઈબંધી.

દોસ્તી સ્ત્રી૦ જુઓ 'દોસ્ત'માં.

"નિખાલસ થઈને મેં આ મેળવ્યો
છે હાથ **દોસ્તી**નો,
સમજતો નહિ કે હું આવી ગયો
છું તારા પંજામાં."

બરકત વીરાણી, 'માનસર', પૃ. ૩૬

અ૦ [ લા૦ ] માટે; વાસ્તે; ખાતર.

દૌરો પું૰ [ અ૦ دوره 'દૌરઃ' : એ મૂળ અરબી 'દૌરત' ઉપરથી છે : દૌરત ('દૌર' = જુઓ 'દોર' + 'ત' = અરબીમાં નારી જાતિનું રૂપ બનાવનાર પ્રત્યય જેનો ફારસીમાં વિસર્ગ ઉચ્ચરિત 'હે' બની જાય છે ) = ચક્કર; ભ્રમણ; ( જીવનનો ) પ્રવાસ ]

ચારે તરફ ચક્કર લગાવવું તે; (૨) [ લા૦ ] પ્રવાસ; મુસાફરી.

દ્યાનત સ્ત્રી૦ જુઓ 'દયાનત'.

ધનદોલત સ્ત્રી૦—ગુ૦ 'ધન' + અ૦ دولت (દૌલત) = જુઓ 'દોલત'—

માલમિલકત.

ધપ્પા(-બ્બા)બાજી સ્ત્રી૦ — ગુ૦ 'ધપ્પો' કે 'ધબ્બો' + ફા૦ باز (બાઝ) = પ્રત્યય, કર્તૃવાચક નામ કે વિશેષણ બનાવનાર: એમ મળીને 'ધપ્પા(-બ્બા)બાઝ' ઉપરથી ગુજરાતીમાં—

સામસામા ધપ્પા મારવા તે; ધપ્પાધપ્પી; ધપ્પંધપ્પા કરવી તે.

ધંધાદાર વિ૦—ગુ૦ 'ધંધો' + ફા૦ دار (દાર) = પ્રત્યય, કર્તૃવાચક વિશેષણ બનાવનાર.

ધંધો કરનારું; ધંધો ચલાવનારું (૨) ઉદ્યોગી.

પું૰ વેપારી (૨) કારીગર; કસબી.

—રી વિ૦—'ધંધાદાર' + ગુ૦ 'ઈ'.

ધંધાદાર; ધંધાર્થી.

સ્ત્રી૦ ધંધો; ઉદ્યમ.

ધંધોરોજગાર પું૰ — ગુ૦ 'ધંધો' + ફા૦ روزگار ઈ૦ઉ૦ (રૂઝ-ગાર): ભા૦ઉ૦ (રોઝ-ગાર) = જુઓ 'રોજગાર'.

ધંધો અને રોજગાર; ઉદ્યમ; કામકાજ.

ધાડાંખોરી સ્ત્રી૦—ગુ૦ 'ધાડાં' + ફા૦ خور ફા૦ (ખોર) = પ્રત્યય, કર્તૃવાચક નામ કે વિશેષણ બનાવનાર: એમ મળીને 'ધાડાંખોર' + ગુ૦ 'ઈ': એ ઉપરથી ગુજરાતીમાં—

ધાડ પાડવાનો ધંધો.

"લૂંટફાટ, ચોરી અને **ધાડાંખોરી** એ તેમના વ્યવસાયો થઈ પડ્યા છે."

મધપૂડો (ભ૦ગો૦મં૦)

-શાહી સ્ત્રી૦—'ધાડાં'+ફા૦ شاهی (શાહી)=જુઓ 'શાહી'—

ધાડાંઓનું રાજ્ય; સંયમ વગરના લોકોના ટોળાંનું શાસન

ધારદાર વિ૦—ગુ૦'ધાર' + ફા૦ دار (દાર)=પ્રત્યય, 'વાળું'અર્થ-સૂચક—

નોંધ.—'દાર' પ્રત્યય લાગીને ફારસીમાં બનેલા અને ગુજરાતીમાં પ્રવેશ પામીને પ્રચલિત થયેલા 'માલદાર', 'કાંગરાદાર' વગેરે શબ્દોના સાદૃશ્યે એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

ધારવાળું; તીક્ષ્ણ.

ધાસ્તી સ્ત્રી૦ જુઓ 'દહેશત'

ધાંધલખોર વિ૦—ગુ૦'ધાંધલ'+ફા૦ خور (ખોર)=પ્રત્યય, કર્તૃવાચક વિશેષણ બનાવનાર—

નોંધ.—'ખોર' પ્રત્યય લાગીને ફારસીમાં બનેલા અને ગુજરાતીમાં પ્રવેશ પામીને પ્રચલિત થયેલા 'હરામખોર', 'આદમખોર' વગેરે શબ્દોના સાદૃશ્યે એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

ધાંધલ કરનારું; ધમાલિયું.

ધીંગામસ્તી સ્ત્રી૦—ગુ૦ 'ધીંગા' ફા૦ مستی (મસ્તી) = જુઓ 'મસ્તી'—

જબરદસ્તીથી લડવું તે (૨) તોફાન.

ધૂપદાન ન૦—ગુ૦ 'ધૂપ'+ફા૦ دان (દાન)=પ્રત્યય, પાત્રવાચક—

ધૂપ કરવાનું પાત્ર; ધૂપિયું.

-દાની સ્ત્રી૦—'ધૂપદાન' ઉપરથી ગુજરાતીમાં—

ધૂપ કરવાનું પાત્ર; ધૂપિયું.

ધોકાબાજ વિ૦—ગુ૦ 'ધોકો'+ +ફા૦ باز (બાઝ) = પ્રત્યય, કર્તૃવાચક નામ કે વિશેષણ બનાવનાર—

નોંધ.—આ શબ્દ ફારસીમાં 'બાઝ' પ્રત્યય લાગીને બનેલાં કર્તૃવાચક નામો જેવાં કે ફારસીમાં 'દગ઼ા-બાઝ' ઉપરથી ગુજરાતીમાં 'દગાબાજ', ફારસીમાં 'દગ઼લ-બાઝ' ઉપરથી ગુજરાતીમાં 'દગલબાજ' વગેરેના સાદૃશ્યે ગુજરાતીમાં ઘડાયેલો છે.

દગાબાજ.

-જી સ્ત્રી૦—'ધોકાબાજ'+ગુ૦'ઈ'—

દગાબાજી

ધોબીખાનું ન૦—ગુ૦ 'ધોબી'+ ફા૦ خانه (ખાનઃ) = જુઓ 'ખાનું'—

ધોબીનું કામ કરવાનું સ્થળ.

નકતો પું૦ [(૧) અ૦ نقطہ 'નુક્તઃ' ('નક્ત' = અરબી કે ફારસી શબ્દોમાં કેટલાક અક્ષરોની ઉપર કે નીચે ટપકાનું ચિહ્ન લગાડવું) =અરબી કે ફારસી શબ્દોમાં કેટલાક અક્ષરની ઉપર કે નીચે મુકાતું ટપકું; બિંદી.

(૨) અ૦ نکتہ 'નુક્તઃ' ('નક્ત'=ટીકા કરવી; કોઈકને હેરાન કરવું; ટીખળી કરવી; મશ્કરી કરવી; વિનોદી કથન કરવું)=હસવું આવે અને નવાઈ લાગે એવી વાત; વિનોદ-વાક્ય; ગુપ્ત અને નિર્મળ વચન જે સામાન્ય લોકો સમજી ન શકે; બારીક અને સૂક્ષ્મ વાત]

અરબી, ફારસી તથા ઉર્દૂ શબ્દોમાં કેટલાક અક્ષરની ઉપર કે નીચે લગાડવામાં આવતું ટપકું; બિંદી (૨) [લા૦] અજબ તર્ક; બુટ્ટી.

નકલ સ્ત્રી૦[અ૦ نقل (નક્લ) = એક જગ્યાએથી બીજી જગ્યાએ જવું તે; એક જગ્યાએથી બીજી જગ્યાએ લઈ જવું તે; અસલની વસ્તુના પ્રમાણે બીજું કરવું તે; કોઈ વસ્તુનો નમૂનો બનાવવો અને લખવો તે (૨) નમૂનો; પ્રતિરૂપ; અનુકૃતિ; મૂળ ઉપરથી ઉતારેલું બીજું લખાણ; 'કૉપી'; અનુકરણ (૩) સવિસ્તર ક્રમબદ્ધ વર્ણન કે નિવેદન; હેવાલ; વાર્તા]

નોંધ.—હિંદીમાં એનો ઉચ્ચાર नक़ल છે તે ઉપરથી ગુજરાતીમાં.

મૂળ ઉપરથી ઉતારેલું બીજું લખાણ (૨) અનુકરણ (૩) જોડી કાઢેલી વાર્તા.

"નકલમાં અક્કલ (વાપરવાની) નહીં." (કહેવત)

"શાઈરો પણ તમને જોઈને
ગઝલ સર્જી શક્યા,
તમને જોયા તો અસલમાંથી
નકલ સર્જી શક્યા."

બરકત વીરાણી, 'ઘટા', પૃ. ૨૧૨

૦ખોર વિ૦—'નકલ'+ ફા૦ خور (ખોર)=પ્રત્યય, કર્તૃવાચક નામ યા વિશેષણ બનાવનાર—

નોંધ.—આ શબ્દ ફારસી તેમ જ ઉર્દૂમાં વપરાતો નથી. 'ખ઼ોર' પ્રત્યય લાગીને ફારસીમાં બનેલા અને ગુજરાતીમાં પ્રવેશ પામીને પ્રચાર પામેલા 'આદમખોર', 'હલાલખોર', 'હરામખોર' જેવા શબ્દોના સાદૃશ્યે એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

નકલ કરનાર; મશ્કરો; વેષધારી.

૦બાજ વિ૦—'નકલ' + ફા૦ باز (બાઝ) = પ્રત્યય, કર્તૃવાચક વિશેષણ બનાવનાર—

**નોંધ.**—આ શબ્દ ફારસી તેમ જ ઉર્દૂમાં વપરાતો નથી અને ફારસીમાં 'બાઝ' પ્રત્યય લાગીને બનેલાં કર્તૃવાચક વિશેષણો જેવાં કે ફારસીમાં 'દગા-બાઝ' ઉપરથી ગુજરાતીમાં 'દગાબાજ', ફારસીમાં 'દગલ-બાઝ' ઉપરથી ગુજરાતીમાં 'દગલબાજ'ના સાદૃશ્યે એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

નકલ કરનાર; મશ્કરું; વેષધારી.

૦નવીસ પું૰—ફા૰ نقل نویس 'નક્લ-નવીસ' ('નક્લ'+'નવીસ'= લખ: એ ક્રિયાપદનો ધાતુ જે આજ્ઞાર્થરૂપમાં હોય છે તે નામને લાગીને કર્તૃવાચક નામ બનાવે છે)=નકલ લખનાર; લેખ વગેરેની નકલ કરનાર—

**નોંધ.**—'નક્લ-નવીસી' જે 'નક્લ-નવીસ' ઉપરથી ભાવવાચક નામ છે. એ શબ્દ ભારતીય ફારસીમાં વપરાયો છે. પરંતુ ઈરાની ફારસીમાં એનો ઉપયોગ થયેલો નથી અને મૂળ 'નક્લ–નવીસ' ઈરાની તેમ જ ભારતીય ફારસીમાં પણ વપરાતો નથી. પરંતુ એ ઉર્દૂમાં વપરાય છે: તે ઉપરથી ગુજરાતીમાં.

નકલનું કામકાજ કરનાર માણસ; લેખ વગેરેની નકલ કરનાર માણસ.

–લિયું વિ૰—'નકલ' ઉપરથી ગુજરાતીમાં—

નકલ કરનાર; નકલી.

"અને તે ઠેકાણે ન સુંદર, ન સંગીન, ન સ્વતંત્ર એવી માત્ર **નકલિયા** અને સસ્તી ટાપટીપ ઘૂસી છે અને વધતી જાય છે."
બળવંતરાય ઠાકોર (ભ૰ગો૰મં૰)

–લિયો પું૰—'નકલ' ઉપરથી ગુજરાતીમાં—

નકલ કરનારો માણસ; નકલ કરનાર કારકુન (૨) વેષધારી; મશ્કરો.

–લી વિ૰ [અ૰ફા૰ نقلی 'નક્લી' ('નક્લ'+ફા૰ 'ઈ'=પ્રત્યય, સંબંધવાચક વિશેષણ બનાવનાર)=અસલ ઉપરથી ઉતારેલું; અસલ નહિ પણ તેના જેવું બનાવેલું; બનાવટી; કૃત્રિમ]

અસલ ઉપરથી ઉતારેલું; અસલ નહિ પણ તેના જેવું બનાવેલું; બનાવટી; કૃત્રિમ (૨) [લા૰] ખોટું; જૂઠું.

"આપણે આપણી સંસ્કૃતિના ટેક વગરના થઈને, માત્ર **નકલી** સાહેબલોક થવા જઈએ છીએ."
બળવંતરાય ઠાકોર (ભ૰ગો૰મં૰)

નકલી, –લિયું, –લિયો જુઓ 'નકલ'માં.

નકશાઈ વિ૰—ન૰ نقشه (નક્શઃ) ઉપરથી ગુજરાતીમાં: એ માટે જુઓ 'નકશો'—

નકશા સંબંધી.

નકશાગર પું૰—અ૰ફા૰ نقشه (નક્શઃ) +ફા૰ گر (ગર)=પ્રત્યય, કર્તૃ-વાચક નામ બનાવનાર—

નકશાનું કામ કરનાર 'ડ્રાફ્ટ્સમેન'.

નકશાનવીસ પું૰ જુઓ 'નકશેનવીસ', 'નકશો'માં.

નકશી સ્ત્રી૰ — અ૰ نقش (નક્શ) = ચિત્રકામ; ચિત્રકળા; દોરેલું ચિત્ર; છબી; રેખાંકિત આકૃતિ; યોજના (૨) ભરતકામ (૩) કોતરકામ + ઉર્દૂ 'ઈ' = પ્રત્યય, 'વાળું' અર્થસૂચક—

નોંધ.—ઉર્દૂ તથા હિંદીમાં એનો અર્થ થાય છે ભરતકામ કરેલું હોય તેવું : એ ઉપરથી ગુજરાતીમાં.

ભરતકામ કે કોતરકામની કારીગરી (૨) કોતરકામ; કોતરણી.

૰કામ ન૰—'નકશી'+ગુ૰ 'કામ'—

નકશીનું કામ; નકશી; કોતરકામ; કોતરણી.

"મિસર દેશનાં પ્રાચીન બાંધકામોમાં તેનું **નકશીકામ** અને ચિત્રકામ વધારે ધ્યાન ખેંચી શકે છે."
પુરુષોત્તમ વિશ્રામ (ભ૰ગો૰મં૰)

૰ગર પું૰ [અ૰ફા૰ نقش گر 'નક્શ-ગર' ('નક્શ'+ફા૰ ગર = પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવનાર) = નકશી કોતરનારો પુરુષ; કોતરકામ કરનાર માણસ; ચિત્રકાર ]

નકશી કોતરનારો પુરુષ; કોતરકામ કરનારો પુરુષ.

૰દાર વિ૰ — 'નકશી'+ફા૰ دار (દાર) = પ્રત્યય, 'વાળું' અર્થ-સૂચક વિશેષણ બનાવનાર—

નકશીવાળું; કોતરકામવાળું.

"નવમા સૈકાથી પંદરમા સૈકા સુધીમાં રચાયેલાં રજપૂત કારીગરોનાં જયપુર કલમ અને કાંગ્રા કલમનાં ખૂબીદાર ચિત્રો અને **નકશીદાર** વિષ્ણુમંદિરો અને શિવાલયો પણ કળા પ્રદેશમાં ઉચ્ચ સ્થાન લઈ શકે છે."
(ભ૰ગો૰મં૰)

નકશો પું૰ (અ૰ફા૰ نقشه 'નક્શઃ' ('નક્શ' = ચિત્રકામ; ચિત્રકળા; દોરેલું ચિત્ર; છબી; રેખાંકિત આકૃતિ + વિસર્ગ ઉચ્ચરિત ફારસી વર્ણ 'હે' = પ્રત્યય, સંબંધવાચક) = રેખાઓ વડે આકાર વગેરેનો નિર્દેશ; રેખા-ચિત્ર; જગ્યા કે પ્રદેશનો માપસર આલેખ; અસલની તેના જેવી જ નકલ; નમૂનો; આકૃતિ ]

જગ્યા કે પ્રદેશનો માપસર આલેખ; અસલની તેના જેવી જ નકલ.

"સમયને હાથે મનના મહેલને
ખંડેર બનવા દઈ;
મેં યુગને ચીતરી આપ્યો છે
**નકશો** ભવ્ય જીવતરનો."
બરકત વીરાણી, 'માનસર', પૃ. ૧૭૫

–શેનવીસ પું૦ — ફા૦ 'નક્શઃ' + ફા૦ نویس (નવીસ) = 'લખ': એ ક્રિયાપદનો ધાતુ જે આજ્ઞાર્થરૂપમાં હોય છે તે નામને લાગીને કર્તૃવાચક નામ બનાવે છે.

નોંધ. — આ શબ્દનો ઉપયોગ ફારસીમાં થતો નથી; પરંતુ ઉર્દૂમાં થાય છે અને તેમાં એનો અર્થ થાય છે નકશો બનાવનાર; નકશો દોરનાર: તે ઉપરથી ગુજરાતીમાં.

નકશો બનાવનાર; નકશો દોરનાર; નકશો દોરવાના કામમાં કુશળ હોય તે.

નકસ પું૦; સ્ત્રી૦ [અ૦ نقش (નક્શ) = છાપ ]

[લા૦] શાખ; પ્રતિષ્ઠા; આબરૂ.

નકાબ પું૦ [અ૦ نقاب 'નિકાબ' ('નકેબ'=કાણુંથી ભરેલું હોવું) =ચહેરો કે શિર ઢાંકવાનો સ્ત્રીઓનો પારદર્શક બુરખો જે મોટે ભાગે કાણાં કાણાંવાળા વસ્ત્રનો બનેલો હોય છે; પડદો ]

નોંધ. — એનો ઉપયોગ હવે મુખ્યત્વે અરબસ્તાનની સ્ત્રીઓમાં રહ્યો છે. ઈરાનમાંથી તો રેઝાશાહ પહેલવી બાદશાહે (ઈ.સ. ૧૯૨૫–૧૯૪૧) તે નષ્ટ કરી દીધો હતો.

મોં પર ઘૂંઘટ તરીકે નંખાતું બારીક વસ્ત્ર; બુરખો.

"મારા હૃદયમાં એવી રીતે
ગુપ્ત છો તમે,
જગની નજરથી જેવી રીતે
છો નકાબમાં."

બરકત વીરાણી, 'માનસર', પૃ. ૯૩

નકારું વિ૦ [ફા૦ ناکاره 'નાકારઃ' ('ના'=પૂર્વંગ, નકારવાચક+ 'કાર'=જુઓ 'કાર'+વિસર્ગ ઉચ્ચરિત ફારસી વર્ણ 'હે'= પ્રત્યય, સંબંધવાચક)=નકામું; નિરર્થક; નિરુપયોગી (૨) મહત્ત્વહીન; નિર્માલ્ય; ક્ષુદ્ર ]

ખરાબ; નઠારું (૨) [લા૦] જિદ્દી; મમતી.

નકાસ પું૦ [અ૦ نخاس 'નખ્ખાસ' ('નખસ'=પશુઓના પાછલા ભાગ ઉપર લાકડીથી મારી મારીને તેને જખમી કરવું કે હાંકવું: એ ઉપરથી અતિશયતા દર્શાવનાર કર્તૃવાચક નામ)=[લા૦] પશુ વેચનાર; પશુઓનો દલાલ]

નોંધ.—ઉર્દૂમાં એનો અર્થ થાય પશુઓનું બજાર; પશુઓની કતલ કરીને તેનું માંસ વેચવાનું બજાર: તે ઉપરથી ગુજરાતીમાં.

કસાઈવાડો (૨) [લા૦] ફાંસીની જગા.

નકીબ પું૦ [અ૦ نقیب 'નકીબ' ('નકબ'= –ના સરદાર હોવું) = સરદાર; કોમનો સરદાર;

કોમનો મુખી; કોમનો નાયક (૨) લોકો અંગેની માહિતી ધરાવનાર; લોકોની પરિસ્થિતિ વિશે જાણકારી રાખનાર; લોકોની વંશાવળી જાણનાર ]

નોંધ.—ઉર્દૂમાં એનો અર્થ થાય છે જે માણસો રાજા-મહારાજા વગેરેની સવારીની આગળ આગળ ચાલતાં તેમના વંશની પ્રતિષ્ઠા ગાય છે અને તેમના ખિતાબો મોટા અવાજે ઉચ્ચારે છે તે.

બાદશાહો કે નવાબોના નકીબ, માત્ર સવારીની આગળ બિરુદાવલીનું બયાન કરતા ચાલતા નથી પણ તે ઉપરાંત કોઈને ઉપાધ કે પદ વગેરે એનાયત થયાને સમયે અથવા કોઈ મહાન પદાધિકારીના દરબારમાં તેની ઘોષણા પણ કરે છે.

બ્રિટિશ શાસન દરમિયાન ઠાઠ અને શાનોશોકત દર્શાવવા નકીબો, સુલતાનો અને નવાબોનું આગમન જાહેર કરવા નીચેની રીતે પોકાર કરતા હતા :

"આ ।બ બજા લાઓ, જહાંપનાહ બાદશાહ સલામત! આલમપનાહ બાદશાહ સલામત": એ ઉપરથી ગુજરાતીમાં.

રાજા, આચાર્ય, અમલદાર વગેરેનો હોદ્દો પોકારનારો ચોબદાર; પ્રવેશક; છડીદાર.

"તૈયારી છે ચુપચુપ કરે કાગડાઓ નકીબ."

નર્મદાશંકર (ભ૰ગો૰મં૰)

નકીર વિ૰ [અ૰ نکیر 'નકીર' ('નકર' = અસ્વીકાર કરવો; નકારવું; નામંજૂર રાખવું; નાપસંદ કરવું; કોઈ ચીજ ન ઓળખવી ) = તિરસ્કારજનક; ઘૃણાજનક (૨) મુસ્લિમ માન્યતા મુજબ મૃત્યુના બે ફિરસ્તાઓ પૈકીનો એક; કબરમાં સવાલ-જવાબ કરનાર બે ફિરસ્તાઓ-માંનો એક; મૃત્યુ પામેલા માણસને તેની કબરમાં મુનકિર ફિરસ્તા સાથે પૂછપરછ કરનાર તેનો સાથી ]

નોંધ.—મૃત દેહને કબ્રસ્તાનમાં દફન કર્યા પછી ઇસ્લામી માન્યતા મુજબ મરનાર પાસે બે ફિરસ્તા આવે છે. તેમના નામ નકીર અને મુનકિર છે. તેઓ અલ્લાહના હુકમથી મરનારને ઉઠાડી દુનિયામાં તેણે પાળેલા મજહબ વિષે પ્રશ્નો કરે છે. અલ્લાહની એકતા અને હજરત પેગમ્બર મોહમ્મદની રિસાલતના સ્વીકારનો જવાબ મળે તો ફિરસ્તા તેને કયામત સુધી કબરમાં રાહતથી આરામ લેવા દે છે. નહિ તો અલ્લાહના હુકમથી કયામત સુધી તેને અનેક રીતે ત્રાસ આપતા રહે છે.

ઘણું નાનું; તુચ્છ (૨) ગરીબ.

પું૰ એક ફિરસ્તો.

નક્કારું વિ૰ જુઓ 'નકારું'.

નક્કી વિ૰ [અ૰ نقی (નક્રી)= ચોખ્ખું; પવિત્ર; સાફ; સ્વચ્છ]

ચોક્કસ; ખાતરીવાળું; ખરું; યથાર્થ.

અ૦ જરૂર; ખચીત; ખરેખર.

'નક્કીએ નક્કી' = ખરેખરું.

'નક્કી થઈ જવું'=મરી જવું.

"એ ગડબડાટમાં એક ઝટકો લાગ્યાથી દેવળદેવી તો **નક્કી** થઈ જાત."

કરણઘેલો (ભ૦ગો૦મં૦)

નખતેલ ન૦ — અ૦ نفت (નફ્ત)=ખનિજ કોયલાને શુદ્ધ કરતી વખતે નીકળતો તેલી પદાર્થ; 'નેપ્થા'; 'પેટ્રોલિયમ']

ખનિજ કોયલાને શુદ્ધ કરતી વખતે નીકળતો તેલી પદાર્થ; એક જાતનું તેલ; 'નેપ્થા'.

નખરાળું; નખરાંખોર; નખરાંબાજ; નખરાંબાજી જુઓ 'નખરું'માં.

નખરું ન૦ [ફા૦ نخره (નખ્રા) =લટકું; મોહ ઉત્પન્ન કરે એવા ચેનચાળા; ચેષ્ટા; ચાળાચસકા; આકર્ષક હાવભાવ; શૃંગારિક ચેષ્ટા]

લટકું; મોહ ઉત્પન્ન કરે એવા ચેનચાળા; ચેષ્ટા; ચાળાચસકા; આકર્ષક હાવભાવ.

"મદિરા નેત્ર **નખરાંનો**
પી પીને ભાન ભૂલ્યો હું."

કલાપી (ભ૦ગો૦મં૦)

-રાળું વિ૦—'નખરું' ઉપરથી ગુજરાતીમાં—

નખરાં કરનાર.

-રાંખોર વિ૦—'નખરું' + ફા૦ خور (ખોર)=પ્રત્યય, કર્તૃવાચક નામ યા વિશેષણ બનાવનાર—

નોંધ.—આ શબ્દ ગુજરાતીમાં જ ઘડાયો છે.

નખરાં કરવામાં કાબેલ; વારંવાર નખરાં કરનાર.

-રાંબાજ વિ૦—'નખરું'+ફા૦ باز (બાઝ) ઉપરથી ગુજરાતીમાં 'બાજ': 'બાઝ'=પ્રત્યય, કર્તૃવાચક વિશેષણ બનાવનાર—

નોંધ.—આ શબ્દ ફારસી તેમ જ ઉર્દૂમાં વપરાતો નથી અને ફારસીમાં 'બાઝ' પ્રત્યય લાગીને બનેલાં કર્તૃવાચક વિશેષણો જેવાં કે ફારસીમાં 'દગા-બાઝ' ઉપરથી ગુજરાતીમાં 'દગાબાજ', ફારસીમાં 'દગલ-બાઝ' ઉપરથી ગુજરાતીમાં 'દગલબાઝ' જેવાંના સાદૃશ્યે આ શબ્દ ગુજરાતીમાં જ ઘડાયેલો છે.

નખરાં કરનાર; નખરાં કરવામાં કાબેલ.

"**નખરાંબાજ** કમલિનીના શબ્દે શબ્દે કટાક્ષ ભર્યો હતો."

કાંતમાળા (ભ૦ગો૦મં૦),

-રાંબાજી સ્ત્રી૦ — 'નખરાંબાજ" ઉપરથી: એ માટે જુઓ 'નખરાંબાજ'—

કોમનો મુખી; કોમનો નાયક (૨) લોકો અંગેની માહિતી ધરાવનાર; લોકોની પરિસ્થિતિ વિશે જાણકારી રાખનાર; લોકોની વંશાવળી જાણનાર]

**નોંધ.**— ઉર્દૂમાં એનો અર્થ થાય છે જે માણસો રાજા-મહારાજા વગેરેની સવારીની આગળ આગળ ચાલતાં તેમના વંશની પ્રતિષ્ઠા ગાય છે અને તેમના ખિતાબો મોટા અવાજે ઉચ્ચારે છે તે.

બાદશાહો કે નવાબોના નકીબ, માત્ર સવારીની આગળ બિરુદાવલીનું બયાન કરતા ચાલતા નથી પણ તે ઉપરાંત કોઈને ઉપાધિ કે પદ વગેરે એનાયત થયાને સમયે અથવા કોઈ મહાન પદાધિકારીના દરબારમાં તેની ઘોષણા પણ કરે છે.

બ્રિટિશ શાસન દરમિયાન ઠાઠ અને શાનોશોકત દર્શાવવા નકીબો, સુલતાનો અને નવાબોનું આગમન જાહેર કરવા નીચેની રીતે પોકાર કરતા હતા:

"આ ાબ બજા લાઓ, જહાંપનાહ બાદશાહ સલામત! આલમપનાહ બાદશાહ સલામત": એ ઉપરથી ગુજરાતીમાં.

રાજા, આચાર્ય, અમલદાર વગેરેનો હોદ્દો પોકારનારો ચોબદાર; પ્રવેશક; છડીદાર.

"તૈયારી છે ચુપચુપ કરે કાગડાઓ નકીબ."
નર્મદાશંકર (ભ૦ગો૦મં૦)

**નકીર** વિ૦ [અ૦ نکیر 'નકીર' ('નકેર' = અસ્વીકાર કરવો; નકારવું; નામંજૂર રાખવું; નાપસંદ કરવું; કોઈ ચીજ ન ઓળખવી) = તિરસ્કારજનક; ઘૃણાજનક (૨) મુસ્લિમ માન્યતા મુજબ મૃત્યુના બે ફિરસ્તાઓ પૈકીનો એક; કબરમાં સવાલ-જવાબ કરનાર બે ફિરસ્તાઓ-માંનો એક; મૃત્યુ પામેલા માણસને તેની કબરમાં મુનકિર ફિરસ્તા સાથે પૂછપરછ કરનાર તેનો સાથી ]

**નોંધ.**—મૃત દેહને કબ્રસ્તાનમાં દફન કર્યા પછી ઇસ્લામી માન્યતા મુજબ મરનાર પાસે બે ફિરસ્તા આવે છે. તેમના નામ નકીર અને મુનકિર છે. તેઓ અલ્લાહના હુકમથી મરનારને ઉઠાડી દુનિયામાં તેણે પાળેલા મજહબ વિષે પ્રશ્નો કરે છે. અલ્લાહની એકતા અને હજરત પેગમ્બર મોહમ્મદની રિસાલતના સ્વીકારનો જવાબ મળે તો ફિરસ્તા તેને કયામત સુધી કબરમાં રાહતથી આરામ લેવા દે છે. નહિ તો અલ્લાહના હુકમથી કયામત સુધી તેને અનેક રીતે ત્રાસ આપતા રહે છે.

ઘણું નાનું; તુચ્છ (૨) ગરીબ.

પું૦ એક ફિરસ્તો.

**નક્કારું** વિ૦ જુઓ 'નકારું'.

**નક્કી** વિ૦ [અ૦ نقی (નકી)= ચોખ્ખું; પવિત્ર; સાફ; સ્વચ્છ]

ચોક્કસ; ખાતરીવાળું; ખરું; યથાર્થ.

અ૦ જરૂર; ખચીત; ખરેખર.

'નક્કીએ નક્કી' = ખરેખરું.
'નક્કી થઈ જવું'=મરી જવું.

"એ ગડબડાટમાં એક ઝટકો લાગ્યાથી દેવળદેવી તો નક્કી થઈ જાત."

કરણઘેલો (ભ૦ગો૦મં૦)

નખતેલ ન૦—અ૦ نفت (નફ્‌ત)=ખનિજ કોયલાને શુદ્ધ કરતી વખતે નીકળતો તેલી પદાર્થ; 'નેપ્થા'; 'પેટ્રોલિયમ']

ખનિજ કોયલાને શુદ્ધ કરતી વખતે નીકળતો તેલી પદાર્થ; એક જાતનું તેલ; 'નેપ્થા'.

નખરાળું; નખરાંખોર; નખરાંબાજ; નખરાંબાજી જુઓ 'નખરું'માં.

નખરું ન૦ [ફા૦ نخرا (નખ્‌રા) =લટકું; મોહ ઉત્પન્ન કરે એવા ચેનચાળા; ચેષ્ટા; ચાળાચસકા; આકર્ષક હાવભાવ; શૃંગારિક ચેષ્ટા]

લટકું; મોહ ઉત્પન્ન કરે એવા ચેનચાળા; ચેષ્ટા; ચાળાચસકા; આકર્ષક હાવભાવ.

"મદિરા નેત્ર નખરાંનો
પી પીને ભાન ભૂલ્યો હું."

કલાપી (ભ૦ગો૦મં૦)

-રાળું વિ૦—'નખરું' ઉપરથી ગુજરાતીમાં—

નખરાં કરનાર.

-રાંખોર વિ૦—'નખરું' + ફા૦ خور (ખોર)=પ્રત્યય, કર્તૃવાચક નામ યા વિશેષણ બનાવનાર—
નોંધ.—આ શબ્દ ગુજરાતીમાં જ ઘડાયો છે.

નખરાં કરવામાં કાબેલ; વારંવાર નખરાં કરનાર.

-રાંબાજ વિ૦—'નખરું'+ફા૦ باز (બાઝ) ઉપરથી ગુજરાતીમાં 'બાજ': 'બાઝ'=પ્રત્યય, કર્તૃવાચક વિશેષણ બનાવનાર—
નોંધ.—આ શબ્દ ફારસી તેમ જ ઉર્દૂમાં વપરાતો નથી અને ફારસીમાં 'બાઝ' પ્રત્યય લાગીને બનેલાં કર્તૃવાચક વિશેષણો જેવાં કે ફારસીમાં 'દગા-બાઝ' ઉપરથી ગુજરાતીમાં 'દગાબાજ', ફારસીમાં 'દગલ-બાઝ' ઉપરથી ગુજરાતીમાં 'દગલબાઝ' જેવાંના સાદૃશ્યે આ શબ્દ ગુજરાતીમાં જ ઘડાયેલો છે.

નખરાં કરનાર; નખરાં કરવામાં કાબેલ.

"નખરાંબાજ કમલિનીના શબ્દે શબ્દે કટાક્ષ ભર્યો હતો."

કાંતમાળા (ભ૦ગો૦મં૦),

-રાંબાજી સ્ત્રી૦ — 'નખરાંબાજ' ઉપરથી: એ માટે જુઓ 'નખરાંબાજ'—

"થોડાક વખત થયાં મહાસભા સાથે **નખરાબાજી** કરવા લાગ્યા હતા."
મહાદેવ દેસાઈ (ભ૦ગો૦મં૦)

નખલો પું૦ [અ૦ نقش 'નક્શ' ઉપરથી ('નકશ'=નકશીકામ કરવું; ભરતકામ કરવું; કોતરવું; નકશી પાડવી)=ઢાંચો; આકૃતિ; નમૂનો; રચના; ભાત]

[લા૦] ચહેરો.

નગદ વિ૦ [અ૦ نقد (નક્દ)=રોકડ નાણું; હાથ ઉપર રોકડ હોય તે નાણું; સિક્કા]

રોકડું (૨) કીમતી (૩) ભારે; સંગીન.

"**નગદ**ની નિશા હજી પહોંચી નથી."
(કહેવત)

– દી વિ૦ [અ૦ફા૦ نقدی 'નક્દી' ('નક્દ'+ફા૦ 'ઈ'=પ્રત્યય, સંબંધવાચક વિશેષણ બનાવનાર) = રોકડું; નાણાનું; નાણામાં; આર્થિક]

રોકડું (૨) કીમતી; મૂલ્યવાન (૩) ભારે; સંગીન; વજનદાર.

નગારી પું૦—'નગારું' ઉપરથી : એ માટે જુઓ 'નગારું'—

નગારું વગાડનાર આદમી; ઢોલી.

"લોભિ એકનર પાડઈ વાર;
મારઈ વિપ્ર નગારી ભાર"
કાન્હડદેપ્રબંધ.

સ્ત્રી૦ નાનું નગારું]

"હોળીના દિવસમાં બાળકો બે દંડૂકા લઈ નગારીઓ વગાડવા મંડી જાય છે."
ગુ.સા. પરિષદ (ભ૦ગો૦મં૦)

–દ(–દી)માલ—'નગદ' + અ૦ مال (માલ)=જુઓ 'માલ'—

[લા૦] માલમલીદા જેવો તર ખોરાક; પાકો માલ.

નગારખાનું ન૦ [ફા૦ફા૦ نقاره خانه 'નક્કારઃ-ખાનઃ' ('નક્કારઃ'= જુઓ 'નગારું'+'ખાનઃ'=જુઓ 'ખાનું')]

નોંધ.—કહેવાય છે કે સમયની જાહેરાત કરવા માટે પુરાણા જમાનામાં સિકંદરે (મૃ. ઈ.સ.પૂ. ૩૨૭) નગારખાનામાં પાંચ વાર નગારાં વગાડવાનો રિવાજ શરૂ કર્યો હતો.

નગારું વગાડનારને બેસવાની જગા; ટકોરખાનું.

'**નગારખાના**માં તૂતીનો અવાજ કોણ સાંભળે?'=જ્યાં મોટો સમારંભ ચાલી રહ્યો હોય ત્યાં નાની વસ્તુ વગેરેનો શો હિસાબ?

નગારચી પું૦ [ફા૦ તુ૦ نقاره‌چی 'નક્કારઃ-ચી' ફા૦માં نقاره چی 'નક્કારઃ-ચી' (ફા૦માં 'નક્કારઃ' +'ચી'=પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવનાર)=નગારું વગાડનાર]

નગારું વગાડનાર; ઢોલી (૨) સીદીઓમાં એ નામની એક અટક.

નગારું ન૦ [અ૦ نقيره નુક્કય્રઃ કે 'નક્કારિય્યઃ' ('નક્ર'=વગાડવું; ઠોકવું; -ના ઉપર પીટવું) =પીટવાથી વાગે એવું વાદ્ય; ઢોલ; નોબત.

ફા૦માં 'નક્કારઃ' = ઢોલ; નોબત]

ઢોલ; નોબત.

"નવાબનું નગારું ત્યાં પૂંજિયાનું તગારું."

(કહેવત)

નગીન ન૦ [ફા૦ نگین (નગીન)= નંગ, રત્ન, મણિ, વીંટી વગેરેમાં જડવામાં આવતો કીમતી પથ્થર અથવા કાચનો રંગીન ટુકડો]

નંગ, રત્ન, મણિ, વીંટી વગેરેમાં જડવામાં આવતો કીમતી પથ્થર અથવા કાચનો રંગીન ટુકડો

૦ગર પું૦—'નગીન'+ફા૦ گر (ગર) = પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવનાર—

નોંધ.—આ શબ્દ ફારસી તેમ જ ઉર્દૂમાં વપરાતો નથી. એ ગુજરાતીમાં જ ઘડાયેલો છે.

રત્ન જડનાર માણસ; જડાવ.

દાગીના બનાવનાર કારીગર; દાગીનામાં નંગ જડવાનું કામ કરનાર માણસ; જડિયો.

–નાવાડી સ્ત્રી૦—'નગીનો' + ગુ૦ 'વાડી'—

તળાવ વચ્ચે (જડેલા નંગ પેઠે શોભતી) આવેલી વાડી કે એવો બગીચો.

નોંધ.—ગુજરાતના સુલતાન કુત્બુદ્દીને (ઈ.સ. ૧૪૫૧–૫૮) જે બાગો અમદાવાદમાં તૈયાર કરાવ્યા હતા તેઓ પૈકી એક નગીનાવાડી અમદાવાદમાં અદ્યાપિ મોજૂદ છે જે કાંકરિયા તળાવ-રૂપી વીંટીનું નંગ છે.

–નો પું૦ [ફા૦ نگينه 'નગીનઃ' ('નગીન' + વિસર્ગ ઉચ્ચરિત ફારસી વર્ણ 'હે'= પ્રત્યય, સ્વાર્થે ઉમેરાયેલો)=નંગ; રત્ન; મણિ]

નંગ; રત્ન; મણિ (૨) [લા૦] ચતુર માણસ; ફૂટડો માણસ.

નગીનગર; નગીનાવાડી; નગીનો જુઓ 'નગીન' માં

નગ્મો પું૦ [અ૦ نغمه 'નગ્મઃ' ('નગ્મ'=ધીમે અવાજે ગાવું; શબ્દનો ઉચ્ચાર કર્યા વિના

ગાવું; રાગમાં ગણગણવું)= ગીત વગેરેનો રાગ; ગાન કે વાદનનો સૂર કે લય; સૂરીલું ગાન કે ગીત (૨) મધુર સ્વર; મધુર કંઠ કે રાગ]

સૂરીલું ગાન કે ગીત (૨) મધુર સ્વર; મધુર કંઠ કે રાગ.

નજદીક અ૦ [ફા૦ نزدیک (નઝ્દીક) =પાસે; નજીક; કને; સમીપ; પાડોશમાં]

પાસે; નજીક; કને; સમીપ; પાડોશમાં.

"કદમ નિશ્ચિંત થઈ જાઓ
કે રસ્તો છે નિરાશાનો,
અહીં મંઝિલ હવે **નજદીક**
હો કે દૂર એક જ છે."
બરકત વીરાણી, 'માનસર', પૃ. ૨૫

નજમ સ્ત્રી૦ [અ૦ نظم (નઝ્મ) = કવિતા; કાવ્ય; પદ્ય]

કવિતા; કાવ્ય; પદ્ય.

"તમને જોયાં એટલે મારી
**નજમ** બનતી ગઈ,
કલ્પના પોતે પછી મારી
કલમ બનતી ગઈ."
બરકત વીરાણી, 'ઘટા', પૃ. ૨૧૨

નજર સ્ત્રી૦ (૧) [અ૦ نظر (નઝર) = જોવું તે; દૃષ્ટિ; નિગાહ (૨) લક્ષ; ધ્યાન]

જોવું તે; દૃષ્ટિ; નિગાહ (૨) લક્ષ; ધ્યાન.

"એ જ ક્ષણે એક બીજું દૃશ્ય બ્રાહ્મણની **નજર** સામે ઊભું થયું."
મેઘાણી, 'માણસાઈના દીવા', પૃ. ૮

૦અંદાજ (૧) વિ૦[અ૦ફા૦ نظرانداز 'નઝર-અંદાઝ' ('નઝર'+ફા૦ 'અંદાઝ' = પ્રત્યય, કર્તૃવાચક વિશેષણ બનાવનાર) = ધ્યાન ન આપવામાં આવ્યું હોય એવું; નજરમાંથી ગયેલું; નજર ન પડે એવું]

ધ્યાન ન આપવામાં આવ્યું હોય એવું; ઉપેક્ષિત.

(૨) પું૦—'નજર'+ اندازہ (અંદાઝ:)=જુઓ 'અંદાજ'—

નજર નાંખીને મેળવેલો અંદાજ; 'આઈ એસ્ટિમેટ.'

૦કેદ સ્ત્રી૦ —'નજર' + અ૦ قید (કૈદ)=જુઓ 'કેદ' —

**નોંધ.** — આ શબ્દ ફારસી તેમજ ઉર્દૂ તથા હિંદીમાં વપરાતો નથી: એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

નજર આગળથી ખસે નહિ તેટલા પૂરતી કેદ; અમુક હદથી બહાર જવાય નહિ એવો પ્રતિબંધ; બેડી વગેરેનું બંધન નહિ પરંતુ મુકર્રર કરેલ જગ્યાએથી હદ બહાર ખસાય નહિ એવી કેદ.

૦કેદી પું૦—'નજરકેદ' ઉપરથી ગુજરાતીમાં—

આંખ તળેથી બહાર ન જઈ શકે એમ રોકી રાખેલ માણસ (૨) રાજકીય કેદી.

૦ચૂક સ્ત્રી૦—'નજર'+ગુ૦'ચૂક'—

ધ્યાન બહાર રહેલી ભૂલ; સરતચૂક; દૃષ્ટિદોષ.

૦ચોર પું૦—'નજર'+ગુ૦ 'ચોર'—

નજર ચોરનાર માણસ; નજર ચુકાવનાર આદમી; સરત ચુકાવીને કાર્ય કરી લેનાર માણસ.

૦ચોરી સ્ત્રી૦—'નજરચોર' ઉપરથી ગુજરાતીમાં—

નજર ચોરવી તે; સરત ચુકાવીને કાર્ય કરી લેવું તે.

૦બાક્ષી સ્ત્રી૦—'નજર'+بخش (બખ્શ) એ 'બખ્શીદન' અર્થાત્ માફ કરવું, ક્ષમા આપવી, દયા બતાવવી ઉપરથી આજ્ઞાર્થ રૂપ છે: તે ઉપરથી ગુજરાતીમાં—

રહેમ નજર રાખવી તે.

૦બંદ (-ધ) પું૦ [અ૦ ફા૦ نظربند 'નઝર-બંદ' ('નઝર'+ 'બંદ' =બંધનમાં રાખ; બાંધ : એ ક્રિયાપદનો ધાતુ જે આજ્ઞાર્થ રૂપમાં હોય છે)=નજર નીચે રાખવામાં આવ્યું હોય એવું; કડક દેખરેખ નીચે રાખવામાં આવેલું]

નોંધ.—ઉપરના ઉપરાંત ઉર્દૂ તથા હિન્દીમાં એના અર્થ થાય છે જાદૂથી લોકોની આંખોને ભુલાવામાં નાખનાર ખેલાડી; જાદૂગર: તે ઉપરથી ગુજરાતીમાં.

નજરકેદી (૨) જાદૂથી નજર બાંધનાર માણસ; જાદૂથી લોકોની આંખને ભુલાવામાં નાખનાર ખેલાડી; જાદૂગર

૦બંદી(-બંધી) સ્ત્રી૦ [અ૦ફા૦ફા૦ نظربندی ('નઝર-બંદ'+'ઈ'= પ્રત્યય, વિશેષણ ઉપરથી ભાવવાચક નામ બનાવનાર) = પૂરતી દેખરેખ; કેદ]

નોંધ.—ઉર્દૂ તથા હિંદીમાં ઉપરના ઉપરાંત એનો અર્થ થાય છે જાદૂગીરી: તે ઉપરથી ગુજરાતીમાં.

એવી કેદ કે જેમાં વ્યક્તિ આમ તો આઝાદ હોય,

તેનાથી કોઈ ઠેકાણે જઈ ન શકાય અને કોઈ સાથે મળી ન શકાય (૨) જાદૂથી લોકોની આંખને ભુલાવામાં નાખવી તે.

૦બાગ પું૦ — 'નજર' + ફા૦ باغ (બાગ)=જુઓ 'બાગ' —

**નોંધ.** — ફારસીમાં એ શબ્દનો ઉપયોગ થતો નથી અને ઉર્દૂ તથા હિંદીમાં એનો ઉપયોગ થાય છે અને તેમાં એના અર્થ થાય છે ઘરની સાથે મળેલો બાગ; મોટાં મોટાં મકાનોની આસપાસ તૈયાર કરવામાં આવતો બાગ : તે ઉપરથી ગુજરાતીમાં.

નજરની આગળનો બાગ; મકાનની ચોમેરનો બાગ; [લા૦] રાજમહેલ કે મોટા મકાન આગળનો બાગ.

"**નજરબાગ** છે ઘર ઘર આગલ,
કયાંઈ વાગે ઘડીયાળા."
દ૦કા૦ ભા. ૨ (ગુ–ફા–અ૦કો૦)

૦બાજ વિ૦ [અ૦ફા૰ نظرباز 'નઝ઼ર-બાઝ' ('નઝ઼ર'+'બાઝ' =પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવનાર)=આંખ સાથે ખેલનાર; માત્ર આંખ વડે મજા માણનાર; ત્રાંસી નજરે જોનાર; તેજ નજર રાખનાર; ચાલાક]

**નોંધ.** — ઉર્દૂ તથા હિંદીમાં એના અર્થ થાય છે સારું અને નરસું ઓળખનાર; લુચ્ચા લોકોને તરત જ ઓળખી જનાર; કોઈ બાબત જોઈને વસ્તુસ્થિતિ સમજી જનાર : એ ઉપરથી ગુજરાતીમાં.

સાવધાન; ચોમેર નજર રાખનાર.

પું૦ જાસૂસ.

"બીજે દિને બેઠા મહારાજ
તેડયા પોતાના **નજરબાજ**,
મનુષ્યનો પારખું જાણું તુને
જો તસ્કર દેખાડો મુને."
શામળ (ભ૦ગો૦મં૦)

૦બાણ ન૦—'નજર' + ગુ૦ 'બાણ'— નજરરૂપી બાણ; સામા માણસના હૃદયને ભેદે તેવી નજર; આંખનું કટાક્ષ.

"એક સુંદરીએ તિરસ્કાર અને ધિક્કારનું **નજરબાણ** મારીને અઠીંગી વિચારમાં ડૂબેલા સહાધ્યાયીને માર્યું."
રણજિતકૃતિસંગ્રહ (ભ૦ગો૦મં૦)

૦વેગ પું૦ — 'નજર' + ગુ૦ 'વેગ' — નજર જેવો વેગ.

૦વેગુ વિ૦ — 'નજર' + ગુ૦ 'વેગુ' — નજરવેગવાળું; ખૂબ ત્વરિત.

૦સાની સ્ત્રી૦ [ફા૦અ૦ نظرثانی 'નઝ઼રે સાની' ('નઝ઼ર' + 'એ' = સંજ્ઞા, વિશેષ્યનો વિશેષણ સાથે સંબંધ બાંધનાર + 'સાની' = બીજું)

=બીજી નજર; ફરીથી જોવું તપાસવું તે; પુનર્વિચારણા; કોઈ કરેલ કામ કે લખેલ લેખ વગેરેને તેમાં સુધારોવધારો કરવા માટે ફરી જોવાં તે]

ફરીથી જોવું તે; પુનર્વિચારણા; કોઈ કરેલ કામ કે લખેલ લેખ વગેરેને તેમાં સુધારોવધારો કરવા માટે ફરી જોવાં તે.

–રાનજર અ૦ જુઓ 'નજરેનજર'

(૨) [અ૦ نذر (નઝ્ર) =ભેટ; બક્ષિસ]

ભેટ; બક્ષિસ; ઉપહાર.

"તે અમારા વાંચનારાઓને નજર કરીએ છીએ."

રા૦મા૦ ભા. ૧ (ગુ–ફા–અ૦કો૦)

–રાણું ન૦ -ણો પું૦[અ૦ફા૦ نذرانه 'નજરાનઃ ('નઝ્ર'+ફા૦ આનઃ' = પ્રત્યય, સાદશ્યસૂચક) =જે રોકડ રકમ કે વસ્તુ અમીર કે સુલતાનના એહસાન બદલ આભાર દર્શાવવા ભેટ તરીકે તેમની આગળ મૂકવામાં આવે તે; પવિત્ર પુરુષોની આગળ તેમના દર્શન સમયે મૂકવામાં આવતી ભેટ]

નોંધ.—મોગલ વંશના અંતકાળમાં મોટા અમલદારોને પણ પ્રથમ મુલાકાત વેળા તેમ જ પવિત્ર પ્રસંગોએ નજરાણું મોકલવામાં આવતું હતું. ઈસવી ૧૯મી સદીના ઉત્તરાર્ધમાં મોટે ભાગે એ ભેટ એક અશરફી અને પાંચ રૂપિયાની રહેતી. શહેનશાહોને નવાબો માત્ર અશરફી મોકલતા.

ભેટ; બક્ષિસ.

"કેટલાંક કીમતી જવાહિર હુમાયૂને નજરાણા તરીકે મોકલી આપ્યાં."

બા૦બા૦ (ગુ–ફા–અ૦કો૦)

નજરઅંદાજ; નજરકેદ; નજરકેદી; નજરચૂક; નજરચોર; નજરચોરી; નજરબક્ષી; નજરબંદ; નજરબંદી(–ધી); નજરબાગ; નજરબાજ; નજરબાણ; નજરવેગ; નજરવેગુ; નજરસાની; નજરાનજર=જુઓ 'નજર' (૧)માં.

નજરાણું;–રાણો જુઓ 'નજર' (૨)માં.

નજરાવું અ૦ક્રિ૦– نظر (નઝ઼ર) ઉપરથી ગુજરાતીમાં: એ માટે જુઓ 'નજર' (૧)—

ખરાબ નજર લાગવી; બૂરી દૃષ્ટિના પ્રભાવમાં આવવું (૨) મોહિત થવું.

"છે વામ ગાલે શુભ તિલ એક,
શૃંગાર મોંનો બનનો વશીક;
કર્યો ભલે ના નજરાય માટે."

ઇંદ્રજિતવધ (ભ૦ગો૦મં૦)

નજરિયું ન૦ – نظر (નઝ઼ર) ઉપરથી ગુજરાતીમાં: એ માટે જુઓ 'નજર'—

નજર ન લાગે તે માટે બાળકને ગળે પહેરવાનું હાલરું; નજર ન લાગવા માટે કરાતું ગાલ ઉપરનું મેશનું ટપકું કે પહેરાવાતું માદળિયું કે કરાતો કોઈ ટુચકો.

"આંજી આંખડી રે માએ **નજરિયું** કીધું."
દયારામ (ભ૦ગો૦મં૦)

**નજરેનજર** અ૦ [અ૦અ૦ نظر بنظر 'નઝ઼ર બ નઝ઼ર' ('નઝ઼ર'=જુઓ 'નજર'+'બ'= -થી; -ની સાથે+ 'નઝ઼ર' = જુઓ 'નજર') = નજર સાથે નજર]
દેખતાં; આંખ સામે; નજર સામે; પ્રત્યક્ષ.

**નજલો(-ળો)** પું૦ [અ૦ نزلة 'નઝ્લ:' ('નઝલ'=નીચે જવું; ઊતરવું' + અ૦ 'ત' = પ્રત્યય, નારી જાતિ બનાવનાર : એ ઉપરથી ફારસીમાં વિસર્ગ ઉચ્ચરિત 'હે')=આંખ, નાક કે મોંમાંથી નીચે ઊતરતો કે ઝરતો ચીકણો પદાર્થ; સળેખમ; શરદી]
સળેખમ; શરદી.

**નજાકત** સ્ત્રી૦ [ફા૦ نزاکت (નઝાકત) =નાજુકપણું; કોમળતા; સુકુમારતા]
**નોંધ.**— આ શબ્દ ફા૦ 'નાઝુક' ઉપરથી અરબી નિયમ મુજબ બનેલો છે.
નાજુકપણું; કોમળતા; સુકુમારતા.
'તું ઓરતની **નજાકત**ને જાણે છે.'
બા૦બા૦ (ગુ-ફા-અ૦કો૦

**નજિસ** વિ૦ [અ૦ نجس (નજિસ) =અશુદ્ધ; ગંદું; મેલું; અપવિત્ર]
અશુદ્ધ; ગંદું; મેલું (૨) [લા૦] નીચ; હલકું; દુષ્ટ; હીણું.
"નખ કરડવા એ ઘણી **નજિસ** આદત છે."
મુંબઈ સમાચાર (ભ૦ગો૦મં૦)

**નજીક** અ૦— نزدیک (નઝ્દીક) ઉપરથી ગુજરાતીમાં: એ માટે જુઓ 'નજદીક'—
પાસે; દૂર નહિ તે.

**નજૂમ** પું૦ [અ૦ نجوم 'નુજૂમ' ('નજ્મ'નું અ૦બ૦વ૦: 'નજ્મ' =તારો)=તારાઓ (૨) ખગોળ-વિદ્યા (૩) ગ્રહ જોઈને ફળ કહેવાની વિદ્યા; જ્યોતિષવિદ્યા]
જ્યોતિષવિદ્યા.

**-મી** વિ૦ [અ૦ફા૦ نجومی 'નુજૂમી' ('નુજૂમ'+ફા૦ 'ઈ'=પ્રત્યય, સંબંધવાચક]= જ્યોતિષ સાથે સંબંધ ધરાવનાર; ખગોળવિદ્યાને લગતું (૨) જ્યોતિષ સંબંધી (૩) ખગોળશાસ્ત્રી (૪) જ્યોતિષી]
જ્યોતિષને લગતું.
પું૦ જ્યોતિષી; જોશી.
"થવાનું ના થવાનું કહે,
**નજૂમી** કોણ એવો છે?
ન જાણ્યું જાનકીનાથે સવારે
શું થવાનું છે."
(ભ૦ગો૦મં૦)

નતીજો પું૦ [ અ૦ نتیجہ 'નતીજઃ'
('નતજ'=પરિણમવું; અંત આવવો) = પરિણામ; ફળ (૨) અંજામ; અંત; નિકાલ ]

પરિણામ; ફળ (૨) અંજામ.

"ઇસાઇ નૂર પયગામે,
નતીજો તું મીલાવી દે."
દી૦સા૦ (ગુ-ફા-અ૦કો૦)

નદારત અ૦ જુઓ 'નદારદ'

નદારદ અ૦ [ ફા૦ ندارد 'ન-દારદ'
('ન'=નકારવાચક અવ્યય + 'દારદ'='દાર' ઉપરથી વર્તમાન-કાળનું ત્રીજા પુરુષ એક વચનનું રૂપ : 'દાર = -ની પાસે રાખવું તે; -ની પાસે હોવું તે)=તેની પાસે નથી ]

પાસે નથી; કાંઈ જ નહિ.

નદાવા અ૦ — ગુ૦ 'ન' + અ૦ دعوا (દઅ્વા)=જુઓ 'દાવો'—
હવે હક્કદાવો ન રહ્યો એ રીતે.

નફકરું વિ૦—ગુ૦ 'ન' + فکر (ફિક્ર) —

ફિકર ન હોય એવું; બેફિકર; નિશ્ચિંત.

-રાઈ સ્ત્રી૦ — 'નફકરું' ઉપરથી ગુજરાતીમાં —

બેપરવાઈ; બિનકાળજી.

"અક્ષમ્ય **નફકરાઈ**નો મોહ છોડી દેવો."
પ્રસ્થાન (ભ૦ગો૦મં૦)

નફતેલ ન૦ જુઓ 'નખતેલ'

નફર પું [ અ૦ نفر (નફ઼ર)=વ્યક્તિ; જણ; શખ્સ (૨) સિપાઈ (૩) ચાકર ]

ચાકર; ગુલામ.

"રાણીવાસનો એક **નફર** જામ લાખાની રાજવટ નીચોવી રહ્યા છે."
સોરઠી શમશેર (ભ૦ગો૦મં૦)

-રાન પું૦ — 'નફર'+ગુ૦ 'આન' =પ્રત્યય, સ્વાર્થે ઉમેરાયેલો—

ચાકર; ગુલામ.

નફરત સ્ત્રી૦ [ અ૦ نفرت 'નફ઼્રત'
('નફ઼્ર' = -નાથી દૂર રહેવું; -ના પ્રત્યે અણગમો હોવો)= તિરસ્કાર; ઘૃણા; ધિક્કાર ]

તિરસ્કાર; ઘૃણા; ધિક્કાર.

"આ મુલાકાતને ચાહે તો
મુસીબત કહેજે,
તારી આ દષ્ટિને મુજ
પ્રત્યેની **નફરત** કહજે."
બરકત વીરાણી, 'માનસર', પૃ. ૧૨૫

નફરાન પું૦ જુઓ 'નફર'માં.

નફ્સ પું૦ [ અ૦ نفس (નફ઼્સ) =જાન; રૂહ; આત્મા (૨) દમ;

શ્વાસ; શ્વાસોચ્છ્વાસ (૩) મનની ઇચ્છા; મનોવાસના (૪) નીચ વાસના; કામવાસના ]

દમ; શ્વાસ; શ્વાસોચ્છ્વાસ (૨) મનની ઇચ્છા; મનોવાસના (૩) કામવાસના.

–સાની વિ૦ [ અ૦ફા૦ نفسانی 'નફ્સાની' ('નફ્સ'+ફા૦ 'આની' =પ્રત્યય, સંબંધવાચક વિશેષણ બનાવનાર)=પોતે; જાતે (૨) કામવાસના સાથે સંબંધ ધરાવનાર; વિષયવાસનાથી ભરેલું; કામાતુર]

પોતાની જાત સંબંધી; સ્વાર્થ સંબંધી.

–સાનિયત સ્ત્રી૦[અ૦ نفسانیت 'નફ્સાનિય્યત' ('નફ્સ'+ 'ઇય્યત'= પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર )= ખુદગરજી (૨) પોતાપણું (૩) વિષયવાસના; કામાતુરતા. ભા૦ફા૦માં અર્થ :- હુંપદ; અહંકાર; ગર્વ ]

નોંધ.—ભા૦ફા૦ના અર્થ ઉપરથી ઉર્દૂમાં એના અર્થ છે હુંપદ; અહંકાર; ગર્વ : તે ઉપરથી ગુજરાતીમાં.

સ્વાર્થ; મમતા (૨) હુંપદ; અહંકાર; ગર્વ.

નફાખોર, –રી જુઓ 'નફા'માં.

નફિકરું વિ૦ જુઓ 'નફકરું'

નફેરી સ્ત્રી૦ [ભા૦ફા૦ نفیری 'નફીરી' ( ઈ૦ફા૦ તેમજ ભા૦ફા૦ 'નફીર' =ઊંચો સ્પષ્ટ સૂર કાઢનારું મોઢેથી વગાડવાનું પિત્તળનું બનાવેલું એક વાદ્ય; પિત્તળનું બનાવેલું રણશિંગું; શરણાઈ કે તુરાઈ + ફા૦ 'ઈ'=પ્રત્યય, સ્વાર્થે ઉમેરાયેલો )=એક જાતની શરણાઈ કે તુરાઈ ]

નોંધ.—'નફીરી' ભારતીય ફારસીમાં પ્રચલિત થયેલો શબ્દ છે. તેમાંથી ઉર્દૂમાં અને તેમાંથી ઉચ્ચારમાં પરિવર્તન પામેલો 'નફેરી' શબ્દ ગુજરાતીમાં નીચેના અર્થમાં વપરાય છે.

એક વાદ્ય; ઢોલ.

" કપાળ ઉપર દુંદુભિ વાજે,
શરણાઈ **નફેરી** ઢોલ."
પ્રેમાનંદ (ભ૦ગો૦મં૦)

નફો પું૦ [અ૦ نفع ( નફ્અ )=લાભ; ફાયદો ]

લાભ; ફાયદો.

"મૂડી વિનાના માનવી સાથે,
કરીશ મા વેપારજી,
**નફો** ન મળશે, ઘરનું ટળશે,
હાંસલમાં તકરાર."
દુલા કાગ.

–ફાખોર વિ૦—'નફો'+ફા૦ خور (ખોર) = પ્રત્યય, કર્તૃવાચક વિશેષણ બનાવનાર —

નોંધ.—'ખોર' પ્રત્યય લાગીને ફારસીમાં બનેલા અને ગુજરાતીમાં

પ્રવેશ પામેલા 'હરામખોર', 'આદમખોર' જેવા શબ્દોના સાદૃશ્યે એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

નફો ખાવાની વૃત્તિવાળું; વધારે પડતો નફો લેનાર.

-ફાખોરી સ્ત્રી૦—'નફાખોર' + ગુ૦ 'ઈ'—

બહુ નફો ખાવો તે; નફો જ તાકવો તે; નફાખોરપણું.

૦નુકસાન પું૦[અ૦અ૦ نفع و نقصان 'નફ્અ વ (કે ઓ) નુક્સાન' ('નફ્અ'+'વ' કે 'ઓ'=અને+ 'નુક્સાન'=જુઓ 'નુકસાન']

નફોતોટો; ફાયદો અને ગેર-ફાયદો; લાભ અને ગેરલાભ; બચત અને ખોટ.

નફ્ફર પું૦ જુઓ 'નફર'

નફ્સ પું૦ જુઓ 'નફસ'

"હકીમની કે તબીબની
તલબ નથી મને,
**નફ્સ**ની પરવા નથી
ન ઇશ્કની મને"

કલાપી (ભ૦ગો૦મં૦)

"જે શખસ પોતાના **નફ્સ**-(પાપી મન)ને અને પોતાની ખાહેશો(ઇચ્છાઓ)ને તાબે થાય છે તે ખુદાની નજરમાં સૌથી ખરાબ અને નબળો છે."

ગુ૦સા૦ પરિષદ (ભ૦કો૦મં૦)

નબતર વિ૦ [ફા૦ بدتر 'બદ-તર' ('બદ' = ખરાબ + 'તર' = પ્રત્યય, ફારસીમાં તુલનાદર્શક)= વધારે ખરાબ]

**નોંધ.**—ફારસીમાં 'બદ-તર'નો ઉચ્ચાર 'બત્-તર' પણ થાય છે.

વધારે ખરાબ; નીચ; હલકું.

નબાબ પું૦ જુઓ 'નવાબ'

નબી પું૦ [અ૦ نبی (નબી) = અલ્લાહ તરફથી બંદાઓને સંદેશો પહોંચાડવા અને સાચો રાહ દેખાડવા આવેલો પેગમ્બર જેના ઉપર કોઈ પુસ્તક ઊતર્યું હોય યા ન હોય; અલ્લાહનો દૂત]

**નોંધ.**—જેના ઉપર કિતાબ ઊતરી હોય તે રસૂલ કહેવાય.

પેગમ્બર.

'નબીનો માર'=પેગમ્બરનો ગુસ્સો કે કોપ.

નબીરો પું૦ [ફા૦ نبیره (નબીરઃ) =(વિશેષે કરીને) પૌત્ર; પૌત્રી (૨) (ભા૦ફા૦માં કોઈક ઠેકાણે) દૌહિત્ર; દૌહિત્રી]

દીકરા કે દીકરીનું સંતાન; સંતાન.

"સુરતના જાણીતા મોદી ખાનદાનના **નબીરા** ખા૦બ૦ જહાંગીરશાહ ન્યાયાધીશ હતા."

નં૦ચ૦ (ગુ-ફા-અ૦કો૦)

નબ્ઝ સ્ત્રી૦ [ અ૦ نبض (નબ્દ)= હાથની જે નસ ધબકે છે અને જેના ધબકારા ઉપરથી મનુષ્યના રોગનું નિદાન કરી શકાય છે તે; નાડી ]

નાડી.

નમક ન૦ [ ફા૦ نمک (નમક)= મીઠું; લૂણ ]

મીઠું; લૂણ.

"**નમક** છાંટ્યું હશે શાયદ
કોઈએ દિલના જખ્મો પર,
કદાચિત એટલા માટે જ
ખારાં થઈ ગયાં આંસુ."

બરકત વીરાણી, 'ઘટા', પૃ. ૧૫૯

નમદો પુ૦ [ ફા૦ نمد (નમદ)=દબાવી ટીપીને બનાવાતું જાડું ઊની કાપડ કે એવી રીતે બનાવેલી શેતરંજી ]

**નોંધ.**—ઈરાનમાં આવેલા હમદાન, ઇસ્ફહાન અને યઝ્દમાં નમદો બને છે. એનો ઉચ્ચાર ઉર્દૂમાં 'નમદા' છે: તે ઉપરથી ગુજરાતીમાં.

દબાવી ટીપીને કરાતું જાડું ઊની કાપડ (પ્રાયઃ બિછાના માટે).

નમર્દ વિ૦ જુઓ 'નામર્દ'

"ભયે ભૂમિ ભાસે,
નમર્દો જ નાસે."

દલપતરામ (ભ૦ગો૦મં૦)

નમાજ(-ઝ) સ્ત્રી૦ [ ફા૦ نماز (નમાઝ) =ઇસ્લામ મુજબ અલ્લાહની પ્રાર્થના; ખુદાની બંદગી ]

**નોંધ.**—નમાજનો આરંભ અઝાન-(જુઓ 'અઝાન')થી થાય છે જે પ્રાર્થના માટેનું વાતાવરણ જમાવે છે. નમાજ પઢનારા લોકો ઇબાદત-(પ્રાર્થના)નો સંકલ્પ કરી કુરાને શરીફની શરૂઆતની આયતો (ફાતિયો) ઉચ્ચારે છે. દરરોજ પાંચ વખત નમાજ પઢવું એ મુસલમાનો માટે મજહબ મુજબ ફર્જ છે જે છે:

(૧) 'ફજ્ર'=સવારનું અજવાળું થયા પછી અને સૂર્યોદય થતાં અગાઉ.

(૨) 'ઝ઼ુહ્ર' = મધ્યાહ્નનો સૂર્ય થોડો ઢળ્યા પછી.

(૩) 'અસ્ર' = 'ઝ઼ુહ્ર'ના સમય પછી એટલે કે લગભગ પાંચ વાગ્યા પછી અને સૂર્યાસ્ત થતાં અગાઉ.

(૪) 'મગ્રિબ'=સૂર્યાસ્ત પછી અને રાત પડતાં પહેલાં એટલે કે સૂર્યાસ્ત પછી ઝાંખો રતાશ પડતો પ્રકાશ કાળો થાય તે વખતે.

(૫) 'ઇશા'=રાત શરૂ થયા પછી એટલે કે તારા નીકળ્યા પછી અને મધ્યરાત્રિ થતાં અગાઉ.

શુક્રવારની એટલે કે જુમાની નમાજ ફર્જ છે. તે ઉપરાંત બે ઈદની નમાજ ફર્જ છે.

ઇસ્લામ મુજબ અલ્લાહની પ્રાર્થના; ખુદાની બંદગી.

"પાંચે **નમાજે** ઝૂકતાં
તારે કદમ,
આડા ફરે છે બે
ખુદાઓ એ સનમ."

કલાપી (ભ૦ગો૦મં૦)

–જી(–ઝી) વિ૦ [ફા૦ نمازی 'નમાઝી' ('નમાઝ'+ફા૦ 'ઈ'=પ્રત્યય, નામને લાગીને સંબંધવાચક નામ કે વિશેષણ બનાવનાર)=નમાજ સંબંધી; નમાજને લગતું; નમાજ પઢનારું; બંદગી કરનારું; મજહબી વૃત્તિ-વાળું; પવિત્ર]

નમાજ પઢનાર; બંદગી કરનાર; મજહબી વૃત્તિવાળું; (૨) પવિત્ર (મુસલમાન માટે).

'**નમાજી** કપડાં'=નમાજને વખતે પહેરવામાં આવતાં અપવિત્ર નહિ થયેલાં હોય એવાં લૂગડાં.

'**નમાજી** કરવી'=પવિત્રતા સંપાદન કરવી; પાક થવું.

'**નમાજી** જનાજી'= મુસલ-માનોની કફન કરતી વખતની દુઆ.

નમૂનાઈ; નમૂના(-ને)દાર; નમૂના-નિશાની જુઓ 'નમૂનો'માં.

નમૂનો પું૦ [ફા૦ نمونہ 'નુમૂનઃ' ('નુમૂદન'=બતાવવું; દેખાડવું; કરવું: એ ઉપરથી ભૂતકૃદંત 'નુમૂદઃ'=બતાવેલું; દેખાડેલું; કરેલું: એ ઉપરથી 'નુમૂનઃ'=જે વસ્તુને જોઈને તે પ્રમાણે બીજી વસ્તુ બનાવવામાં આવે તે; વાનગી; પ્રકાર]

**નોંધ.**—બા૦ફા૦માં 'નમૂનઃ' ઉચ્ચાર છે: તે ઉપરથી ઉર્દૂમાં અને તે ઉપરથી ગુજરાતીમાં.

જેના ઉપરથી નકલ કરવાની હોય તે મૂળ પ્રત કે વસ્તુ; વાનગી.

–નાઈ વિ૦—'નમૂનો' ઉપરથી ગુજરાતીમાં—

નમૂના તરીકેનું કે તે વિષેનું.

–ના(–ને)દાર વિ૦—'નમૂનો'+ફા૦ دار (દાર)=પ્રત્યય, 'વાળું' અર્થ-સૂચક—

**નોંધ.**—'ઝમીન-દાર' ઉપરથી ગુજરાતીમાં 'જમીનદાર', 'ચોબ-દાર', 'મઝઃ-દાર' ઉપરથી 'મજેદાર' જેવા ફારસીમાંથી ગુજરાતીમાં પ્રવેશ પામેલા શબ્દોને સાદૃશ્યે આ શબ્દ ગુજરાતીમાં ઘડાયેલો છે.

નમૂનારૂપ; દાખલો લેવા જેવું; અનુકરણ કરવા જેવું (૨) ઉત્તમ.

૦નિશાની સ્ત્રી૦—'નમૂનો'+ نشانی (નિશાની)=જુઓ 'નિશાની'—

**નોંધ.**—આવો શબ્દસમૂહ ફારસી-માં વપરાતો નથી. એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

પુરાવા પેટે આપેલું પરિશિષ્ટ.

નયાગાન (પા૦ગુ૦) [ફા૦ نیاگان 'નિયાગાન' ('નિયા'=પોતાની માના કે પોતાના બાપના બાપ;

દાદા + 'ગાન' = પ્રત્યય, બ૦વ૦ બનાવનાર )=વડવાઓ; પૂર્વજો ]

**નોંધ.**—ફારસીમાં એકવચનના છેડેના વિસર્ગ ઉચ્ચરિત 'હે'નું 'ગાન' કરવાથી બ૦વ૦ બને છે. પરંતુ આ શબ્દમાં અપવાદ છે. એમાં એકવચનના અંતમાં વિસર્ગ ઉચ્ચરિત 'હે' નથી પરંતુ 'અલેફ' છે.

બાપદાદા; પૂર્વજો.

નયાબત સ્ત્રી૦ [ અ૦ نیابت 'નિયાબત' ('નાબ' = –ની જગ્યા લેવી; કોઈની જગ્યા લેવી ) = નાયબ હોવું તે; કોઈની જગ્યાએ કામ કરવું તે; પ્રતિનિધિત્વ ]

કોઈની જગ્યાએ કામ કરવું તે; મુખત્યારી.

નર ન૦ [ ફા૦ نر ( નર )=માદાથી વિપરીત; પુરુષ; મરદ ]

**નોંધ.**—'નર' શબ્દ સંસ્કૃતમાં પણ છે.

માદાથી વિપરીત; પુરુષ; મરદ.

૦માદા ન૦બ૦વ૦ [ ફા૦ نرماده 'નર-માદ:' ('નર' = જુઓ 'નર' + 'માદ:' = જુઓ 'માદા' )=નર અને નારી; પુરુષ અને સ્ત્રી ]

નર અને નારી; પુરુષ અને સ્ત્રી (૨) બારડવાની જોડી.

નરખ સ્ત્રી૦ જુઓ 'નીરખ'

નરગિસ; નરગેશ ન૦ [ અ૦ نرگس ( નરગિસ )=એ નામનું ફૂલ ]

**નોંધ.** — એક કથા છે કે નરગિસ નામનો એક ખૂબસૂરત યુવાન હતો. પોતાનું પ્રતિબિંબ કૂવાના પાણીમાં જોતાં તેના હાર્દિક પ્રેમમાં તે પડયો અને તેની સાથે પ્રેમ કરવાના ઇરાદાથી તે તે કૂવામાં કૂદી પડયો. એ રીતે તેમાં તે ડૂબી ગયો. તે સ્થળે તે પછી એક છોડ ઊગ્યો જેનું ફૂલ તેના નામ ઉપરથી નરગિસ નામથી પ્રચલિત થયું.

વિવિધ પ્રકારનાં ફૂલોની સાથે સરખાવીને, માશૂકની ખૂબસૂરતીનાં રંગરૂપની પ્રશંસા કરવાની ઈરાની શાયરોની લઢણ હોય છે. નરગિસ ફૂલને તેની અર્ધ-નિદ્રાની અવસ્થાના દેખાવની પ્રેમથી ઝૂરતી મોટી આંખ સાથે સરખાવવામાં આવે છે. તે ફૂલ ઝુકાવની અવસ્થામાં ઊગેલું હોય છે તે ઉપરથી આ ઉપમા ઘડાયેલી છે.

એક છોડ કે તેનું ફૂલ.

"**નરગિસ** સરીખાં નેનને
ઝૂલફાં છૂટાં દિલદારનાં."

મકરંદ (ભ૦ગો૦મં૦)

"આંખ **નરગિસ**ની."

અમૃત કે૦ નાયક
'ગુજરાતની ગઝલો', પૃ. ૫૭

નરગેસ ન૦ જુઓ 'નરગિસ'

"એની બે આંખ્યો જાણે
મસ્ત **નરગેસ**."

પ્રસ્થાન (ભ૦ગો૦મં૦)

નરઘું ન૰ [અ૰ نقره 'નુક્કરહ:' ઉપરથી ફા૰માં نقاره (નક્કારઃ) =જુઓ 'નગારું'']

તાલના હલકા કે ભારે ઠેકા દેવાનું ઢોલ જેવું ચામડે મઢેલું એક વાદ્ય (૨) તબલું; ઢોલકું; નગારું.

નરજબો પું૰ જુઓ 'નજલો'

નરદ સ્ત્રી૰ [ફા૰ نرد (નર્દ)=એ નામની એક રમત]

નોંધ.—ઈરાનના સાસાની વંશના નૌશેરવાન બાદશાહ(ઈ૰સ૰ ૫૩૧-૭૯)ના વજીર બુઝુર્ગમહરે એ રમત શોધી કાઢી હતી અને કનોજના રાજા ઉપર તે મોકલાવી હતી. હિંદના બ્રાહ્મણ પંડિતો એ સમજવા સાત દિવસ મથ્યા, પરંતુ સમજી શક્યા ન હતા. અંતે બુઝુર્ગમહરે જાતે આવી એ કનોજના રાજાને સમજાવી હતી.

સોગઠીની રમત; સોગઠી.

નરમ વિ૰ [ફા૰ نرم (નર્મ) =નમ્ર; મૃદુ; પોચું; ઢીલું (૨) સુંવાળું; મુલાયમ]

નમ્ર; મૃદુ; પોચું; ઢીલું (૨) સુંવાળું; મુલાયમ (૩) સાલસ (૪) નબળું; કમજોર.

૰ઘેંશ વિ૰—'નરમ'+ગુ૰ 'ઘેંશ'—

ઘેંશ જેવું સાવ ઢીલું કે નબળું.

—માઈ; -માશ સ્ત્રી૰—'નરમ' ઉપરથી ગુજરાતીમાં —

નરમપણું.

"નરમાઈ નિર્મળ મનથી."
શામળ (ગુ-ફા-અ૰કો૰)

નરમાદા ન૰ જુઓ 'નર'માં.

નરવાદાર પું૰—ગુ૰ 'નરવો'+ફા૰ دار (દાર)=પ્રત્યય, 'વાળું'અર્થ-સૂચક —

નરવાની જમીનવાળો.

નરી સ્ત્રી૰ [ભા૰ફા૰ نری (નરી)= બકરાં કે ઘેટાંનું ચામડું]

જોડા માટે વપરાતું બકરાનું કે ઘેટાંનું રંગેલું ચામડું; બકરાનું ચામડું.

નર્ગિસ ન૰ જુઓ 'નરગિસ'

નવ વિ૰ [ફા૰ نو ઈ૰ઉ૰ (નૌ): ભા૰ઉ૰ (નવ)=નવું; તાજું]

નોંધ. —'નવ' શબ્દ સંસ્કૃતમાં પણ છે.

નવું.

૰જ(-જુ)વાન પું૰;વિ૰[ફા૰نوجوان ઈ૰ઉ૰ 'ના-જવાન': ભા૰ઉ૰ 'નવ-જવાન' ('નૌ' કે 'નવ' +'જવાન'=જુઓ 'જુવાન') =નવો જુવાન; નવયુવક; ઊગતો જુવાન; ખીલતો જુવાન; જેની

યુવાવસ્થાનો આરંભ થયો હોય એવો માણસ; યુવાનીમાં પ્રવેશ કરનાર; તરુણ; તદ્દન યુવાન]

નવો જુવાન; નવયુવક; ઊગતો જુવાન.

"ગુજરાતના લગભગ બધા જ **નવજવાનો** જ્ઞાતિને દફનાવવા બેઠા છે."

કાલેલકર (ભ૦ગો૦મં૦)

નવનેજા પું૦ બ૦વ૦—ગુ૦ 'નવ'+ • نیز (નૈઝ:)=જુઓ નેજો—

મહામુશ્કેલી.

'**નવનેજા** પાણી ઉતરાવવાં' =ઘણો જ શ્રમ દેવો.

નવરોજ(-ઝ) પું૦[ફા૦ نوروز ઈ૦ઉ૦ 'નૌ-રૂઝ': ભા૦ઉ૦ 'નવ-રોઝ' ('નૌ' કે 'નવ'=જુઓ 'નવ' +'રૂઝ' કે 'રોઝ'=જુઓ 'રોજ' =નવો દિવસ; જે દિવસથી નવી સાલ શરૂ થઈ હોય તે; જરથોસ્તીઓનું બેસતું વરસ; ફરવરદીન મહિનાનો પહેલો દિવસ (માર્ચની ૨૧મી) જેનો પારસીઓ મોટા ઉત્સવ તરીકે ઉજવણી કરતા હતા અને હજુ કરે છે. જુઓ 'જમશેદી નવરોજ']

**નોંધ.**—એ માર્ચની ૨૧મીએ આવે છે. એની ઉજવણીનો આરંભ ઈરાનના પુરાણા જમાનાના જમશેદ નામના બાદશાહે કર્યો હતો અને એ તેની તખ્તનશીનીના દિવસ તરીકે ઊજવવામાં આવતો હતો. એ તહેવાર ભારતમાં મોગલ શહેનશાહ અકબરે (ઈ.સ.૧૫૫૬-૧૬૦૫) દાખલ કર્યો હતો. પરંતુ ધર્મચુસ્ત ઔરંગઝેબે ઈ.સ. ૧૬૫૯માં તેના ઉજવણી ઉપર પ્રતિબંધ મૂક્યો હતો.

બહારની મોસમનો આરંભ એ દિવસથી થાય છે અને એ કારણે કુદરતની લીલાની દૃષ્ટિએ ઈરાનનો પ્રદેશ ચમન જેવો થઈ જાય છે. સુંદર આબોહવા, ખુશબોનો મઘમઘાટ, પંખીઓના કિલકિલાટ, નહેરોના કલનાદ અને બુલબુલોના ચહચહાટથી ભરેલા વાતાવરણમાં એ ધામધૂમથી ઊજવાય છે.

દિવસ અને રાતના સમયો સરખા હોય એવો વસંતઋતુમાંનો એક દિવસ (૨) પારસીઓનું બેસતું વર્ષ (૩) મોગલ શહેનશાહ અકબરના શાસનકાળ દરમિયાન ભરાતો એક જાતનો મેળો.

"**નવરોઝનો** વસંતોત્સવ આવે છે ને? બાદશાહ બાનૂનો પહેલો વસંતોત્સવ છે"

જહાંગીર નૂરજહાં (ભ૦ગો૦મં૦)

નવશાહ પું૦[ફા૦ نوشاه ઈ૦ઉ૦ 'નૌ-શાહ': ભા૦ફા૦ 'નવ-શાહ' ('નૌ' કે 'નવ'=જુઓ 'નવ' + 'શાહ'=જુઓ 'શાહ')= જુવાન બાદશાહ; જુવાન રાજા (૨) [લા૦] વરરાજા]

વરરાજા.

નવસો પું૦ જુઓ 'નવશાહ'

નવાજવું સ૦ક્રિ૦ [ફા૦ نواز (નવાઝ) એ 'નવાખ્તન' સામાન્ય ક્રિયાપદનો ધાતુ છે અને આજ્ઞાર્થરૂપમાં છે; એ સામાન્ય ક્રિયાપદનો અર્થ થાય છે ખુશ કરવું; વહાલ કરવું; લાડ કરવું; શાંત પાડવું અને ભા૦ફા૦માં એનો અર્થ છે કૃપા કરવી; દયા બતાવવી; મહેરબાની કરવી; ભેટ આપવી]

ખુશ થઈને કંઈ આપવું; ભેટ આપવી (૨) વધાવવું; માન આપવું.

"કોઈની પ્રીત મળી જાય
જગતમાં તમને,
તો **નવાજીશ** હું અન્તરના
અભિનંદનથી."

બરકત વીરાણી, 'માનસર', પૃ. ૧૯૨

નવાજિ(-જે)શ સ્ત્રી૦ [ફા૦ نوازش 'નવાઝિશ' ('નવાઝ' = જુઓ 'નવાજવું' માં + 'ઇશ' = પ્રત્યય, ક્રિયામૂલક નામ બનાવનાર) = ખુશી; પ્રસન્નતા (૨) લાડ (૩) વિનય; સભ્યતા; રીતભાત (૪) કૃપા; દયા; મહેરબાની]

કૃપા; દયા; મહેરબાની (૨) બક્ષિસ; ભેટ.

નવાબ પું૦ (૧) [કેટલાક મુજબ અ૦ نوّاب 'નુવ્વાબ' ( نوب 'નવ્બ' ઉપરથી છે અને 'નાબ' = —ના સ્થાને કામ કરવું; —ની જગાએ અવેજી પૂરી પાડવી; —નું સ્થાનગ્રહણ કરવું) = પોતાના મુખત્યાર તરીકે પોતાના વતી જે કોઈને કામ કરવાનો અધિકાર આપવામાં આવ્યો હોય તે અવેજી વ્યક્તિ; ખાસ કરીને રાજકીય બાબતો માટેનો બીજાઓનો પ્રતિનિધિ]

(૨) [કેટલાક મુજબ 'નાઇબ'નું અરબી બ૦વ૦ 'નુવ્વાબ' ('નાઇબ' માટે જુઓ 'નાયબ') ઉપરથી છે જે ફારસીમાં એકવચનમાં વપરાય છે અને તેમાં એનો અર્થ થાય છે બીજાના પ્રતિનિધિ તરીકે રાજ્ય-અમલ ચલાવનાર વ્યક્તિ; એક ઇલ્કાબ]

(૩) [કેટલાક મુજબ અ૦ نوّاب 'નવ્વાબ' ('નાઇબ' ઉપરથી અતિશયતા કે અતિરેક દર્શાવતું કર્તૃવાચક નામ: 'નાઇબ' = જુઓ 'નાયબ') = નાયબ તરીકેના હોદ્દાનું અતિશય કામ કરનાર; અતિ સુંદર રીતે નાયબ તરીકેની સેવા બજાવનાર]

નોંધ.— ભારતમાં આ શબ્દનો પ્રયોગ મોગલ શહેનશાહોના સમયમાં પ્રથમ વાર તેમના પ્રતિનિધિઓ માટે થયો હતો અને તે ઉપરથી પાછળથી થયેલા કોઈ કોઈ રાજ્યના મુસલમાન રાજવીઓ એ નામથી ઓળખાતા હતા.

સૂબેદાર; હાકેમ; કોઈ રિયાસતનો મુસલમાન શાસક; નાના કે મોટા મુસલમાની રાજ્યનો માલિક (૨) એક ઇલ્કાબ (૩) [લા૦] આપખુદ લહેરી નવાબ જેવો ગુમાની માણસ.

"નવાબનું નગારું ત્યાં
પૂંજિયાનું તગારું."

(કહેવત)

વિ૦ અમીરની માફક રહેનાર અને ઉડાઉપણે ખર્ચ કરનાર.

૦જાદી સ્ત્રી૦ — 'નવાબ-જાદો'નું ગુજરાતીમાં નારી જાતિનું રૂપ: એ માટે જુઓ 'નવાબજાદો'—

નવાબની પુત્રી (૨) [લા૦] નવાબ જેવા આપખુદ લહેરી કે મનસ્વી સ્વભાવની સ્ત્રી; ઠાઠ અને અમીરી ઢંગમાં રહેનાર માટે કટાક્ષમાં વપરાતો શબ્દ.

૦જાદો પું૦—અ૦ 'નવાબ' + ફા૰ زاد૦ (ઝાદઃ)=જુઓ 'જાદો'—

નોંધ.—આ શબ્દનો પ્રયોગ ફારસીમાં થતો નથી અને ઉર્દૂ તથા હિંદીમાં થાય છે. તેમાં એનો ઉચ્ચાર છે 'નવાબ-ઝાદઃ' અને એ બન્નેમાં એનો અર્થ થાય છે નવાબનો પુત્ર: તે ઉપરથી ગુજરાતીમાં.

નવાબનો પુત્ર (૨) [લા૦] નવાબ જેવો આપખુદ લહેરી કે મનસ્વી સ્વભાવનો માણસ.

૦શાહી સ્ત્રી૦—'નવાબ' + ફા૦ ૦شاه (શાહ)=જુઓ 'શાહ': એમ મળીને 'નવાબ-શાહ'+ગુ૦ 'ઈ'—

નવાબની સત્તા (૨) [લા૦] આપખુદી.

-બી વિ૦ [ભા૦ફા૦માં અ૦ફા નوابی 'નવ્વાબી' ('નવ્વાબ'+ફા૦ 'ઈ'= પ્રત્યય, સંબંધવાચક નામ બનાવનાર)=નવાબને લગતું (૨) નવાબનું પદ; નવાબનું કામ; નવાબ તરીકેની સ્થિતિ]

નોંધ.—ઉપરના ઉપરથી હિંદીમાં 'नवाबी' ઉચ્ચાર છે: તે ઉપરથી ગુજરાતીમાં.

નવાબ સંબંધી; નવાબને લગતું; નવાબના જેવું.

સ્ત્રી૦ નવાબનું પદ (૨) નવાબશાહી; નવાબની હકૂમત; નવાબનો શાસનકાળ (૩) [લા૦] અંધેર કારભાર; ઘણો વધારે અને અયોગ્ય ખર્ચ (૪) [લા૦] સુરત અને વલસાડ જિલ્લામાં પાકતા એક જાતના ચોખા.

"અમે ઘેરી નિગાહોની
નવાજિશ માણનારાઓ,
અમારું મન **નવાબી** છે,
નવાબી આદમી છઈએ."

અમૃત ઘાયલ, 'રંગ'.

નવારસ(-સુ, -સું, -સિયું) વિ૦—ગુ૦ 'ન'+અ૦ وارث (વારિસ)= જુઓ 'વારસ'—

વારસ વગરનું.

નવાલો પું૦ [ ફા૦ نواله (નવાલઃ) = કોળિયો ]

આસ; કોળિયો.

નવાસા પું૦ [ ફા૦ نواسه (નવાસઃ) = ફરજંદનું ફરજંદ; દિકરીનું ફરજંદ; દીકરીનો દીકરો; દોહિત્ર ]

દીકરીનો દીકરો; દૌહિત્ર.

નવીસંદો પું૦[ફા૦ نویسنده 'નવીસંદઃ' ('નવીસ' = લખ: એ 'નિવિશ્તન' ક્રિયાપદનું આજ્ઞાર્થ-રૂપ છે: 'નિવિશ્તન'= લખવું; નોંધવું +'ઇન્દઃ'= પ્રત્યય, ક્રિયા-પદના આજ્ઞાર્થરૂપને લાગીને કર્તૃવાચક નામ બનાવનાર)= લખનાર; નોંધ કરનાર; લેખક (૨) લહિયો (૩) કાગળોની નકલો કરવાનું, હિસાબ લખવાનું વગેરે કામ કરનાર કચેરીનો કર્મચારી; કારકુન ]

લેખક (૨) લહિયો (૩) કારકુન; કર્મચારી.

નવેસર અ૦ [ ફા૦ફા૦ سرنو ઈ૦ઉ૦ (સરે નૌ): ભા૦ઉ૦ 'સરે નવ' ('સર' = જુઓ 'શિર' + 'એ' = વિશેષ્ય અને વિશેષણનો સંબંધ દર્શાવનાર ફારસી સંજ્ઞા + 'નૌ' કે 'નવ' = જુઓ 'નવ'): નવું માથું; નવો છેડો ]

નવે નામે; ફરીથી શરૂ કરીને; નવેથી; ધરમૂળથી.

૦થી અ૦—ફા૦ از سر نو 'અઝ સરે નવ' ('અઝ'=-થી; -માંથી+'સરે નવ'=જુઓ 'નવેસર') ઉપરથી ગુજરાતીમાં—

નવેથી; નવું મંડાણ માંડીને; ધરમૂળથી.

"તમામ ઇતિહાસ **નવેસરથી** લખવાની અને અભ્યાસાવાની અનિવાર્ય અગત્ય છે."
ગુ૦સા૦ પરિષદ (ભ૦ગો૦મં૦)

નશરમું વિ૦—ગુ૦ 'ન'+ફા૦ شرم (શર્મ) = જુઓ 'શરમ'—

શરમ વિનાનું; નિર્લજ્જ.

નશો પું૦ [ અ૦ نشوة (નશ્વત) = ફા૦ نشئه (નશ્અઃ) = મસ્ત થવું તે (૨) મસ્તી (૩) કેફી ચીજ લેવાથી થતી દશા; દારૂ વગેરે જેવી કોઈ કેફી ચીજ પીવાથી આવતી બેહોશી ]

**નોંધ.**—ઉર્દૂમાં એની જોડણી نشه (નશઃ) છે જેનો ઉચ્ચાર હિંદીમાં નશા છે: તે ઉપરથી ગુજરાતીમાં.

શરાબ, ભાંગ, ગાંજો વગેરે માદક ચીજોથી ચડતો કેફ.

"થયું છે ભાન કે સાચો
**નશો** તો મારા ખુદમાં છે,
હવે પીતો નથી પણ હું જ
ખુદ પીવાઈ જાઉં છું."
બરકત વીરાણી, 'ઘટા', પૃ. ૧૩૦

–શાખોર વિ૦—'નશો' + خور (ખોર)=પ્રત્યય, કર્તૃવાચક વિશેષણ બનાવનાર—

નોંધ.—એ શબ્દ ફારસીમાં 'ખોર' પ્રત્યય લાગીને બનેલાં કર્તૃવાચક નામો અને વિશેષણો જે ઉર્દૂમાં પ્રવેશ પામેલાં છે તેમના સાદશ્યે ઉર્દૂમાં બનેલો છે અને તે ઉપરથી એ હિંદી તથા ગુજરાતીમાં વપરાય છે.

નશામાં ચકચૂર રહેનારું.

–શાખોરી સ્ત્રી૦—'નશાખોર' ઉપરથી ગુજરાતીમાં—

વ્યસનમાં ચકચૂર રહેવું તે.

–શાબાજ વિ૦—'નશા' +ફા૦ باز (બાઝ)=પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવનાર—

નોંધ.—એ શબ્દ ફારસીમાં 'બાઝ' લાગીને બનેલાં 'દગા-બાઝ', 'દગલ-બાઝ' વગેરે જેવાં કર્તૃવાચક નામો કે વિશેષણો જે ઉર્દૂમાં પ્રવેશ પામેલાં છે તેમના સાદશ્યે ઉર્દૂમાં બનેલો છે અને તે ઉપરથી એ હિંદી તથા ગુજરાતીમાં વપરાય છે.

વ્યસનમાં ચકચૂર રહેનારું.

–શાબાજી સ્ત્રી૦ — 'નશાબાજ' ઉપરથી ગુજરાતીમાં—

વ્યસનમાં ચકચૂર રહેવું તે.

–શીલું વિ૦ — 'નશો' ઉપરથી ગુજરાતીમાં—

જેના ઉપર નશાનો પ્રભાવ થયો હોય એવું; નશો ચડેલું; નશાવાળું; નશામાં આવેલું; નશો ચડાવે એવું.

'**નશીલી** આંખો'= ઘેન ભરેલી આંખો.

નસલ સ્ત્રી૦ [અ૦ نسل (નસ્લ)=બી (૨) વંશ; કુળ]

મૂળ; ઉત્પત્તિસ્થાન (૨) વંશ (૩) પત્તો; નિશાની.

નસાબંદા વિ૦ (પા૦ગુ૦) વિ૦—અ૦ نشوة (નશ્વત): نشأة (નશ્અત) =જુઓ 'નશો'+ بنده (બંદ:) =જુઓ 'બંદો'—

નશાનો ગુલામ થયેલો; નશો કરનારો.

નસારી પું૦ બ૦વ૦[અ૦ نصارى 'નસારા' ('નસરાની'નું બ૦વ૦: 'નસરાની' = નાસિરા ગામમાં જન્મેલો; હજરત જિસસ ક્રાઇસ્ટ જેનો જન્મ નાસિરા નામના ગામમાં થયો હતો; જિસસ ક્રાઇસ્ટનો અનુયાયી)=ખ્રિસ્તીઓ]

ખ્રિસ્તી.

"ધર્મચુસ્ત મુસલમાન **નસારા**નું ખાય, પણ કાફિરનું તો નજ ખાય."

પ્રસ્થાન (ભ૦ગો૦મં૦)

નસિયત સ્ત્રી૦ [અ૦ نصيحت 'નસીહત' ('નસહ' = બોધ આપવો; શિખામણ આપવી; સલાહ આપવી; સમજાવવું) = બોધ; શિખામણ; સલાહ]

નસીહત; બોધ; શિખામણ; સલાહ (૨) [લા૦] ઠપકો (૩) [લા૦] સજા; શિક્ષા.

નસીબ ન૦ [ અ૦ نصیب 'નસીબ' 'નસબ' ઉપરથી 'અનસબ'=ભાગ આપવો; ભાગ પાડીને વહેંચણી કરવી )=ભાગ; હિસ્સો; ફાળો (૨) ભાગ્ય; કિસ્મત; પ્રારબ્ધ; તકદીર ]

ભાગ્ય; કિસ્મત; પ્રારબ્ધ; તકદીર.

"ઈશની ઉદારતા કે જગત
આખું દઈ દીધું,
મારું **નસીબ** કે મને
કેવળ દુઆ મળી."

બરકત વીરાણી, 'માનસર', પૃ. ૯૧

"વિના કૈં પાપ પસ્તાવું
**નસીબે** આ લેખાયું છે.

ક૦કે૦ પૃ. ૧૯૧

૦દાર વિ૦ [ અ૦ફા૦ نصیبدار 'નસીબ-દાર' ('નસાબ'+ફા૦ دار (દાર)=પ્રત્યય, 'વાળું'-અર્થસૂચક ) = ભાગ્યશાળી; કિસ્મતવાળું ]

ભાગ્યશાળી; કિસ્મતવાળું; સદ્ભાગી.

નસીહત સ્ત્રી૦ જુઓ 'નસિયત'

નસ્ખ સ્ત્રી૦ [અ૦ نسخ ( નસ્ખ )= દૂર કરવું તે; રદ કરવું તે; મિટાવવું તે; બેકાર કરવું તે (૨) અરબીમાં એ નામની એક પ્રકારની પ્રસિદ્ધ લિપિ ]

**નોંધ.**—એમ કહેવાય છે કે અરબી લેખન-પદ્ધતિમાંના છ પ્રકારોમાંનો એક પ્રકાર જે ખાન ઇમાસુદ્દીન યાકૂત મોઅતસમીએ શોધ્યો હતો. તેનું નામ 'નસ્ખ' પડયું હતું કારણ કે અરબોની એ લિપિ-પ્રણાલી પ્રચલિત થતાં અગાઉથી ચાલી આવતી પાંચ લિપિપ્રણાલી 'નસ્ખ' એટલે કે નષ્ટ કે બેકાર થઈ ગઈ હતી.

અરબી લિપિ કે તેના મરોડનો એક પ્રકાર.

નસ્તર ન૦ [ ફા૦ نشتر 'નેશ્તર' ( نیشتر 'નીશ્તર'નું ટૂંકું રૂપ જે મૂળ 'નીશ' ઉપરથી છે: 'નીશ' =નોક; અણી )=છરી જેવું જખમને ચીરફાડ કરવાનું હથિયાર; ચીરવાનું ધારવાળા હથિયારનું નામ; નસ કાપવાનું હથિયાર; વાઢકાપ કરવાનું હથિયાર ]

શસ્ત્રક્રિયા કરવાનું ઓજાર; વાઢકાપ કરવાનું તીણું હથિયાર.

"નાજુક **નસ્તર**થી કાર્ય કરવાનું હતું."

નં૦ચ૦ ( ગુ–ફા–અ૦કો૦ )

"વધારે છે જખમને સૌ એ
**નસ્તર**ના બહાના પર,
સિતમગર છે સિતમગર,
કોઈ મારા આરાગર કયાં છે?"

બરકત વીરાણી, 'ઘટા', પૃ. ૧૩૫

નસ્તાલીક સ્ત્રી૦ [ અ૦ نستعلیق 'નસ્તઅલીક' ('નસ્ખ'=જુઓ 'નસ્ખ' +'વ' = અને +' તઅલીક '= ફારસીમાં એક પ્રકારની લિપિ)= 'નસ્ખ' લિપિ અને 'તઅલીક' લિપિ મળીને બનેલી એક પ્રકારની ફારસી લેખનશૈલી; સામાન્ય ફારસી લેખનશૈલી જે નસ્ખથી તથા અન્ય લેખનશૈલીઓથી જુદી પડે છે ]

નોંધ.—ઈરાનમાં આ પ્રકારની ફારસી લિપિ ઈસવી દસમી સદીમાં વિકાસ પામી હતી. અગાઉ ઈરાન અને અરબસ્તાનમાં કૂફી લિપિનો પ્રચાર હતો. બગદાદની પડતી દશા થઈ તે પછી નસ્ખ અને તે પછી નસ્તાલીકનો પ્રચાર થયો હતો. ઈરાન તથા ભારતમાં કેટલીક જૂની અરબી હસ્તપ્રતો એ લેખનપદ્ધતિમાં તૈયાર થયેલી મળે છે. નસ્તાલીક શિલાછાપની કળામાં વપરાય છે.

એ નામની એક લિપિ; ફારસી તથા ઉર્દૂ લિપિનો નસ્ખથી જુદો એવો મરોડ જે અતિ ખૂબસૂરત, સાફ અને સ્પષ્ટ હોય છે.

નહાર પું૦ [ અ૦ نہار ( નહાર )= દિવસ ]

દિવસ; દિન.

નહારી સ્ત્રી૦[ ( ભા૦ફા૦માં અ૦ફા૦ ناہاری 'નાહારી' કે نہاری 'નહારી' ('નાહાર'=આહાર ન કરવો તે; અપવાસ+ફા૦ 'ઈ'= પ્રત્યય, સંબંધવાચક )=[લા૦] હલકું ખાણું; નાસ્તો ]

નાસ્તો; સવારનો નાસ્તો.

નહેર(હે) સ્ત્રી૦ [ અ૦ نہر (નહ્ર)=નદી. ફા૦માં અર્થ=નદી (૨) નદીને ખોદીને કાઢવામાં આવેલી તેની શાખા (૩) ખેતરોમાં સીંચાઈ માટે તૈયાર કરવામાં આવેલો જળમાર્ગ ]

સરોવર કે મોટી નદીમાંથી ખોદીને ખેતરમાં પાણી પહોંચાડવા માટે કાઢેલો પાણીનો ફાંટો; કાંસ.

–રિયું બ૦ — ' નહેર ' ઉપરથી ગુજરાતીમાં—

નાની નહેર (૨) નાળું; વહેળો.

–રી સ્ત્રી૦ [ અ૦ ફા૦ نہری ' નહ્રી ' ('નહ્ર' + 'ઈ' = પ્રત્યય, સંબંધવાચક વિશેષણ બનાવનાર ) = નદીઓનું; નદીઓ સંબંધી; નદીઓને લગતું; નદીમાં; નદીઓના પ્રભુત્વ નીચેનું અથવા તેમનું બનાવેલું ]

[લા૦] નહેરથી પવાતી જમીન.

–રું ન૦ — ' નહેર ' ઉપરથી ગુજરાતીમાં—

વહેળો; વાંઘું; નાળું.

નંગદાર વિ૰— ગુ૰ 'નંગ' + ફા૰ دار
'દાર' = પ્રત્યય, 'વાળુ' 'અર્થ-સૂચક —
નંગવાળું; નંગ જડેલું.

ના૰ [ફા૰ نا (ના) = ઉપસર્ગ, નામ કે વિશેષણની આગળ વપરાતો નકારસૂચક]
નામ કે વિશેષણની આગળ વપરાતો નકારસૂચક ઉપસર્ગ.

૰ઇત્તેફાકી સ્ત્રી૰ જુઓ 'નાઇત્તેફાકી'

૰ઇલાજ વિ૰ જુઓ 'નાઇલાજ'

૰ઉમેદ વિ૰ [ફા૰ફા૰ ناامید; ઈ૰ઉ૰ 'ના-ઉમીદ': ભા૰ઉ૰ 'ના-ઉમેદ' ('ના'+'ઉમીદ' કે 'ઉમેદ'= જુઓ 'ઉમેદ')=નિરાશાજનક; નકામું (૨) નિરાશ; નાસીપાસ]
નિરાશ; નાસીપાસ; હતાશ; આશાભંગ.

૰ઉમેદી સ્ત્રી૰ [ફા૰ફા૰ફા૰ ناامیدی ઈ૰ઉ૰ 'ના-ઉમીદી': ભા૰ઉ૰ 'ના-ઉમેદી' ('ના-ઉમીદ' કે 'ના-ઉમેદ'+'ઈ'=પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર) = નિરાશા; ઉત્સાહહીનતા]
નિરાશા; હતાશા; ઉત્સાહહીનતા.

"નાઉમીદીમાં કદી એને
જલાવી દેત હું,
આશ પૂરી થાત તો એને
ફગાવી દેત હું."
બરકત વીરાણી, 'માનસર', પૃ. ૧૩૩

૰કબૂલ વિ૰ [ફા૰અ૰ ناقبول 'ના-કબૂલ' ('ના'+'કબૂલ'= જુઓ 'કબૂલ')= નામંજૂર; કબૂલ નહીં એવું; નાપસંદ]
નામંજૂર; કબૂલ નહીં એવું; નાપસંદ.

૰કામ વિ૰ [ફા૰ફા૰ ناکام 'ના-કામ' ('ના'+'કામ'=ઇચ્છા; વાસના; મતલબ)=અસફળ; ફતેહમંદ નહિ થયેલું; નિરાશ; આશાભંગ]
જેનો ઉદ્દેશ પ્રાપ્ત થયો ન હોય એવું; નિરાશ; આશાભંગ.

૰ખુશ વિ૰ [ફા૰ ناخوش 'ના-ખુશ' ('ના'+'ખુશ'=જુઓ 'ખુશ') =બીમાર; માંદું; અસ્વસ્થ (૨) નારાજ; અપ્રસન્ન]
નારાજ; અપ્રસન્ન.

૰ખુશી સ્ત્રી૰ [ફા૰ફા૰ ناخوشی 'ના-ખુશી' ('ના-ખુશ'+'ઈ'=પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર)= નારાજી; અપ્રસન્નતા; કમન]
નારાજી; અપ્રસન્નતા; કમન.

૦ચાર વિ૦ [ફા૦ ناچار 'ના-ચાર' ('ના'+'ચાર'=લાચાર; અસહાય; નિરુપાય, વિવશ; મજબૂર]

લાચાર; અસહાય; નિરુપાય; વિવશ.

"આખર **નાચાર** હું થાઉં રે."
ખબરદાર (ભ૦ગો૦મં૦)

–ચારી સ્ત્રી૦ પું૦ –રો(–લો) [ફા૦ ناچاری 'ના-ચારી' ('ના-ચાર' +'ઈ' = પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર)= લાચારી; અશક્તિ; નિરુપાયતા; મજબૂરી]

લાચારી; અશક્તિ; નિરુપાયતા; મજબૂરી.

૦ચીજ વિ૦ [ફા૦ ناچیز 'ના-ચીઝ' ('ના'+ફા૦ 'ચીઝ'=જુઓ 'ચીજ')=નજીવું; તુચ્છ; અર્થ-હીન; હલકું; નકામું]

નજીવું; તુચ્છ; અર્થહીન; હલકું; નકામું.

"આપ આ **નાચીજ**ની કોઈ ખાસ કામમાં સલાહ અને મદદ માંગો એ આપની મહાકૃપા છે."
મલ્લિકાદેવી (ભ૦ગો૦મં૦)

૦દાન વિ૦ [ફા૦ نادان 'ના-દાન' ('ના'+'દાન'='દાના'નું ટૂંકું રૂપ; 'દાના'=જુઓ 'દાનો')=જે દાનો નહિ હોય તે; અજ્ઞાન; અનાડી; અવિચારી; અણસમજુ (૨) મૂર્ખ; બેવકૂફ]

અણસમજુ; મૂર્ખ.

"કો દી હતું તુંમાં ઠર્યું,
**નાદાન** એ ત્યારે થયું."
ક૦કે૦ પૃ.૧૨૬

૦દાનિયત સ્ત્રી૦='નાદાન' ઉપરથી ગુજરાતીમાં—

**નોંધ.**—આ શબ્દ ફારસીમાંથી ગુજરાતીમાં પ્રવેશ પામેલા 'ઇન્સાનિયત', 'હેવાનિયત', 'કાબેલિયત' જેવા શબ્દોના સાદૃશ્યે ગુજરાતીમાં ઘડાયેલો છે.

નાદાનપણું;

૦દાની સ્ત્રી૦ [ફા૦ نادانی 'ના-દાની' ('ના-દાન'+'ઈ'=પ્રત્યય, ભાવ-વાચક નામ બનાવનાર)=નાદાન-પણું; અજ્ઞાનતા; અણસમજુપણું (૨) મૂર્ખાઈ; બેવકૂફી]

નાદાનપણું; અજ્ઞાન; અણ-સમજુપણું.

"**નાદાની** કે ખુદાઈ છે
**દિલબરી** હમારી આ"
ક૦કે૦ પૃ. ૧૨૬

૦દાર વિ૦ [ફા૦ نادار 'ના-દાર' ('ના'+'દાર'='દારા'નું ટૂંકું રૂપ: 'દારા'='દાર' અર્થાત્ '–ની પાસે રાખ': એ ક્રિયાપદનો ધાતુ જે આજ્ઞાર્થરૂપમાં હોય છે+'આ'= પ્રત્યય, ક્રિયાપદના આજ્ઞાર્થરૂપને

લાગીને ક્રિયામૂલક નામ બનાવનાર)=જેની પાસે કંઈ પણ ન હોય એવું; કંગાલ; મુફલિસ; ગરીબ (૨) દેવાળિયું; દેવાદાર ]

કંગાલ; મુફલિસ; ગરીબ (૨) દેવાળિયું.

પું૦ મુફલિસ માણસ; કંગાળ માણસ (૨) દેવાળિયો; દેવાદાર માણસ.

૦દારી સ્ત્રી૦ [ ફા૦ نادارى 'ના-દારી' ('ના-દાર'+'ઈ'=પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર)=પાસે કંઈ ન હોવાપણું (૨) ગરીબી; મુફલિસી; બેહાલપણું; દરિદ્રતા ]

ગરીબી; મુફલિસી; બેહાલપણું (૨) દેવું આપી શકાય નહિ એવી હાલત; દેવાળું.

"અમદાવાદ સિટી સિવિલ કોર્ટની **નાદારી** અરજી નંબર ૯ અને ૧૯૬૬ના કામમાં."

૦દિહંદ વિ૦[ફા૦ نادهند 'નાદિહંદઃ' ('ના'+'દિહંદઃ'='દિહ' અર્થાત્ દે; આપ : એ ક્રિયાપદનો ધાતુ જે આજ્ઞાર્થરૂપમાં હોય છે + 'અંદઃ' = પ્રત્યય, આજ્ઞાર્થરૂપને લાગીને કર્તૃવાચક નામ બનાવનાર)=લેણું ન દેનાર; લેણું ન ચૂકવનાર ]

દેવું ન દેનાર (૨) દેવાળિયું.

૦દુરસ્ત વિ૦[ફા૦ نادرست 'ના-દુરુસ્ત ('ના'+'દુરુસ્ત'=જુઓ 'દુરુસ્ત') =ઠીક ન હોય એવું; ગેરવાજબી; અયોગ્ય; નામુનાસિબ (૨) જૂઠ; અપ્રામાણિક ]

માંદું; બીમાર.

"કોય તો શકે મને બતાવી
આજ પાયમાલ,
સાંખી નિંદ સર્વની થનાર
નિત્ય શોકગ્રસ્ત,
આફતોની આગ માંહી
નામુરાદ **નાદુરસ્ત**,
એકલો ઉભેલ મારી આસપાસ
લાલ લાલ."
પતીલ, 'પ્રભાતનર્મદા', પૃ. ૭૬

-દુરસ્તી સ્ત્રી૦ [ ફા૦ نادرستى 'ના-દુરુસ્તી' ('ના-દુરુસ્ત'+ફા૦ 'ઈ'=પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર)=ગેરવાજબીપણું; અયોગ્યતા (૨) અસભ્યતા; જૂઠાણું; અપ્રમાણિકપણું ]

અનારોગ્ય; માંદગી; બીમારી.

૦પસંદ વિ૦ [ ફા૦ ناپسند 'ના-પસંદ' ('ના'+'પસંદ'=જુઓ 'પસંદ') =પસંદ ન હોય એવું; સારું ન લાગે એવું; રુચતું ન હોય એવું; અરુચિકર; અસ્વીકાર્ય ]

અણગમતું; અપ્રિય; નામંજૂર.

"વેચ્યા નહીં, દુનિયા મુસીબતોને,
ખુરેઝીઓ ભરી અદાવતોને,
છોડી ન દે સ્વાભાવિકી મુહબ્બત,
દે છોડી **નાપસંદ** આદતોને."
કવિ પતીલનાં કાવ્યો (રુબાઇયાત),
ભા. ૨ (હસ્તપ્રત, પૃ. ૯)

૦પસંદગી સ્ત્રી૦—ગુ૦ 'ના'=ઉપ-
સર્ગ, નકારસૂચક+ پسندیدگی
(પસંદીદગી)=જુઓ 'પસંદગી'—
**નોંધ.**—'નકારસૂચક' ઉપસર્ગ 'ના' લાગીને બનેલા જે ફારસી શબ્દો ગુજરાતીમાં પ્રવેશ પામેલા છે તેમના સાદૃશ્યે ઉપરનો શબ્દ ગુજરાતીમાં ઘડાયેલો છે.

પસંદ નહિ પડવું તે; અ-પ્રસન્નતા; અરુચિ; અભાવ: અણગમો (૨) માન્ય ન થવું તે; અસ્વીકાર; નામંજૂરી.

૦પાક વિ૦ [ફા૦ ناپاک 'ના-પાક' ('ના'+'પાક'=જુઓ 'પાક')= અપવિત્ર; અશુદ્ધ (૨) મેલું; ગંદું]

અપવિત્ર; અશુદ્ધ.

"**નાપાક** શેતાન પર લ્યાનત હજો!"
(ગુ-ફા-અ૦કો૦)

૦પાકી સ્ત્રી૦[ફા૦ ناپاکی 'ના-પાકી' ('ના-પાક'+ફા૦ 'ઈ'=પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર) =અપવિત્રતા; અશુદ્ધતા (૨) ગંદકી; અસ્વચ્છતા]

અપવિત્રતા; અશુદ્ધતા (૨) ગંદકી; અસ્વચ્છતા.

૦પાય(-યા,-યે)દાર વિ૦ [ફા૦ ناپایدار 'ના-પાય-દાર' ('ના'+'પાય-દાર'= જુઓ 'પાય-દાર')=પાયદાર નહિ હોય એવું; નાશવંત; અલ્પકાલિક (૨) અસ્થાયી; દૃઢ કે મજબૂત ન હોય એવું]

પાયદાર નહિ હોય એવું; નાશવંત; અલ્પકાલિક (૨) પાયા કે આધાર વગરનું; અધ્ધરિયું.

નાઇત્તેફાકી સ્ત્રી૦—ગુ૦ 'ના'=જુઓ 'ના'+અ૦ اتفاق 'ઇત્તિફાક' =જુઓ 'ઇત્તિફાક'+ગુ૦ 'ઈ'—
**નોંધ.**—આ શબ્દ ફારસી, ઉર્દૂ તેમ જ હિંદીમાં વપરાતો નથી; ફારસીમાંથી ગુજરાતીમાં પ્રવેશ પામેલા 'ના' ઉપસર્ગવાળા 'નાખુશ', 'નાપસંદ', 'નાચાર' જેવા શબ્દોના સાદૃશ્યે એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

મતભેદ (૨) અણબનાવ; વિરોધ.

નાઇલાજ વિ૦—ગુ૦ 'ના'=ઉપસર્ગ, નકારસૂચક+અ૦ علاج 'ઇલાજ' =જુઓ 'ઇલાજ'—
**નોંધ.**—આ શબ્દ ફારસી, ઉર્દૂ તેમ જ હિંદીમાં વપરાતો નથી; ફારસીમાંથી ગુજરાતીમાં પ્રવેશ પામેલા 'ના' ઉપસર્ગ-વાળા 'નાખુશ', 'નાપસંદ',

'નાપાયદાર', 'નાચાર', 'નાદુરસ્ત' જેવા શબ્દોના સાદૃશ્યે એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

નિરુપાય; ઇલાજ વગરનું; લાચાર

નાઉમેદ; નાઉમેદી; નાકબૂલ; નાકામયાબ; નાખુશ; નાખુશી; નાચાર; નાચીજ જુઓ 'ના'માં.

નાકામ(-મિ)યાબ વિ૦—ગુ૦ 'ના' = ઉપસર્ગ, નકારસૂચક + ફા૦ 'કામ-યાબ'=જુઓ 'કામિયાબ'.

નોંધ.—આ શબ્દ ફારસી, ઉર્દૂ તેમ જ હિંદીમાં વપરાતો નથી; ફારસીમાંથી ગુજરાતીમાં પ્રવેશ પામેલા 'ના' ઉપસર્ગવાળા 'નાખુશ', 'નાપસંદ', 'નાપાયદાર', 'નાચાર', 'નાદુરસ્ત', જેવા શબ્દોના સાદૃશ્યે એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

અસફળ; નિષ્ફળ; અફળીભૂત.

-બી સ્ત્રી૦—'ના-કામ-યાબ'+ગુ૦'ઈ'.

અસફળતા; નિષ્ફળતા.

નાકેદાર પું૦—ગુ૦ 'નાકુ'+ફા૦ دار (દાર) અર્થાત્ રાખ: એ ક્રિયાપદનો ધાતુ જે આજ્ઞાર્થ રૂપમાં હોય છે અને નામને લાગીને કર્તૃવાચક નામ બનાવે છે (૨) પ્રત્યય, 'વાળુ' અર્થસૂચક.

નાકા ઉપર રહીને જકાત લેવા ઉઘરાવવાનું કામ કરનાર માણસ; નાકાવાળો; થાણેદાર.

-કેદારી સ્ત્રી૦—'નાકેદાર'+ગુ૦'ઈ'—

નાકેદારનું કામ; થાણેદારપણું.

નાકેસ વિ૦ [અ૦ ناقص 'નાકિસ' ('નકસ'=ઓછું કરવું; કમ પડવું)=જેમાં કોઈ કમી હોય; અપૂર્ણ; અધૂરું (૨) દૂષિત; ખામીવાળું]

અપૂર્ણ; અધૂરું (૨) દૂષિત; ખામીવાળું.

નાકૌવત વિ૦—ગુ૦ 'ના'= ઉપસર્ગ, નકારસૂચક+અ૦ قوت (કુવ્વત)=જુઓ 'કૌવત'—

નોંધ.—આ શબ્દ ફારસી, ઉર્દૂ તેમ જ હિંદીમાં વપરાતો નથી. ફારસીમાંથી ગુજરાતીમાં પ્રવેશ પામેલા 'ના' ઉપસર્ગવાળા 'નાખુશ', 'નાપસંદ', 'નાપાયાદાર', 'નાચાર', 'નાદુરસ્ત' જેવા શબ્દોના સાદૃશ્યે એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

કૌવત ન હોય એવું; નિર્બળ; અશક્ત; કમજોર.

-તી સ્ત્રી૦ — 'નાકૌવત' + ગુ૦ 'ઈ'.

અશક્તિ; કમજોરી.

નાખુદા પું૦ [ફા૦ ناخدا 'નાખુદા' ('ના'='નાવ' ઉપરથી ટૂંકું રૂપ; 'નાવ'=હોડી; વહાણ; નૌકા+ 'ખુદા' = માલિક; ધણી)

"વેચા નહીં, દુનિયા મુસીબતોને,
ખુરેઝીઓ ભરી અદાવતોને,
છોડી ન દે સ્વાભાવિકી મુહબ્બત,
દે છોડી **નાપસંદ** આદતોને."
કવિ પતીલનાં કાવ્યો (રુબાઇયાત),
ભા. ૨ (હસ્તપ્રત, પૃ. ૯)

૦પસંદગી સ્રી૦—ગુ૦ 'ના'=ઉપ-સર્ગ, નકારસૂચક+ پسندیدگی (પસંદીદગી)=જુઓ 'પસંદગી'—
**નોંધ.**—'નકારસૂચક' ઉપસર્ગ 'ના' લાગીને બનેલા જે ફારસી શબ્દો ગુજરાતીમાં પ્રવેશ પામેલા છે તેમના સાદૃશ્યે ઉપરનો શબ્દ ગુજરાતીમાં ઘડાયેલો છે.

પસંદ નહિ પડવું તે; અ-પ્રસન્નતા; અરુચિ; અભાવ: અણગમો (૨) માન્ય ન થવું તે; અસ્વીકાર; નામંજૂરી.

૦પાક વિ૦ [ફા૦ ناپاک 'ના-પાક' ('ના'+'પાક'=જુઓ 'પાક')= અપવિત્ર; અશુદ્ધ (૨) મેલું; ગંદું]

અપવિત્ર; અશુદ્ધ.

"**નાપાક** શેતાન પર લ્યાનત હજો!"
(ગુ-ફા-અ૦કો૦)

૦પાકી સ્રી૦[ફા૦ ناپاکی 'ના-પાકી' ('ના-પાક'+ફા૦ 'ઈ'=પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર) =અપવિત્રતા; અશુદ્ધતા (૨) ગંદકી; અસ્વચ્છતા]

અપવિત્રતા; અશુદ્ધતા (૨) ગંદકી; અસ્વચ્છતા.

૦પાય(-યા,-યે)દાર વિ૦ [ફા૦ ناپایدار 'ના-પાય-દાર' ('ના'+'પાય-દાર'= જુઓ 'પાય-દાર')=પાયદાર નહિ હોય એવું; નાશવંત; અલ્પકાલિક (૨) અસ્થાયી; દૃઢ કે મજબૂત ન હોય એવું]

પાયદાર નહિ હોય એવું; નાશવંત; અલ્પકાલિક (૨) પાયા કે આધાર વગરનું; અધ્ધરિયું.

નાઇત્તેફાકી સ્રી૦—ગુ૦ 'ના'=જુઓ 'ના'+અ૦ اتفاق 'ઇત્તિફાક' =જુઓ 'ઇત્તિફાક'+ગુ૦ 'ઈ'—
**નોંધ.**—આ શબ્દ ફારસી, ઉર્દૂ તેમ જ હિંદીમાં વપરાતો નથી; ફારસીમાંથી ગુજરાતીમાં પ્રવેશ પામેલા 'ના' ઉપસર્ગવાળા 'નાખુશ', 'નાપસંદ', 'નાચાર' જેવા શબ્દોના સાદૃશ્યે એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

મતભેદ (૨) અણબનાવ; વિરોધ.

નાઇલાજ વિ૦—ગુ૦ 'ના'=ઉપસર્ગ, નકારસૂચક+અ૦ علاج 'ઇલાજ' =જુઓ 'ઇલાજ'—
**નોંધ.**—આ શબ્દ ફારસી, ઉર્દૂ તેમ જ હિંદીમાં વપરાતો નથી; ફારસીમાંથી ગુજરાતીમાં પ્રવેશ પામેલા 'ના' ઉપસર્ગ-વાળા 'નાખુશ', 'નાપસંદ',

'નાપાયદાર', 'નાચાર', 'નાદુરસ્ત' જેવા શબ્દોના સાદૃશ્યે એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

નિરુપાય; ઇલાજ વગરનું; લાચાર.

નાઉમેદ; નાઉમેદી; નાકબૂલ; નાકામયાબ; નાખુશ; નાખુશી; નાચાર; નાચીજ જુઓ 'ના'માં.

નાકામ(-મિ)યાબ વિ૦—ગુ૦ 'ના' = ઉપસર્ગ, નકારસૂચક + ફા૦ 'કામ-યાબ'=જુઓ 'કામિયાબ'.

નોંધ.—આ શબ્દ ફારસી, ઉર્દૂ તેમ જ હિંદીમાં વપરાતો નથી; ફારસીમાંથી ગુજરાતીમાં પ્રવેશ પામેલા 'ના' ઉપસર્ગવાળા 'નાખુશ', 'નાપસંદ', 'નાપાયદાર', 'નાચાર', 'નાદુરસ્ત', જેવા શબ્દોના સાદૃશ્યે એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

અસફળ; નિષ્ફળ; અફળીભૂત.

-બી સ્ત્રી૦—'ના-કામ-યાબ'+ગુ૦'ઈ'.

અસફળતા; નિષ્ફળતા.

નાકેદાર પું૦—ગુ૦ 'નાકું'+ફા૦ دار (દાર) અર્થાત્ રાખ: એ ક્રિયાપદનો ધાતુ જે આજ્ઞાર્થ રૂપમાં હોય છે અને નામને લાગીને કર્તૃવાચક નામ બનાવે છે (૨) પ્રત્યય, 'વાળું'અર્થસૂચક.

નાકા ઉપર રહીને જકાત લેવા ઉઘરાવવાનું કામ કરનાર માણસ; નાકાવાળો; થાણેદાર.

-કેદારી સ્ત્રી૦—'નાકેદાર'+ગુ૦'ઈ'—

નાકેદારનું કામ; થાણેદારપણું.

નાકેસ વિ૦ [અ૦ ناقص 'નાક્રિસ' ('નક્સ'=ઓછું કરવું; કમ પડવું)=જેમાં કોઈ કમી હોય; અપૂર્ણ; અધૂરું (૨) દૂષિત; ખામીવાળું]

અપૂર્ણ; અધૂરું (૨) દૂષિત; ખામીવાળું.

નાકૌવત વિ૦—ગુ૦ 'ના'= ઉપસર્ગ, નકારસૂચક+અ૦ قوت (કુવ્વત) = જુઓ 'કૌવત'—

નોંધ.—આ શબ્દ ફારસી, ઉર્દૂ તેમ જ હિંદીમાં વપરાતો નથી. ફારસીમાંથી ગુજરાતીમાં પ્રવેશ પામેલા 'ના' ઉપસર્ગવાળા 'નાખુશ','નાપસંદ','નાપાયાદાર', 'નાચાર', 'નાદુરસ્ત' જેવા શબ્દોના સાદૃશ્યે એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

કૌવત ન હોય એવું; નિર્બળ; અશક્ત; કમજોર.

-તી સ્ત્રી૦— 'નાકૌવત' + ગુ૦ 'ઈ'.

અશક્તિ; કમજોરી.

નાખુદા પું૦ [ફા૦ ناخدا 'નાખુદા' ('ના'='નાવ' ઉપરથી ટૂંકું રૂપ; 'નાવ'=હોડી; વહાણ; નૌકા+ 'ખુદા' = માલિક; ધણી)

"વેચ્યા નહીં, દુનિયા મુસીબતોને,
ખુરેઝીઓ ભરી અદાવતોને,
છોડી ન દે સ્વાભાવિકી મુહબ્બત,
દે છોડી **નાપસંદ** આદતોને."
કવિ પતીલનાં કાવ્યો (રુબાઇયાત),
ભા. ૨ (હસ્તપ્રત, પૃ. ૯)

૦પસંદગી સ્ત્રી૦—ગુ૦ 'ના'=ઉપસર્ગ, નકારસૂચક+ پسندیگی (પસંદીદ્દગી)=જુઓ 'પસંદગી'—
**નોંધ.**—'નકારસૂચક' ઉપસર્ગ 'ના' લાગીને બનેલા જે ફારસી શબ્દો ગુજરાતીમાં પ્રવેશ પામેલા છે તેમના સાદૃશ્યે ઉપરનો શબ્દ ગુજરાતીમાં ઘડાયેલો છે.

પસંદ નહિ પડવું તે; અપ્રસન્નતા; અરુચિ; અભાવ: અણગમો (૨) માન્ય ન થવું તે; અસ્વીકાર; નામંજૂરી.

૦પાક વિ૦ [ફા૦ ناپاک 'ના-પાક' ('ના'+'પાક'=જુઓ 'પાક')=અપવિત્ર; અશુદ્ધ (૨) મેલું; ગંદું]

અપવિત્ર; અશુદ્ધ.

"**નાપાક** શેતાન પર લ્યાનત હજો!"
(ગુ-ફા-અ૦કો૦)

૦પાકી સ્ત્રી૦[ફા૦ ناپاکی 'ના-પાકી' ('ના-પાક'+ફા૦ 'ઈ'=પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર) =અપવિત્રતા; અશુદ્ધતા (૨) ગંદકી; અસ્વચ્છતા]

અપવિત્રતા; અશુદ્ધતા (૨) ગંદકી; અસ્વચ્છતા.

૦પાય(-યા,-યે)દાર વિ૦ [ફા૦ ناپایدار 'ના-પાય-દાર' ('ના'+'પાય-દાર'=જુઓ 'પાય-દાર')=પાયદાર નહિ હોય એવું; નાશવંત; અલ્પકાલિક (૨) અસ્થાયી; દૃઢ કે મજબૂત ન હોય એવું]

પાયદાર નહિ હોય એવું; નાશવંત; અલ્પકાલિક (૨) પાયા કે આધાર વગરનું; અધ્ધરિયું.

નાઇત્તેફાકી સ્ત્રી૦—ગુ૦ 'ના'=જુઓ 'ના'+અ૦ اتفاق 'ઇત્તિફાક' =જુઓ 'ઇત્તિફાક'+ગુ૦ 'ઈ'—
**નોંધ.**—આ શબ્દ ફારસી, ઉર્દૂ તેમ જ હિંદીમાં વપરાતો નથી; ફારસીમાંથી ગુજરાતીમાં પ્રવેશ પામેલા 'ના' ઉપસર્ગવાળા 'નાખુશ', 'નાપસંદ', 'નાચાર' જેવા શબ્દોના સાદૃશ્યે એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

મતભેદ (૨) અણબનાવ; વિરોધ.

નાઇલાજ વિ૦—ગુ૦ 'ના'=ઉપસર્ગ, નકારસૂચક+અ૦ علاج 'ઇલાજ' =જુઓ 'ઇલાજ'—
**નોંધ.**—આ શબ્દ ફારસી, ઉર્દૂ તેમ જ હિંદીમાં વપરાતો નથી; ફારસીમાંથી ગુજરાતીમાં પ્રવેશ પામેલા 'ના' ઉપસર્ગવાળા 'નાખુશ', 'નાપસંદ',

=જહાજનો માલિક; વહાણનો કપ્તાન ]

નોંધ.—મૂળ ફારસી રચનામાં '.ખુદાએ નાવ' અર્થાત્ 'નાવનો માલિક' થાય છે: તે ઉપરથી ફારસીમાં અને તે ઉપરથી ગુજરાતીમાં.

વહાણવટી; નાવિક; ટંડેલ.

૦ઈ સ્ત્રી૦[ફા૦ ناخدائی 'ના-ખુદાઈ' ('ના-ખુદા' + 'ઈ' = પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર)= નાખુદાપણું; વહાણના કપ્તાનનો હોદ્દો ]

નાખુદાપણું; નાખુદાનો કામ-ધંધો; કપ્તાનગીરી.

નાગોશીઆ પું૦—ગુ૦ 'ના'+ફા૦ گوشت ઈ૦ઉ૦ (ગૂશ્ત): ભા૦ઉ૦ (ગોશ્ત): એ ઉપરથી.

નોંધ.—વહોરાઓમાં માંસાહાર ન કરનારો અને તેમ કરવું તેને પાપ માનનારાઓનો એક ફિરકો ઈ.સ. ૧૭૮૯ના અરસામાં બહાર પડયો હતો.

એ નામનો વહોરાઓમાં એક ફિરકો.

નાચતમાશો(-સો) પું૦—ગુ૦ 'નાચ' અ૦ تماشا 'તમાશા'=જુઓ 'તમાશો'—

નાચ અને એવી બીજી મોજમજા; નૃત્ય અને સંગીતનો મેળાવડો.

નાચાર વિ૦ જુઓ 'ના'માં.

નાજ સ્ત્રી૦ [ફા૦ ناز (નાઝ) = લાડ(૨) નખરાં; ચાળા; વિલાસ-ચેષ્ટા; હાવભાવ ]

લાડ (૨) નખરાં; ચાળા; વિલાસચેષ્ટા; હાવભાવ.

નાજનીન સ્ત્રી૦ [ફા૦ نازنین 'નાઝ-નીન' ('નાઝ'=જુઓ 'નાજ'+ નીન'=પ્રત્યય, સંબંધવાચક)= જે વસ્તુ 'નાજ' સાથે સંબંધ ધરાવે તે; [લા૦] સુંદર અને મનપસંદ; મૃદુલ; કોમલ; નાજુક; (૨) ઉત્તમ; સુંદર; મનોરમ ]

નોંધ.—ઉર્દૂમાં એનો ઉપરનો જ અર્થ થાય છે, પરંતુ હિંદીમાં એના અર્થ થાય છે નાજુક શરીરની સ્ત્રી; સુંદર સ્ત્રી; રૂપવતી સ્ત્રી: તે ઉપરથી ગુજરાતીમાં.

પ્રિયા (૨) ખૂબસૂરત સ્ત્રી.

નાજર પું૦ [અ૦ ناظر 'નાઝ઼િર' ('નઝ઼ર'=નજર કરવી; જોવું) =જોનાર; નિરીક્ષક; રક્ષણ કર-નાર; પાલક; 'મૅનેજર'.

ફા૦માં અર્થ 'સુપરવાઇઝર'; 'સુપરિન્ટેન્ડન્ટ'; 'ઇન્સ્પેક્ટર' (૨) [લા૦] કોઈની જમીન જાગીર કે ઘરવ્યવહારનો કારભાર કરનાર; ખાનપાનની વ્યવસ્થા કરનાર; કર્મચારી ]

દુર્લભ હોવું; અસામાન્ય હોવું; જુઓ હોવું) = અસાધારણ; દુર્લભ; અસામાન્ય; અપૂર્વ; અદ્‌ભુત; અનોખું; વિલક્ષણ]

અસાધારણ; અસામાન્ય; અદ્‌ભુત; અનોખું; વિલક્ષણ (૨) ઉત્તમ; શ્રેષ્ઠ.

નાદાન; નાદાની; નાદાર; નાદારી જુઓ 'ના'માં.

નાદિરશાહ પું૰ [અ૰ ફા૰ نادرشاه; 'નાદિર-શાહ' ('નાદિર' = જુઓ 'નાદિર'+'શાહ'=જુઓ 'શાહ') = ઈરાનનો બાદશાહ નાદિર]

નોંધ.—ઈરાનનો બાદશાહ જેણે ઈ.સ. ૧૬૮૮થી ૧૭૪૭સુધી શાસન કર્યું હતું. તેણે તે સમયના મોગલ બાદશાહ મોહમ્મદશાહ રંગીલાના સમયમાં દિલ્હીમાં હત્યાકાંડ મચાવ્યો હતો જેમાં લાખો માણસો માર્યાં ગયાં હતાં. તે ઈરાન પાછો ગયો ત્યારે મોગલ શહેનશાહ શાહજહાં (ઈ.સ.-૧૬૨૭-૧૬૫૮)એ બનાવેલું તખ્તે-તાઊસ પોતાની સાથે લઈગયો હતો.

ઈરાનનો બાદશાહ.

-હી વિ૰—અ૰ ફા૰ 'નાદિર-શાહ' +'ઈ' = પ્રત્યય, વિશેષણ કે ભાવવાચક નામ બનાવનાર.

નોંધ.—આ શબ્દ હિંદીમાં ઘડાયેલો છે: તે ઉપરથી ગુજરાતીમાં—

નાદિરશાહને લગતું (૨) નાદિરશાહના જેવું; બહુ ઉગ્ર; સ્ત્રી૰ [લા૰] દિલ્હીમાં નાદિર-શાહે મચાવ્યો હતો તેવો અત્યાચાર; જુલમી રાજ્યકારભાર; નિરંકુશ શાસન.

નાદિહંદ; નાદુરસ્ત; નાદુરસ્તી જુઓ 'ના'માં.

નાન સ્ત્રી૰ [ફા૰ نان (નાન) = મુસલમાન ભઠિયારા બનાવે છે તેવી દડા જેવી મોટી રોટી; ખમીરી રોટી; પાંઉ]

મોટી દડા જેવી એક રોટી; પાંઉ.

"**નાન** વગેરે ખાદ્યપદાર્થોથી ભરેલો થાળ લાવીને મૂક્યો."
બાદશાહ બાબર (ભ૰ગો૰મં૰)

૦ખટાઈ સ્ત્રી૰—'નાનખટાઈ'માંથી ભારતમાં ફા૰કરણ 'નાને ખત્તાઈ' ('નાન'+'એ'=છઠ્ઠી વિભક્તિનો સંબંધ દર્શાવનાર ફારસી સંજ્ઞા +'ખત્તાઈ'=હિંદી खटाई ઉપરથી ફા૰ કરણ=ખટાશ; ખાટાપણું; ખાટી વસ્તુ)=મેંદો, ખાંડ અને ઘીની મેળવણી કર્યા બાદ તેનો આથો કરીને બનાવેલી મીઠાઈ.

મેંદો, ખાંડ અને ઘીની મેળવણીથી બનતી એક જાતની મીઠાઈ.

દુર્લભ હોવું; અસામાન્ય હોવું; ઝુજ હોવું) = અસાધારણ; દુર્લભ; અસામાન્ય; અપૂર્વ; અદ્‌ભુત; અનોખું; વિલક્ષણ]

અસાધારણ; અસામાન્ય; અદ્‌ભુત; અનોખું; વિલક્ષણ (૨) ઉત્તમ; શ્રેષ્ઠ.

નાદાન; નાદાની; નાદાર; નાદારી જુઓ 'ના'માં.

નાદિરશાહ પું૦ [અ૦ ફા૦ نادر شاه 'નાદિર-શાહ' ('નાદિર' = જુઓ 'નાદિર'+'શાહ'=જુઓ 'શાહ') = ઈરાનનો બાદશાહ નાદિર]

**નોંધ.**—ઈરાનનો બાદશાહ જેણે ઈ.સ. ૧૬૮૮થી ૧૭૪૭સુધી શાસન કર્યું હતું. તેણે તે સમયના મોગલ બાદશાહ મોહમ્મદશાહ રંગીલાના સમયમાં દિલ્હીમાં હત્યાકાંડ મચાવ્યો હતો જેમાં લાખો માણસો માર્યાં ગયાં હતાં. તે ઈરાન પાછો ગયો ત્યારે મોગલ શહેનશાહ શાહજહાં (ઈ.સ.-૧૬૨૭–૧૬૫૮)એ બનાવેલું તખ્તે-તાઊસ પોતાની સાથે લઈ ગયો હતો.

ઈરાનનો બાદશાહ.

–હી વિ૦ — અ૦ ફા૦ 'નાદિર-શાહ' +'ઈ' = પ્રત્યય, વિશેષણ કે ભાવવાચક નામ બનાવનાર.

**નોંધ.**—આ શબ્દ હિંદીમાં ઘડાયેલો છે: તે ઉપરથી ગુજરાતીમાં—

નાદિરશાહને લગતું (૨) નાદિરશાહના જેવું; બહુ ઉગ્ર; સ્ત્રી૦ [લા૦] દિલ્હીમાં નાદિર-શાહે મચાવ્યો હતો તેવો અત્યાચાર; જુલમી રાજ્યકારભાર; નિરંકુશ શાસન.

નાદિહેંદ; નાદુરસ્ત; નાદુરસ્તી જુઓ 'ના'માં.

નાન સ્ત્રી૦ [ફા૦ نان (નાન) = મુસલમાન ભઠિયારા બનાવે છે તેવી દડા જેવી મોટી રોટી; ખમીરી રોટી; પાંઉ]

મોટી દડા જેવી એક રોટી; પાંઉ.

"**નાન** વગેરે ખાદ્યપદાર્થોથી ભરેલો થાળ લાવીને મૂક્યો."
બાદશાહ બાબર (ભ૦ગો૦મં૦)

૦ખટાઈ સ્ત્રી૦ — 'નાનખટાઈ'માંથી ભારતમાં ફા૦કરણ 'નાને ખત્તાઈ' ('નાન'+'એ'= છઠ્ઠી વિભક્તિનો સંબંધ દર્શાવનાર ફારસી સંજ્ઞા +'ખત્તાઈ'=હિંદી खटाई ઉપરથી ફા૦ કરણ=ખટાશ; ખાટાપણું; ખાટી વસ્તુ)=મેંદો, ખાંડ અને ઘીની મેળવણી કર્યા બાદ તેનો આથો કરીને બનાવેલી મીઠાઈ.

મેંદો, ખાંડ અને ઘીની મેળવણીથી બનતી એક જાતની મીઠાઈ.

-દી સ્ત્રી૦ [ફા૦ ناخودی 'ના-ખૂદી' ('ના-ખૂદ'+ફા૦ 'ઈ'=પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર)=વિનાશ; બરબાદી; અવનતિ]

સમૂળ ઉચ્છેદ; બરબાદી; સર્વનાશ.

નામક્કર વિ૦—ગુ૦ 'ના' = ઉપસર્ગ, નકારસૂચક + مقر 'મુક્રિર' ('ક્રર'=કબૂલ રાખવું; સ્વીકારવું) =કબૂલ કરનાર; સ્વીકારનાર; હા પાડનાર.

**નોંધ.**—આ શબ્દ ફારસી તેમ જ ઉર્દૂ તથા હિંદીમાં વપરાતો નથી. ફારસીમાં 'ના' ઉપસર્ગ લાગીને બનેલા 'નાપસંદ', 'નાપાક', 'ના-પાયાદાર' જેવા જે શબ્દો ગુજરાતીમાં પ્રવેશ પામેલા છે તેમની સાદશ્યે એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

નાકબૂલ; હા કહ્યા પછી ફરી જનારું.

"મારે મુખે **નામુક્કર** જાય."
સામળ (ગુ૦ઈ૦ડિ૦)

નામજાદું વિ૦—ફા૦ نام (નામ) =ખ્યાતિ; પ્રતિષ્ઠા; કીર્તિ + زیادہ باد (ઝિયાદઃ બાદ)=વધારે થજો; તારી પ્રતિષ્ઠા વધારે થજો—

**નોંધ.**—આ શબ્દ 'દોલતજાદા'-ના સાદશ્યે ગુજરાતીમાં ઘડાયો છે: એ માટે જુઓ 'દોલતજાદા બોલાવવી'.

લોકોમાં સારી રીતે જાણીતું; નામીચું; પ્રખ્યાત; પ્રસિદ્ધિ પામેલું.

નામદાર વિ૦ [ફા૦ نامدار 'નામ-દાર' ('નામ'=નામ; ખ્યાતિ, કીર્તિ+'દાર' = પ્રત્યય, 'વાળુ'-અર્થસૂચક)=નામવાળું; ઇજ્જત-વાળું; પ્રતિષ્ઠિત; કીર્તિવંત]

પ્રતિષ્ઠિત; કીર્તિવંત; માનવંત.

નામદારી સ્ત્રી૦[ફા૦ نامداری 'નામ-દારી' ('નામ-દાર' +'ઈ'= પ્રત્યય, ભાવવાચક નામ બનાવ-નાર)=પ્રખ્યાતિ; કીર્તિ; પ્રતિષ્ઠા; યશ]

પ્રખ્યાતિ; કીર્તિ; પ્રતિષ્ઠા; યશ.

નામરજી સ્ત્રી૦[ફા૦ نامرضی 'ના-મર્‌ઝી' ('ના' + 'મર્‌ઝી' = જુઓ 'મરજી')=નાપસંદ; અપ્રિય; પ્રતિકૂળ]

અનિચ્છા; મરજી ન હોવી તે.

નામર્દ વિ૦ [ફા૦ نامرد 'ના-મર્દ' ('ના'+'મર્દ'=જુઓ 'મરદ') =મરદ ન હોય એવું; બીકણ; ભીરુ; ડરપોક (૨) પુરુષત્વહીન; નપુંસક]

બીકણ; ભીરુ; ડરપોક; બાયલું; (૨) પુરુષત્વહીન; નપુંસક.

"**નામર્દ** રડે દામને ને મર્દ રડે નામને"=જેનામાં રળવાની શક્તિ નથી તે પૈસા માટે વલખાં મારે છે અને જે મર્દ છે તે કીર્તિ માટે યત્ન કરે છે.

(ભ૦ગો૦મં૦)

–ર્દાઇ સ્ત્રી૦ — 'નામર્દ' ઉપરથી ગુજરાતીમાં—

ભીરુતા; બાયલાપણું; કાયરતા (૨) અપુરુષત્વ; નપુંસકતા.

–ર્દી સ્ત્રી૦ [ફા૦ફા૦ نامردی 'ના-મરદી' ('ના-મર્દ'+'ઈ'= પ્રત્યય, ભાવવાચક નામ બાવનાર) =ભીરુતા; બાયલાપણું; કાયરતા (૨) અપુરુષત્વ; નપુંસકતા ]

ભીરુતા; બાયલાપણું; કાયરતા (૨) અપુરુષત્વ; નપુંસકતા.

નામવર વિ૦ [ફા૦ نامور 'નામ-વર' ('નામ'=પ્રતિષ્ઠા; કીર્તિ + 'વર' =પ્રત્યય, 'વાળું' અર્થસૂચક= પ્રતિષ્ઠિત; કીર્તિવંત; પ્રસિદ્ધ]

પ્રતિષ્ઠિત; કીર્તિવંત; પ્રસિદ્ધ.

નામંજૂર વિ૦—ગુ૦ 'ના'=ઉપસર્ગ, નકારસૂચક+ منظور (મંઝૂર)= જુઓ 'મંજૂર'.

નોંધ.— ફારસીમાંથી ગુજરાતીમાં પ્રવેશ પામેલા 'ના' ઉપસર્ગવાળા 'નાખુશ', 'નાપસંદ', 'નાપાયદાર', 'નાચાર' જેવા શબ્દોનાં સાદૃશ્યે એ ગુજરાતીમાં ઘડાયો છે.

મંજૂર નહિ એવું; નાકબૂલ; અસ્વીકૃત; અમાન્ય; રદબાતલ.

–રી સ્ત્રી૦—'નામંજૂર' ઉપરથી ગુજરાતીમાં—

નામંજૂર થવું તે; નહિ સ્વીકારવું તે; કબૂલ નહિ રાખવું તે,

નામી ૦ર્યું વિ૦ [ફા૦ نامی 'નામી' ('નામ'=પ્રતિષ્ઠા; કીર્તિ+'ઈ' =પ્રત્યય, સંબંધવાચક વિશેષણ બનાવનાર)=પ્રખ્યાત; મશહૂર; પ્રતિષ્ઠિત]

પ્રખ્યાત; મશહૂર; પ્રતિષ્ઠિત.

"ગામી **નામી** ને મહીપતિ,
જરને વશ વર્તી રહે".
શામળ (ભ૦ગો૦મં૦)

નામુક(-ક્કુ)ર વિ૦ જુઓ 'નામંક્કર'

નામુનાસ(-સિ)બ વિ૦ [ફા૦ نامناسب 'ના-મુનાસિબ' ('ના' + 'મુનાસિબ' = જુઓ 'મુનાસિબ'=મુનાસિબ ન હોય એવું; ગેરવાજબી; અયોગ્ય; નાલાયક; અનુચિત; અઘટિત]

ગેરવાજબી; અયોગ્ય; નાલાયક; અનુચિત; અઘટિત.

નામુરાદ વિ૦ [ફા૦ نامراد 'ના-મુરાદ' ('ના'+'મુરાદ'=જુઓ 'મુરાદ') =જેની ઇચ્છા પૂર્ણ ન થઈ હોય તેવું; નિરાશ; આશાભંગ; નાઉમેદ]

નિરાશ; આશાભંગ; નાઉમેદ.

"કો થતો શકે મને બચાવી
આજ પાયમાલ ?
સાંખી નિંદ સર્વની થનાર
નિત્ય શોકગ્રસ્ત,
આફતોની આગ માંહીં
**નામુરાદ**, નાદુરસ્ત,
એકલો ઉભેલ-મારી
આસપાસ લાલ લાલ."

પતીલ, 'પ્રભાતનર્મદા', પૃ. ૭૬

નામું ન૦ [ફા૦ نامه (નામઃ) = પત્ર (૨) પુસ્તક (ઇતિહાસ, વાર્તા કે વર્ણનનું) જેમ કે 'શાહનામઃ' અને 'સિકંદરનામઃ' (૩) દસ્તાવેજ (૪) કોઈ બાબતને લગતો પુરાવો પૂરો પાડી શકે તેવું કાયદેસર વિધિ-પૂર્વકનું ખત કે અન્ય કોઈ લેખિત સામગ્રી]

જમે ઉધારનો હિસાબ; કોઈ પણ રીતના જમે ઉધારનું ખાતું (૨) હક; દાપુ (૩) વર્ણન (૪) ઇતિહાસ ઉદા૦ 'સિકંદરનામું', 'શાહનામું' (૫) નામો લખવાં તે.

નામોનિશાન ન૦ [ફા૦ نام و نشان 'નામોનિશાન' ('નામ'=નામ; સંજ્ઞા+'વ' કે 'ઓ '=અને+ 'નિશાન'=જુઓ 'નિશાન')= નામ અને નિશાન; સરનામું; પત્તો; ઠામઠેકાણું]

નામ કે બીજું કોઈ ચિહ્ન; ચિહ્ન; સરનામું; પત્તો; ઠામ-ઠેકાણું.

નામોશી સ્ત્રી૦—ગ્રીકમાંથી અ૦ક૦ ناموس (નામૂસ)=શિકારીની જાળ; લુચ્ચાઈ; ફરેબ; કપટ.

ફા૦માં અર્થ = નૈતિક તથા કાયિક પવિત્રતા કે વિશુદ્ધિ; શિયળ (૨) બેઇજ્જતીનું કારણ બને એવી છૂપી વાત; શરમ; લાજ (૩) ઇજ્જત; પ્રતિષ્ઠા; આબરૂ + ઉર્દૂ 'ઈ' = પ્રત્યય, સંબંધવાચક.

નોંધ.—ઉર્દૂમાં સ્ત્રીઓની ભાષામાં એનો અર્થ છે બેઇજ્જતી; બે-આબરૂ; બદનામી; શરમ; લાજ; કુખ્યાતિ: તે ઉપરથી ગુજરાતીમાં.
નોંધ.—એ શબ્દ બાબતમાં એમ જણાય છે કે ઉર્દૂમાં સ્ત્રીઓની ભાષામાં એના અર્થમાં 'ઈ' લાગીને અપકર્ષ થયો છે. જે અર્થ ઉર્દૂમાં એનો સ્ત્રીઓના ભાષામાં થાય છે તે જ અર્થ ફારસીમાં તેના વિરોધાર્થ શબ્દ 'બે-નામૂસી'નો થાય છે :

બેઆબરૂ; હીણપત.

નાયબ વિ૦ [ અ૦ نائب ' નાઇબ '
('નાબ'= -નું સ્થાન ગ્રહણ કરવું; -ની જગાએ અવેજી વસ્તુ પૂરી પાડવી; પ્રતિનિધિત્વ કરવું) = કોઈની તરફથી કામ કરનાર વ્યક્તિ; પ્રતિનિધિત્વ કરનાર; બીજાના પ્રતિનિધિ તરીકે અધિકાર ભોગવનાર વ્યક્તિ ]
હાથ નીચેનું; મદદગાર; 'ડેપ્યુટી'.

-બી સ્ત્રી૦—'નાયબ' ઉપરથી—
નોંધ. —'નાયબ' ઉપરથી હિંદીમાં 'नायबी' છે અને તેમાં એનો અર્થ છે નાયબનું પદ; નાયબની સત્તા : તે ઉપરથી ગુજરાતીમાં—
નાયબનું પદ; નાયબની સત્તા.

નારવા વિ૦ [ ફા૦ ناروا ' ના-રવા '
('ના'=જુઓ 'ના'+ روا (રવા) =જુઓ 'રવા') = ચલણમાં ન હોય તેવું; રૂઢિથી વિરુદ્ધ (૨) અયોગ્ય; નામુનાસિબ; અનુચિત ]
રૂઢિથી વિરુદ્ધ; અયોગ્ય; ગેરવાજબી; ખોટું.

નારાજ વિ૦ [ફા૦અ૦ ناراض 'ના-રાદ્' ('નારાદ્રી' ઉપરથી વિશેષણ માટે થયેલું ટૂંકું રૂપ : એ માટે જુઓ 'નારાજી')= નારાજ; નાખુશ; અપ્રસન્ન ]
નોંધ. — ઉર્દૂ તથા હિંદીમાં એનો અર્થ છે નાખુશ; અપ્રસન્ન; ગુસ્સે થયેલું : તે ઉપરથી ગુજરાતીમાં—
નાખુશ; અપ્રસન્ન.

૦ગી સ્ત્રી૦ — 'નારાદ્રી' ઉપરથી ઉર્દૂમાં સ્ત્રીઓની ભાષામાં—
નાખુશી; અપ્રસન્નતા; બેદિલી.

નારાજી સ્ત્રી૦ [ફા૦અ૦ ناراضی 'નારાદ્રી' ('ના'+'રાદ્રી'= જુઓ 'રાજી') = અસંતુષ્ટ; નાખુશ; અપ્રસન્ન ]
નોંધ — ઉર્દૂમાં એનો અર્થ થાય છે નાખુશી; અપ્રસન્નતા : તે ઉપરથી ગુજરાતીમાં—
નાખુશી; અપ્રસન્નતા.

-જીપો પું૦— 'નારાજી' ઉપરથી ગુજરાતીમાં —
નાખુશી; અપ્રસન્નતા.

નારાસ્ત વિ૦ [ફા૦ ناراست 'ના-રાસ્ત' ('ના'=જુઓ 'ના'+ 'રાસ્ત'=જુઓ 'રાસ્ત')= સાચું નહિ હોય તેવું; જૂઠું; અસત્ય (૨) અપ્રામાણિક ]
સાચું નહિ હોય તેવું; જૂઠું; અસત્ય (૨) અપ્રામાણિક.

-સ્તી સ્ત્રી૦[ફા૦ ناراستی 'ના-રાસ્તી' ('ના-રાસ્ત'+'ઈ'=પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર ) =જૂઠાણું; અસત્યતા (૨) અપ્રામાણિકતા]
જૂઠાણું; અપ્રામાણિકતા.

નામુરાદ વિ૦ [ફા૦ نامراد 'ના-મુરાદ' ('ના'+'મુરાદ'=જુઓ 'મુરાદ') =જેની ઇચ્છા પૂર્ણ ન થઈ હોય તેવું; નિરાશ; આશાભંગ; નાઉમેદ]

નિરાશ; આશાભંગ; નાઉમેદ.

"કો થતો શકે મને બચાવી
આજ પાયમાલ ?
સાંખી નિંદ સર્વની થનાર
નિત્ય શોકગ્રસ્ત,
આફતોની આગ માંહીં
**નામુરાદ**, નાદુરસ્ત,
એકલો ઉભેલ-મારી
આસપાસ લાલ લાલ."
: પતીલ, 'પ્રભાતનર્મદા', પૃ. ૭૬

નામું ન૦ [ફા૦ نامه (નામઃ) = પત્ર (૨) પુસ્તક (ઇતિહાસ, વાર્તા કે વર્ણનનું) જેમ કે 'શાહનામઃ' અને 'સિકંદરનામઃ' (૩) દસ્તાવેજ (૪) કોઈ બાબતને લગતો પુરાવો પૂરો પાડી શકે તેવું કાયદેસર વિધિપૂર્વકનું ખત કે અન્ય કોઈ લેખિત સામગ્રી]

જમે ઉધારનો હિસાબ; કોઈ પણ રીતના જમે ઉધારનું ખાતું (૨) હક; દાપુ (૩) વર્ણન (૪) ઇતિહાસ ઉદા૦ 'સિકંદરનામું', 'શાહનામું' (૫) નામો લખવાં તે.

નામોનિશાન ન૦ [ફા૦ نام و نشان 'નામોનિશાન' ('નામ'=નામ; સંજ્ઞા+'વ' કે 'ઓ'=અને+'નિશાન'=જુઓ 'નિશાન')= નામ અને નિશાન; સરનામું; પત્તો; ઠામઠેકાણું]

નામ કે બીજું કોઈ ચિહ્ન; ચિહ્ન; સરનામું; પત્તો; ઠામઠેકાણું.

નામોશી સ્ત્રી૦—ગ્રીકમાંથી અ૦ક૦ ناموس (નામૂસ) =શિકારીની જાળ; લુચ્ચાઈ; ફરેબ; કપટ.

ફા૦માં અર્થ = નૈતિક તથા કાયિક પવિત્રતા કે વિશુદ્ધિ; શિયળ (૨) બેઇજ્જતીનું કારણ બને એવી છૂપી વાત; શરમ; લાજ (૩) ઇજ્જત; પ્રતિષ્ઠા; આબરૂ + ઉર્દૂ 'ઈ' = પ્રત્યય, સંબંધવાચક.

**નોંધ.**—ઉર્દૂમાં સ્ત્રીઓની ભાષામાં એનો અર્થ છે બેઇજ્જતી; બેઆબરૂ; બદનામી; શરમ; લાજ; કુખ્યાતિ: તે ઉપરથી ગુજરાતીમાં. **નોંધ.**—એ શબ્દ બાબતમાં એમ જણાય છે કે ઉર્દૂમાં સ્ત્રીઓની ભાષામાં એના અર્થમાં 'ઈ' લાગીને અપકર્ષ થયો છે. જે અર્થ ઉર્દૂમાં એનો સ્ત્રીઓના ભાષામાં થાય છે તે જ અર્થ ફારસીમાં તેના વિરોધાર્થ શબ્દ 'બે-નામૂસી'નો થાય છે :

બેઆબરૂ; હીણપત.

નાયબ વિ૦ [ અ૦ نائب ‘ નાઇબ ’ (‘ નાબ ’= –નું સ્થાન ગ્રહણ કરવું; –ની જગાએ અવેજી વસ્તુ પૂરી પાડવી; પ્રતિનિધિત્વ કરવું ) =કોઈની તરફથી કામ કરનાર વ્યક્તિ; પ્રતિનિધિત્વ કરનાર; બીજાના પ્રતિનિધિ તરીકે અધિકાર ભોગવનાર વ્યક્તિ ]

હાથ નીચેનું; મદદગાર; ‘ડેપ્યુટી’.

–બી સ્ત્રી૦—‘નાયબ’ ઉપરથી—

નોંધ.—‘નાયબ’ ઉપરથી હિંદીમાં ‘નાયબી’ છે અને તેમાં એનો અર્થ છે નાયબનું પદ; નાયબની સત્તા : તે ઉપરથી ગુજરાતીમાં—

નાયબનું પદ; નાયબની સત્તા.

નારવા વિ૦ [ ફા૦ ناروا ‘ ના-રવા ’ (‘ના’=જુઓ ‘ના’+ روا (રવા) =જુઓ ‘ રવા ’) = ચલણમાં ન હોય તેવું; રૂઢિથી વિરુદ્ધ (૨) અયોગ્ય; નામુનાસિબ; અનુચિત ]

રૂઢિથી વિરુદ્ધ; અયોગ્ય; ગેરવાજબી; ખોટું.

નારાજ વિ૦ [ ફા૦અ૦ ناراض ‘ ના-રાદ્ઃ ’ (‘ નારાદ્ઃી ’ ઉપરથી વિશેષણ માટે થયેલું ટૂંકું રૂપ : એ માટે જુઓ ‘ નારાજી ’)= નારાજ; નાખુશ; અપ્રસન્ન ]

નોંધ.—ઉર્દૂ તથા હિંદીમાં એનો અર્થ છે નાખુશ; અપ્રસન્ન; ગુસ્સે થયેલું : તે ઉપરથી ગુજરાતીમાં—

નાખુશ; અપ્રસન્ન.

૦ગી સ્ત્રી૦—‘ નારાદ્ઃી ’ ઉપરથી ઉર્દૂમાં સ્ત્રીઓની ભાષામાં—

નાખુશી; અપ્રસન્નતા; બેદિલી.

નારાજી સ્ત્રી૦ [ ફા૦અ૦ ناراضی ‘ નારાદ્ઃી ’ (‘ ના ’+ ‘ રાદ્ઃી ’= જુઓ ‘ રાજી ’) = અસંતુષ્ટ; નાખુશ; અપ્રસન્ન ]

નોંધ—ઉર્દૂમાં એનો અર્થ થાય છે નાખુશી; અપ્રસન્નતા : તે ઉપરથી ગુજરાતીમાં—

નાખુશી; અપ્રસન્નતા.

–જીપો પું૦—‘ નારાજી ’ ઉપરથી ગુજરાતીમાં —

નાખુશી; અપ્રસન્નતા.

નારાસ્ત વિ૦ [ ફા૦ ناراست ‘ના-રાસ્ત’ (‘ના’=જુઓ ‘ ના ’+ ‘ રાસ્ત ’=જુઓ ‘ રાસ્ત ’)= સાચું નહિ હોય તેવું; જૂઠું; અસત્ય (૨) અપ્રામાણિક ]

સાચું નહિ હોય તેવું; જૂઠું; અસત્ય (૨) અપ્રામાણિક.

–સ્તી સ્ત્રી૦[ ફા૦ ناراستی ‘ના-રાસ્તી’ (‘ ના-રાસ્ત ’ +‘ ઈ ’=પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર ) =જૂઠાણું; અસત્યતા (૨) અપ્રામાણિકતા ]

જૂઠાણું; અપ્રામાણિકતા.

નારો પું૰ [અ૰ نعره (નઅ્રઃ) મોટો અવાજ; ઘોષણા; પોકાર; બુમાટો ]

મોટો અવાજ; ઘોષણા; પોકાર; બુમાટો.

નાલાયક વિ૰ [ફા૰ نالایق 'ના-લાઇક' ('ના' = જુઓ 'ના' +'લાઇક'= જુઓ 'લાયક') = લાયક ન હોય એવું; અયોગ્ય; અપાત્ર ]

અયોગ્ય; અણછાજતું; અપાત્ર; અઘટિત.

–કી સ્ત્રી૰ — 'નાલાયક' ઉપરથી ગુજરાતીમાં—

નાલાયકપણું; અયોગ્યતા.

નાલાશ(–શી); નાલાસી જુઓ 'નાલેશી'.

"અમે સમજી શકતા નથી કે મુઠ્ઠીભર કહેવાતા સુધારક હિંદુઓ આ સભાની શા માટે નાલાશી કર્યા જાય છે."

સુ૰ગ૰ (ગુ–ફા–અ૰કો૰)

નાલેશી(–સી) સ્ત્રી૰ [ફા૰ نالش 'નાલિશ' ('નાલ'=ફરિયાદ કર; ધીમે આર્તનાદ કર; રડારોડ કર +'ઇશ' = પ્રત્યય, ક્રિયામૂલક નામ બનાવનાર ) = ફરિયાદ; ફરિયાદની બૂમ; રુદન ]

[લા૰] નિંદા; બદગોઈ; ગીબત.

નાવાકિફ વિ૰[ફા૰ ناواقف 'ના-વાકિફ' ('ના'=જુઓ 'ના'+'વાકિફ'= જુઓ 'વાકિફ')=અજાણ; અનાડી; અજ્ઞાત; માહિતી ન હોય એવું ]

અજાણ; અનાડી; અજ્ઞાત; બિનમાહિતગાર; અપરિચિત.

નાવારસ વિ૰ [અ૰ફા૰ ناوارث 'ના-વારિથ' ('ના'+'વારિથ' = જુઓ 'વારસ') = વારસ વગરનું; મિત્ર વિનાનું; નિરાધાર]

વારસ વગરનું (૨) નધણિયાતું.

–સી વિ૰ — 'નાવારસ' ઉપરથી ગુજરાતીમાં —

વારસ વગરનું (૨) નધણિયાતું.

નાશાદ વિ૰ [ફા૰ ناشاد 'ના-શાદ' ('ના'=જુઓ 'ના'+'શાદ'= આનંદિત; ખુશ; પ્રસન્ન; સુખી) =ખિન્ન; નાખુશ; અપ્રસન્ન; દુઃખી; ગમગીન; નારાજ; નિરાશ ]
નોંધ.—ઉર્દૂ તથા હિંદીમાં ઉપરના ઉપરાંત એનો અર્થ છે કમનસીબ; કમભાગી: તે ઉપરથી ગુજરાતીમાં—

ખિન્ન; ગમગીન; નાખુશ; નારાજ; અપ્રસન્ન; નિરાશ (૨) કમનસીબ; કમભાગી.

નાશેહ સ્ત્રી૰—ફા૰ نا (ના) = ઉપસર્ગ, નકારસૂચક + شه (શહ) =શેતરંજનો એક દાવ; શેતરંજની

રમતમાં સામાના રાજાને નાસવું પડે તે રીતે પોતાનું મ્હોરું ગોઠવવું તે; શેતરંજની રમતમાં સામાના રાજાનું એવા ઘરમાં આવવું કે તે જગામાં બીજું મ્હોરું હોય તો માર્યો જાય; કિસ્ત —

શેહમાં ન હોવું તે; શેતરંજની રમતમાં રાજાને શેહમાંથી ખસેડવો તે.

નાસપાતી સ્ત્રી૦ ન૦ [ફા૦ ناشپاتی (નાશપાતી)=એક પ્રસિદ્ધ ફળ ]

એક જાતનું ઝાડ; એ નામના ઝાડનું ફળ જે સફરજનને મળતું આવે છે અને ખટમીઠું હોય છે.

નાસબૂર વિ૦ [ફા૦અ૦ ناصبور 'નાસબૂર' ('ના' = જુઓ 'ના'+'સબૂર'=જુઓ 'સબૂર') =સબૂરી વિનાનું; અધીરું; બેકરાર ]

સબૂરી વગરનું; અધીરું; ખામોશી વિનાનું.

–રી સ્ત્રી૦ [ફા૦અ૦ફા૦ ناصبوری 'નાસબૂરી' ('ના-સબૂર'+ફા૦ 'ઈ'=પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર)=અધીરાઈ; બેકરારી]

અધીરાઈ; ખામોશી ન હોવી તે.

નાસરી સ્ત્રી૦ [ફા૦ ناسره નાસર: ('ના'=જુઓ 'ના'+'સર:'= ચાલુ; પ્રચલિત) = અશુદ્ધ; બનાવટી; હલકું; ન ચાલે એવું; ખોટું (ચલણી નાણું)]

બાર બદામ જેટલી કિંમત (ગણતરીમાં); ગુજરાતી હિસાબમાંની એક ગણતરી.

"**નાસરી**ની ડોશી ને ઢબુ મૂંડામણુ"=નજીવા નફા માટે ઘણી મહેનત.

નાસાબિત વિ૦ — ناثابت 'ના-થ્રાબિત' ('ના'=ઉપસર્ગ; નકારસૂચક + 'થ્રાબિત' = જુઓ 'સાબિત'.

નોંધ.— એ શબ્દ ફારસી તેમ જ ઉર્દૂ તથા હિંદીમાં વપરાતો નથી. એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

સાબિત ન થયેલું; અસિદ્ધ.

નાસિ(-સી)પાસ વિ૦ [ફા૦ફા૦ ناسپاس 'ના-સિપાસ' ('ના' =જુઓ 'ના'+ફા૦ 'સિપાસ' =આભાર માનવો તે; કૃતજ્ઞતા; એહસાનમંદી)=કૃતઘ્ન; નિમકહરામ; બેવફા ]

નોંધ.— ઉપરનું માત્ર અર્થસૂચક છે કેમ કે ગુજરાતીમાં અર્થ કઈ રીતે બદલાયો તેનો ખુલાસો મળતો નથી.

નિરાશ; નાઉમેદ.

–સી સ્ત્રી૦ [ફા૦ફા૦ફા૦ ناسپاسی 'નાસિપાસી' ('નાસિપાસ'+ ફા૦ 'ઈ'=પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર) = કૃતઘ્નતા; નિમકહરામી; બેવફાઈ]

નિરાશા; નાઉમેદી.

નાસૂર ન૦ [અ૦ ناسور 'નાસૂર' ('નસર' = ચામડી ઉપર ઊંડા ચીરા કરવા)= લાંબું; સાંકડું; નળી જેવું ઘારું થાય એવો રોગ; પુરાણો ઘા જેમાં લાંબો છેદ થઈ ગયો હોય અને તેમાંથી લોહી અને પરુ કાયમ વહ્યા કરતું હોય]

નાક અને ગળા વગેરેનો એક રોગ; જેમાંથી લોહી અને પરુ વહ્યા કરે એવું ઘારું.

નાસ્તો પું૦ [ફા૦ ناشتائی 'નાસ્તાઈ' ('નાસ્તા'=એ 'ના-શિતાબ'નું ટૂંકું રૂપ છે : 'નાશિતાબ'= 'ના' = ઉપસર્ગ, નકારસૂચક+ 'શિતાબ'=ઉતાવળ)= ઉતાવળ ન કરનારું; ભોજન કરવા તરફ ઉતાવળ ન કરી હોય એવું; ભૂખ્યું; પેટ સવારથી કંઈ ખાધું ન હોય એવું ખાલી+ફા૦ 'ઈ' પ્રત્યય, સંબંધવાચક)= જે કંઈ લાંબા ગાળા સુધી ભૂખ્યા રહ્યા પછી ખાવામાં આવે તે]

સવારનાં પહોરમાં થોડું ખાવું તે; હાજરી; શિરામણ.

નાહક અ૦ [ફા૦અ૦ ناحق 'ના-હક્ક' ('ના'+'હક્ક'=જુઓ 'હક') = હક વગર; ગેરકાયદેસર; અઘટિત (૨) વગર હકે; અન્યાયી રીતે (૩) કારણ વિના; વૃથા; ખોટી રીતે]

વગર હકે; અન્યાયી રીતે (૨) કારણ વિના; વૃથા; ખોટી રીતે; ખાલીપીલી.

"નહિ તો અહો ! **નાહક**
ફિસાદે હું ફસાઈ કાં પડયો."
(ક૦કે૦ પૃ. ૮૨)

નાહિંમત વિ૦—ગુ૦ 'ના'+અ૦ همت (હિમ્મત) = જુઓ 'હિંમત'.

**નોંધ.**—આ શબ્દ ફારસી, ઉર્દૂ તથા હિંદીમાં વપરાતો નથી, ફારસીમાંથી ગુજરાતીમાં પ્રવેશ પામેલા 'ના' ઉપસર્ગવાળા 'ના-ખુશ', 'ના-પસંદ', 'ના-પાયદાર', 'ના-ચાર' જેવા શબ્દોના સાદૃશ્યે એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

હિંમત વિનાનું; કાયર.

નાળબંદ(-ધ) પું૦ [અ૦ ફા૦ نعل بند 'નઅ્લ-બંધ' ('નઅ્લ' = ઘોડાને પગે જડવામાં આવતી લોખંડની જાડી પટી+'બંદ'= બાંધ : એ ક્રિયાપદનો ધાતુ જે આજ્ઞાર્થ રૂપમાં હોય છે અને તે નામને લાગીને કર્તૃવાચક નામ બનાવે છે) = નાલ જડનાર માણસ]

નાલ જડનાર માણસ.

•બંદી (-ધી) સ્ત્રી૦ [અ૦ ફા૦ ફા૦ نعل بندی ('નઅ્લ-બંદ' + ફા૦ 'ઈ' = પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર) = નાલ જડવાની ક્રિયા કે તેનો ધંધો]

નાલ જડવાની ક્રિયા કે તેનો ધંધો.

નાળ સાહેબ પું૦— અ૦ نعل (નઅ્લ) + صاحب 'સ્રાહિબ' = જુઓ 'સાહેબ'.

નોંધ.—હજરત ઇમામ હુસેન-(રદી.)ની પુત્રી સકીના જોડે તેમના ભાઈ હજરત ઇમામ હસન-(રદી.)ના પુત્ર કાસિમનાં લગ્ન થયા હતાં, પરંતુ તે જ દિવસે દુલા(વરરાજા) શહીદ થઈ ગયા હતા અને લગ્નવિધિ થઈ શકી ન હતી. એ અંગે એમ મનાય છે કે આ દુલાના ઘોડાનો પડી ગયેલો લોઢાનો નાલ દક્ષિણ ભારતના કોઈ મુસલમાનને મળી આવ્યો હતો. તે ચમત્કારિક રીતે માંદાને સાજો કરી શકે છે એવી પણ પ્રચલિત માન્યતા છે.

હજરત ઇમામ હસન (રદી.)-ના પુત્ર કાસિમ દુલા તરીકે જે ઘોડા ઉપર બેઠા હતા તેના નાલ માટે વપરાતો માનવાચક શબ્દ.

નિકા; ૦હ પું૦ [અ૦ نکاح 'નિકાહ' ('નકહ'=લગ્ન કરવું) = સંયોગ; જોડાણ (૨) [લા૦] લગ્નનો કરાર; સ્ત્રીનો પુરુષ સાથે સંબંધ; પતિ-પત્નીનો સંબંધ; મુસલમાન પદ્ધતિએ કરેલું લગ્ન; લગ્નવિધિ; લગ્નપદ્ધતિ]

નોંધ.—મુસલમાનોમાં આ સંબંધ બાંધવામાં દુલ્હા અને દુલ્હનની એકબીજા સાથે લગ્ન કરવાની સંમતિની આવશ્યકતા રહે છે. તે માટે બે માણસોની સાક્ષી હોય છે. અને જે મહર (દેજ) આપવાની હોય છે તેની રકમ ઠરાવેલી હોય છે. દુલ્હા દુલ્હનના આમંત્રિત સંબંધીઓ અને માબાપની હાજરીમાં એ વિધિ કરવામાં આવે છે.

લગ્ન-સંબંધ; વિવાહ; શાદી.

નિખાલસ વિ૦ — અ૦ خالص (ખ્રાલિસ્ર) ઉપરથી ઉર્દૂ તથા હિંદીમાં નિख़ालिस़ અને તે ઉપરથી ગુજરાતીમાં 'નિખાલસ': 'ખ્રાલિસ્ર' માટે જુઓ 'ખાલિસ'.

નોંધ. — ફારસીમાં એ શબ્દ નથી, પરંતુ લખનૌ તરફ આમ જનતામાં એ શબ્દ શુદ્ધ, પવિત્ર, ભેળસેળ વિનાનું, અકલુષિત એવા અર્થમાં વપરાય છે તે ઉપરથી ગુજરાતીમાં : છતાં ખાલિસ કે ખાલસને બદલે નિખાલસ એવું સ્વરૂપ કઈ રીતે પ્રચલિત બન્યું હશે તે સ્પષ્ટ નથી.

મનમાં કપટ ન હોય તેવું; ખુલ્લા અને શુદ્ધ દિલનું; સાલસ.

"નિખાલસ પ્યાર તણો,
ત્યારે મળી મજરો મને રહેશે."
પતીલ

"અગર મન થાય છે
માસૂમિયતથી વાત કરવાનું,
તો હું વેરાનથી કો ગુલ
નિખાલસ મેળવી લઉં છું."
અમૃત ઘાયલ, 'રંગ', પૃ. ૪૧

નિગાહ સ્ત્રી૦ [ફા૦ نگاه (નિગાહ) =નજર; દૃષ્ટિ (૨) ધ્યાન; સંભાળ; કાળજી ]

નોંધ.—ઉર્દૂ તથા હિંદીમાં ઉપરના ઉપરાંત એના અર્થ છે મહેરબાની; કૃપા : તે ઉપરથી ગુજરાતીમાં.

નજર; દૃષ્ટિ (૨) ધ્યાન; સંભાળ; કાળજી (૩) મહેરબાની.

"કોઈ ભટકેલ પ્રવાસીની
એ રાહો જાણે,
આંધળા લોકની અથડાતી
નિગાહો જાણે.
બરકત વીરાણી, 'માનસર', પૃ.૧૬૭

૦દાર વિ૦ [ફા૦ نگاهدار 'નિગાહ-દાર' ('નિગાહ' + 'દાર'= અર્થાત્ રાખ: એ ક્રિયાપદનો ધાતુ જે આજ્ઞાર્થ રૂપમાં હોય છે અને નામને લાગીને કર્તૃવાચક નામ બનાવે છે)=નિઘા રાખનાર; દેખરેખ રાખનાર; સંભાળ રાખનાર; સંરક્ષક ]

નિઘા રાખનાર; દેખરેખ રાખનાર; ચોકીદાર.

"કરું ગાન ગોરું વાન,
ઘૂંઘટમાં ન રાખીએ,
પુરવાર કરું પ્યાર,
નિગાહદાર ખબર લે."
બાલાશંકર, 'ગુજરાતની ગઝલો.'

૦દારી સ્ત્રી૦[ફા૦ نگاهداری 'નિગાહ-દારી' ('નિગાહ-દાર'+ફા૦ 'ઈ' =પ્રત્યય, નામ યા વિશેષણને લાગીને ભાવવાચક નામ બનાવનાર )=નિઘા રાખવી તે; દેખરેખ રાખવી તે; સંભાળ રાખવી તે ]

દેખરેખ; સંભાળ; સંરક્ષણ; મહેરબાની.

૦બાન વિ૦ [ફા૦ نگهبان 'નિગાહ-બાન' ('નિગાહ' + 'બાન'= પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવનાર )=નિઘા રાખનાર; દેખરેખ રાખનાર; સંરક્ષક ]

નિઘા રાખનાર; દેખરેખ રાખનાર; ચોકીદાર.

૦બાની સ્ત્રી૦[ફા૦ نگهبانی 'નિગાહ-બાની' ('નિગાહ-બાન' + 'ઈ' =પ્રત્યય, નામ યા વિશેષણને લાગીને ભાવવાચક નામ બનાવનાર)=નિઘા રાખવી તે; દેખરેખ રાખવી તે; સંભાળ રાખવી તે]

દેખરેખ; તપાસ (૨) રક્ષા (૩) મહેરબાની.

નિઘા સ્ત્રી૦ જુઓ 'નિગાહ'

નિજારા પું૦ જુઓ "નિઝારા"

નિઝામ પું૦ [અ૦ نظام 'નિઝામ' ('નઝ્મ' = વ્યવસ્થા કરવી; તંત્રબદ્ધ કરવું; યોગ્ય વહીવટ ગોઠવવો ) = વ્યવસ્થા; પ્રબંધ; બંદોબસ્ત; ઇન્તેજામ; પદ્ધતિ; શૈલી]

હૈદ્રાબાદના રાજ્યના શાસકનું પદવીસૂચક નામ.

–ત સ્ત્રી૦ [ અ૦ نظامت 'નિઝામત' ('નઝ્મ' =જુઓ 'નિઝામ'માં ) =બંદોબસ્ત; પ્રબંધ; રાજ્યવ્યવસ્થા (૨) નાઝિમનું પદ]

બંદોબસ્ત; રાજ્યવ્યવસ્થા (૨) નાઝિમનું પદ.

નિઝારા પું૦ [ અ૦ نظاره 'નિઝારઃ' ('નઝ઼ર'= જોવું; નજર કરવી; તપાસ કરવી)=નજર કરવી તે; જોવું તે; તપાસ કરવી તે (૨) દૃષ્ટિ; દૃશ્ય]

નિજારા (૨) [લા૦] કટાક્ષ; મોહક દૃષ્ટિ; આંખના અણસારા.

નિમક ન૦ જુઓ 'નમક'

૦ખાર [ફા૦ફા૦ نمک‌خوار 'નમકખ્વાર' ('નમક'+'ખ્વાર='ખોર' અર્થાત્ 'ખા': એ સામાન્ય ક્રિયાપદ 'ખોર્દન'નું આજ્ઞાર્થ રૂપ છે: એ ઉપરથી 'ખ્વાર'=ખાનાર)= લૂણ ખાનાર; [લા૦] સેવક]

લૂણ ખાનાર; સેવક.

"તેઓ દોલતખાનના નમકખાર તાબેદાર છે."

બા૦બ૦ (ગુ–ફા–અ૦કો૦)

૦સારી પું— نمکسار 'નમક-સાર' ('નમક'+'સાર'= પ્રત્યય, સ્થળદર્શક)= નમક પકવવાની જગ્યા; મીઠું નીકળતું અથવા બનતું હોય તે સ્થાન; મીઠાનો અગર)+ગુજરાતી 'ઈ'—

મીઠાની જકાતનો એક અમલદાર.

૦હરામ વિ૦ [ફા૦અ૦ نمک‌حرام 'નમક-હરામ' ('નમક'+'હરામ' =જુઓ 'હરામ')=મૂળ ફા૦ફા૦ અ૦ نمک بحرام ઈ૦ઉ૦ 'નમક-બે-હરામ' : ભા૦ઉ૦ 'નમક-બ-હરામ' ('નમક'+'બે' કે 'બ' =–ને; –થી; –ની રીતે+'હરામ' =જુઓ 'હરામ')=હરામની રીતે નિમક (ખાનાર); નિમકને બેવફા; જેનું નિમક ખાધું હોય તેનો દ્રોહ કરનાર; પોતાના અન્નદાતાને હાનિ પહોંચાડનાર; બેવફા; અકૃતજ્ઞ ]

લૂણહરામ; કૃતઘ્ન; અકૃતજ્ઞ.

૦હરામી સ્ત્રી૦ [ફા૦ફા૦ અ૦ફા૦ نمک بحرامی ઈ૦ઉ૦ 'નમક-બે-હરામી' : ભા૦ઉ૦ 'નમક-બ-હરામી' ('નમક-બે-હરામ' કે 'નમક-બ-હરામ'+ફા૦ 'ઈ'= પ્રત્યય, વિશેષણ ઉપરથી ભાવવાચક નામ બનાવનાર)=લૂણહરામીપણું; વફાદાર ન હોવું તે; કૃતઘ્નતા ]

લૂણહરામીપણું; કૃતઘ્નતા.

૦હલાલ વિ૦ [ફા૦અ૦ نمک‌حلال 'નમક-હલાલ' ('નમક'+'હલાલ'= જુઓ 'હલાલ')=મૂળ نمک بحلال

નિગાહ સ્ત્રી૦ [ફા૦ نگاہ (નિગાહ) =નજર; દૃષ્ટિ (૨) ધ્યાન; સંભાળ; કાળજી ]

નોંધ.—ઉર્દૂ તથા હિંદીમાં ઉપરના ઉપરાંત એના અર્થ છે મહેરબાની; કૃપા : તે ઉપરથી ગુજરાતીમાં.

નજર; દૃષ્ટિ (૨) ધ્યાન; સંભાળ; કાળજી (૩) મહેરબાની.

"કોઈ ભટકેલ પ્રવાસીની
એ રાહો જાણે,
આંધળા લોકની અથડાતી
નિગાહો જાણે.

બરકત વીરાણી, 'માનસર', પૃ. ૧૬૭

૦દાર વિ૦ [ફા૦ نگہدار 'નિગાહ-દાર' ('નિગાહ' + 'દાર' = અર્થાત્ રાખ: એ ક્રિયાપદનો ધાતુ જે આજ્ઞાર્થ રૂપમાં હોય છે અને નામને લાગીને કર્તૃવાચક નામ બનાવે છે)=નિઘા રાખનાર; દેખરેખ રાખનાર; સંભાળ રાખનાર; સંરક્ષક ]

નિઘા રાખનાર; દેખરેખ રાખનાર; ચોકીદાર.

"કરું ગાન ગોરું વાન,
ઘૂંઘટમાં ન રાખીએ,
પુરવાર કરું પ્યાર,
નિગાહદાર ખબર લે."

બાલાશંકર, 'ગુજરાતની ગઝલો.'

૦દારી સ્ત્રી૦ [ફા૦ نگہداری 'નિગાહ-દારી' ('નિગાહ-દાર' + ફા૦ 'ઈ' =પ્રત્યય, નામ યા વિશેષણને લાગીને ભાવવાચક નામ બનાવનાર )=નિઘા રાખવી તે; દેખરેખ રાખવી તે; સંભાળ રાખવી તે ]

દેખરેખ; સંભાળ; સંરક્ષણ; મહેરબાની.

૦બાન વિ૦ [ફા૦ نگہبان 'નિગાહ-બાન' ('નિગાહ' + 'બાન' = પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવનાર )=નિઘા રાખનાર; દેખરેખ રાખનાર; સંરક્ષક ]

નિઘા રાખનાર; દેખરેખ રાખનાર; ચોકીદાર.

૦બાની સ્ત્રી૦ [ફા૦ نگہبانی 'નિગાહ-બાની' ('નિગાહ-બાન' + 'ઈ' =પ્રત્યય, નામ યા વિશેષણને લાગીને ભાવવાચક નામ બનાવનાર)=નિઘા રાખવી તે; દેખરેખ રાખવી તે; સંભાળ રાખવી તે ]

દેખરેખ; તપાસ (૨) રક્ષા (૩) મહેરબાની.

નિઘા સ્ત્રી૦ જુઓ 'નિગાહ'

નિજારા પું૦ જુઓ "નિઝારા"

નિઝામ પું૦ [અ૦ نظام 'નિઝામ' ('નઝ્મ' = વ્યવસ્થા કરવી; તંત્રબદ્ધ કરવું; યોગ્ય વહીવટ ગોઠવવો ) = વ્યવસ્થા; પ્રબંધ; બંદોબસ્ત; ઇન્તેઝામ; પદ્ધતિ; શૈલી]

૦દાર વિ૦ [ફા૦ફા૦ نشاندار 'નિશાન-દાર' ('નિશાન'+ ફા૦ 'દાર'= પ્રત્યય, 'વાળું' અર્થસૂચક) = નિશાનવાળું]

નિશાનવાળું.

પું૦ નિશાનવાળો માણસ.

•બાજ વિ૦; પું૦—'નિશાન'+ફા૦ باز (બાઝ) = પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવનાર —

નોંધ.—આ શબ્દનો પ્રયોગ ફારસી, ઉર્દૂ તેમ જ હિન્દીમાં થતો નથી. ફારસીમાંથી ગુજરાતીમાં પ્રવેશ પામેલા 'દગલબાજ', 'દગાબાજ', 'અખતરાબાજ' જેવા શબ્દોના સાદૃશ્યે એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

બરાબર નિશાન કરનારું; તાકેડું; નિશાન તાકવામાં પ્રવીણ.

"આ પાટણવાડિયો જબરો **નિશાનબાજ** હતો."

મેઘાણી, 'માણસાઈના દીવા', પૃ. ૧૬૨

•બાજી સ્ત્રી૦ — 'નિશાન-બાજ' ઉપરથી ગુજરાતીમાં—

નિશાન તાકવાનો અભ્યાસ (૨) નિશાન તાકવાની રમત.

—ની પું૦ [ફા૦ نشانی 'નિશાની' ('નિશાન'+ફા૦ 'ઈ'=પ્રત્યય, સંબંધવાચક)=નિશાનનું (૨) સંભારણું; યાદગીરી; સ્મારક (૩) ચિહ્ન; યાદગાર; ઓળખ; સંજ્ઞા]

નિશાન; ચિહ્ન; સંજ્ઞા.

"માશૂકોના ગાલની લાલી
મહીં લાલી અને,
જ્યાં જ્યાં ચમન, જ્યાં જ્યાં ગુલો
ત્યાં ત્યાં **નિશાની** આપની."

'કલાપીનો કાવ્યકલાપ', પૃ. ૧૯૧

નિસબત સ્ત્રી૦ [અ૦ نسبت 'નિસ્બત' ('નસબ' = સંબંધિત હોવું; બંધબેસતું હોવું (૨) લાગુ પાડવું; નિમિત્ત કરવું)=સંબંધ; નાતો]

સંબંધ; નાતો (૨) [લા૦] દરકાર; પરવા.

"એ નામે વાઘેલો હતો, પણ આ ખૂનને ને એને કોઈ **નિસબત** નહોતી."

મેઘાણી, 'માણસાઈના દીવા', પૃ. ૮૪

"એ ખોજાને તો એ રાંડ સાથે કાંઈ **નિસબત** નથી."

ક૦ઘુ૦ (ગુ૦—ફા૦—અ૦કો૦)

અ૦ મારફતે.

નિસ્બત સ્ત્રી૦ જુઓ 'નિસબત'

"નથી **નિસ્બત** મને આ
ધરતીથી, નભથી, સમંદરથી,
કરું છું હું લડાઈ માનવીના
મનની અંદરથી."

બરકત વીરાણી, 'ઘટા', પૃ. ૧૭૭

'નમક-બે-હલાલ' કે 'નમક-બ-હલાલ' ('નમક'+'બે' કે 'બ' =–ને;–થી;–ની રીતે+'હલાલ' =જુઓ 'હલાલ')= હલાલ રીતે નમક (ખાનાર); નિમકને હલાલ; નિમકને વફાદાર; જેનું નિમક ખાધું હોય તેનો ઉપકાર નહિ ભૂલનાર; પોતાના અન્નદાતાનું કાર્ય ધર્મપૂર્વક કરનાર; વફાદાર; કૃતજ્ઞ]

સ્વામિનિષ્ઠ; સ્વામિભક્ત; વફાદાર; કૃતજ્ઞ.

૦હલાલી સ્ત્રી૦[ભા૦ફા૦માં نمک حلالی 'નમક-હલાલી' ('નમક-હલાલ'+ ફા૦ 'ઈ'=પ્રત્યય, વિશેષણ ઉપરથી ભાવવાચક નામ બનાવનાર)= નિમકહલાલ રહેવું તે; વફાદારી; કૃતજ્ઞતા]

વફાદારી; કૃતજ્ઞતા.

નિમતાનદાર પું૦ — ગુ૦ 'નિમતાણો (–નો)' + ફા૦ دار (દાર)= અર્થાત્ 'રાખ' : એ ક્રિયાપદનો ધાતુ જે આજ્ઞાર્થ રૂપમાં હોય છે—

નિમતાણો કરવાની સત્તા ધરાવનાર; નિમતાનો લેનાર; હિસાબ તપાસનાર (૨) તપાસણી અમલદાર; અન્વેષક (૩) માપણી-ની ખાતરી કરનાર અમલદાર.

–રી સ્ત્રી૦—'નિમતાનદાર' + ગુ૦ 'ઈ'—

નિમતાનો લેવાનું કામ; નિમતાનાદારની કામગીરી; હિસાબ તપાસનારનું કામ કે તેનો હોદ્દો.

નિમાજ, –જી જુઓ 'નમાજ'માં.

"નિમાજ પઢતાં મસીદ કોટે વળગી." (કહેવત)

"તેઓમાંથી જેઓ ઘણા નિમાજી તથા ધર્માંધ હતા."
ક૦ઘે૦ (ગુ–ફા–અ૦કો૦)

નિર્દાવા વિ૦ —ગુ૦ 'નિર'+ دعوی 'દઅ્વા'=જુઓ 'દાવો'—

ફરીથી દાવો ન થાય એવું.

નિવાજવું સ૦ ક્રિ૦ જુઓ 'નવાજવું'

સરપાવ, પદવી વગેરે આપી સંતોષવું.

"નિવાજી કોઈને તેને હતું ખેરાતમાં દેવું."
કલાપી (ગુ–ફા–અ૦કો૦)

નિશાન ન૦ [ફા૦ نشان (નિશાન)= ચિહ્ન; ઓળખવાનું લક્ષણ (૨) છાપ; ડાઘો; ધબ્બો (૩) ચોટ; તાકવાનું લક્ષ્ય (૪) ઝંડો; વાવટો]

ચિહ્ન; ઓળખવાનું લક્ષણ; (૨) છાપ (૩) ચોટ; તાકવાનું લક્ષ્ય (૪) ઝંડો; વાવટો.

"જો શક પડે તો
મારા કદમના નિશાન જો,
ફૂલો નીચે સુધી છે,
સિતારા ઉપર સુધી."
બરકત વીરાણી, 'માનસર', પૃ. ૧૨૪

૦દાર વિ૦ [ફા૦ફા૦ نشاندار 'નિશાન-દાર' ('નિશાન'+ ફા૦ 'દાર'= પ્રત્યય, 'વાળું' અર્થસૂચક) = નિશાનવાળું]

નિશાનવાળું.

પું૦ નિશાનવાળો માણસ.

•બાજ વિ૦; પું૦—'નિશાન'+ફા૦ باز (બાઝ) = પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવનાર—

નોંધ.—આ શબ્દનો પ્રયોગ ફારસી, ઉર્દૂ તેમ જ હિન્દીમાં થતો નથી. ફારસીમાંથી ગુજરાતીમાં પ્રવેશ પામેલા 'દગલબાજ', 'દગાબાજ', 'અખતરાબાજ' જેવા શબ્દોના સાદૃશ્યે એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

બરાબર નિશાન કરનારું; તાક્કું; નિશાન તાકવામાં પ્રવીણ.

"આ પાટણવાડિયો જબરો **નિશાનબાજ** હતો."
મેઘાણી, 'માણસાઈના દીવા', પૃ. ૧૬૨

•બાજી સ્ત્રી૦ — 'નિશાન-બાજ' ઉપરથી ગુજરાતીમાં—

નિશાન તાકવાનો અભ્યાસ (૨) નિશાન તાકવાની રમત.

—ની પું૦ [ફા૦ نشانی 'નિશાની' ('નિશાન'+ફા૦ 'ઈ'=પ્રત્યય, સંબંધવાચક)=નિશાનનું (૨) સંભારણું; યાદગીરી; સ્મારક (૩) ચિહ્ન; યાદગાર; ઓળખ; સંજ્ઞા]

નિશાન; ચિહ્ન; સંજ્ઞા.

"માશૂકોના ગાલની લાલી
મહીં લાલી અને,
જ્યાં જ્યાં ચમન, જ્યાં જ્યાં ગુલો
ત્યાં ત્યાં **નિશાની** આપની."
'કલાપીનો કાવ્યકલાપ', પૃ. ૧૯૧

નિસબત સ્ત્રી૦ [અ૦ نسبت 'નિસ્બત' ('નસબ' = સંબંધિત હોવું; બંધબેસતું હોવું (૨) લાગુ પાડવું; નિમિત્ત કરવું)=સંબંધ; નાતો]

સંબંધ; નાતો (૨) [લા૦] દરકાર; પરવા.

"એ નામે વાઘેલો હતો, પણ આ ખૂનને ને એને કોઈ **નિસબત** નહોતી."
મેઘાણી, 'માણસાઈના દીવા', પૃ. ૮૪

"એ ખોજાને તો એ રાંડ સાથે કાંઈ **નિસબત** નથી."
ક૦ધ૦ (ગુ૦—ફા૦—અ૦કો૦) અ૦ મારફતે.

નિસ્બત સ્ત્રી૦ જુઓ 'નિસબત'

"નથી **નિસ્બત** મને આ
ધરતીથી, નભથી, સમંદરથી,
કરું છું હું લડાઈ માનવીના
મનની અંદરથી."
બરકત વીરાણી, 'ઘટા', પૃ. ૧૭૭

નિહાલ વિ૦ [ફા૦ نهال (નિહાલ)= નવું રોપેલું ઝાડ; નવો ઊગેલો છોડ; નાનું ઝાડવું (૨) તાજું; પ્રફુલ્લ; પ્રસન્ન; આનંદિત; માલામાલ; કામયાબ; દરેક રીતે તૃપ્ત]

છોડ; ઝાડ (૨) દરેક જાતની ઇચ્છા પાર પડી હોય એવું; બધી રીતે સંતુષ્ટ; સુખી; ન્યાલ.

"દાસ દયો ગાઈ થયો **નિહાલ.**"

દયારામ (ગુ–ઇં૦ડિ૦)

નિંદાખોર વિ૦—ગુ૦ નિંદા+ફા૦ خور (ખોર)=પ્રત્યય—

નિંદા કર્યા કરનાર.

"દરદ મારા હૃદયનું કોઈ
**નિંદાખોર** શું જાણે?
જખમ છાતી ઉપર છે,
પીઠની પાછળ પ્રહારો છે."

બરકત વીરાણી, 'માનસર', પૃ. ૩૨

નીમ વિ૦ [ફા૦ نیم (નીમ)=અડધું]

અડધું.

૦હકીમ પું૦—ફા૦ نیم (નીમ)= અડધું+અ૦ حکیم (હકીમ)= જુઓ 'હકીમ'—

**નોંધ.**—આ શબ્દપ્રયોગ ઉર્દૂ તથા હિંદીમાં થાય છે અને તેમાં એના અર્થ છે અધકચરો હકીમ; અધકચરો વૈદ્ય; ઊંટવૈદ: તે ઉપરથી ગુજરાતીમાં.

અધકચરો હકીમ; અધકચરો વૈદ્ય; ઊંટવદ.

"**નીમહકીમ** ખતરએ જાન,
નીમમુલ્લા ખતરએ ઈમાન."

(કહેવત)

–મે અ૦ [ફા૦ نیمه 'નીમઃ' ('નીમ' + વિસર્ગ ઉચ્ચરિત ફારસી વર્ણ 'હે' = પ્રત્યય; સંબંધવાચક)= અડધું; અડધા કદનું; અડધું કરેલું]

અડધે ભાગે.

નીમચો પું૦ [ફા૦ نیمچه 'નીમ-ચઃ' ('નીમ'=અડધું+'ચેહ'=પ્રત્યય, લઘુતાવાચક નામ બનાવનાર)= નાના કદનું; નાનું (૨) નાની કે ટૂંકી તલવાર]

**નોંધ.**—હિંદીમાં એ ઉપરાંત એનો અર્થ છે કટાર: તે ઉપરથી ગુજરાતીમાં.

નાની તલવાર (૨) કટાર; ખંજર.

નીમે અ૦ જુઓ 'નીમ'માં.

'**નીમે**પગારી રજા' (શબ્દપ્રયોગ).

–મેનીમ વિ૦ [ફા૦ફા૦ نیم و نیم 'નીમ વ નીમ' કે 'નીમોનીમ' ('નીમ'=અડધું+'વ' કે 'ઓ'= અને+'નીમ' = અડધું)=અડધું અને અડધું; અડધોઅડધ; બે સરખે ભાગે]

અડધોઅડધ; બે સરખે ભાગે.

નીમેપગારી વિ૦—'નીમઃ'=જુઓ 'નીમો'+ગુ૦ 'પગારી'—
અડધો પગારનું; અડધો પગાર મેળવનાર.

નીમો પું૦ [ભા૦ફા૦માં ફા૦ نیمه 'નીમઃ' ('નીમ'=અડધું+વિસર્ગ ઉચ્ચરિત ફારસી વર્ણ 'હે'=પ્રત્યય, સંબંધવાચક) = એક પ્રકારનો ટૂંકો જામો; જામા નીચે પહેરવાનો એક પ્રકારનો પોશાક]
નોંધ.—ભા૦ફા૦ ઉપરથી ઉર્દૂમાં એનો અર્થ થાય છે એક પ્રકારનો ટૂંકો જામો કે એક પ્રકારનો ઊંચો જામો.
વરરાજાને પહેરવાનો એક જાતનો પોશાક.
"પાયજામા, **નીમા**, પછેડી, જામા અવળા બંધજી."
પ્રેમાનંદ (ગુ–ઈ૦ડિ૦)

નીયત સ્ત્રી૦ [અ૦ نیت 'નિય્યત' ('નવા'=નિર્ધાર કરવો; નિશ્ચય કરવો; નિર્ણય કરવો; ઇચ્છા કરવી (૨) ઇરાદો કરવો)=નિર્ધાર; નિશ્ચય (૩) ઇચ્છા; ઇરાદો; આશય; સંકલ્પ]
દાનત; વૃત્તિ; ભાવના; ઇચ્છા; આશય; સંકલ્પ.

નીરખ પું૦ [ફા૦ نرخ (નિરૂખ)=ભાવ; દર; કિંમત]
બજારભાવ; ચાલુ ભાવતાલ.

નીસ્તી (પા૦ગુ૦) [ફા૦ نیستی 'નીસ્તી' ('ન' કે 'નહ'=નિષેધવાચક+'હસ્ત' કે 'અસ્ત': એમ મળીને નીસ્ત=છે નહિ+'ઈ'=પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર)=હસ્તી ન હોવી તે; ન હોવું તે]
હયાતી ન હોવી તે; બિન-હસ્તી; શૂન્ય; અભાવ.
"હસ્તીના જકડપકડ બંધન-માંથી પલકમાં ફના થઈ **નીસ્તી**માં ડૂબી ગઈ."
કાબરાજી (ભ૦ગો૦મં૦)

નુકસાન ન૦ [અ૦ نقصان 'નુક્સાન્' ('નકસ'=ઓછું કરવું; કમ કરવું (૨) ઓછું થવું; કમ દેખાવું)=કમી; ન્યૂનતા; ક્ષતિ; ખોટ; (૩) બગાડ; હાનિ; ખરાબી (૪) અવગુણ; વિકાર]
બગાડ; હાનિ; ખરાબી; ખોટ; (૨) ગેરફાયદો; ગેરલાભ (૩) અવ-ગુણ; વિકાર.
"બીક છે બન્ને તરફ,
બન્ને તરફ **નુકસાન** છે,
દોસ્ત છે દાના બધા
દુશ્મન બધા નાદાન છે."
બરકત વીરાણી, 'ઘટા', પૃ. ૧૩૩

—ની સ્ત્રી૦—'નુકસાન'+ગુ૦ 'ઈ'—
નુકસાન (૨) નુકસાનનું વળતર કે તેની ભરપાઈ.
વિ૦ નુકસાનવાળું.

નુક્તેચીન વિ૦[(ભા૦ફા૦માં) نکته‌چین 'નુક્તઃ-ચીન' ('નુક્તઃ' = જુઓ 'નુક્તો' + 'ચીન' અર્થાત્ ચૂંટ; ઝડપી લે: એ ક્રિયાપદનો ધાતુ જે આજ્ઞાર્થ રૂપમાં હોય છે તે નામને લાગીને કર્તૃવાચક નામ બનાવે છે) = નુક્તા કાઢનાર; નજીવા વાંધા કાઢનાર; છિદ્રાન્વેષણ કરનાર; બીજાના નાના નાના દોષ જોનાર]

બીજાનાં છિદ્રો શોધનારું; બીજાની ટીકા કરનારું; બીજાના દોષો જોનારું.

—ની સ્ત્રી૦—'નુક્તઃ-ચીન'+ઉર્દૂમાં ی (ઈ)=પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર—

નોંધ.—આ શબ્દનો પ્રયોગ ભારતીય ફારસીમાં થતો નથી. પરંતુ ઉર્દૂ તથા હિંદીમાં થાય છે અને તેમાં એના અર્થ છે બીજાનાં છિદ્રો શોધવાનું કામ; બીજાના દોષો જોવાનું કામ: તે ઉપરથી ગુજરાતીમાં.

બીજાનાં છિદ્રો શોધવાનું કામ; બીજાનાં દોષો જોવાનું કામ; ટીકા કરવાનું કામ.

નુક્તો પું૦(૧)[અ૦ نقطه 'નુક્તઃ' ('નક્‌ક્ત' =—ના ઉપર ટપકાં કરવાં; ફારસી-અરબી લિપિના લખાણમાં ટપકું મૂકવું કે બિંદી મૂકવી)=ટપકું; બિંદી; ફારસી અરબી લખાણમાં ઉપર નીચે મુકાતું ટપકું]

ટપકું; બિંદી (૨) અરબી ફારસી લખાણમાં ઉપર નીચે મુકાતું ટપકું (૩) સ્થાન.

(૨) [અ૦ نکته 'નુક્તઃ' ('નક્કત' =વિનોદ કરવો; વિનોદ ભરેલી વાત કરવી (૨) ગમ્મત કરવી; ટીખળ કરવી; મશ્કરી કરવી) =વિનોદભરેલી વાત; રસ ઊપજે તેવી બાબત; હાસ્યજનક વાણી; મજાક.

ફારસીમાં અર્થ:—બારીક વાત; સૂક્ષ્મવિચાર; તર્ક (૨) રહસ્ય; મર્મ; ભેદ; મુદ્દો]

કોયડો; ટુચકો (૨) બુદ્દો; તર્ક (૩) રહસ્ય; ભેદ; મુદ્દો.

"જો રાઝે ફર્ઝનો કહું
નુક્તો તને એક,
જે હોય થતું આજ
તે ન રાખ કાલ પર."

પતીલ, 'પ્રભાત નર્મદા', પૃ. ૫૯

નુરત સ્ત્રી૦ જુઓ 'નૂર'માં.

"અને સુરતને નુરતમાં ઠરાવવાથી જે એકતાનો આનંદ અનુભવાય છે"

આ૦નિ૦ (ગુ-ફા-અ૦કો૦)

નુસખો પું૦ [ફા૦ نسخه 'નુસ્ખઃ' ('નસખ'= નકલ કરવી; લેખિત

નકલ કરવી)=ગ્રંથ વગેરેની પ્રત; લખેલો કાગળ; વૈદ્ય, હકીમ કે ડૉક્ટર દરદીને જેમાં દવા લખી આપે તે કે તેનો કાગળ; 'પ્રિસ્ક્રિપ્શન']

વૈદ્ય કે ડૉક્ટર દરદીને જેમાં દવા લખી આપે તે કે તેનો કાગળ; 'પ્રિસ્ક્રિપ્શન' (૨) [લા૦] ઇલાજ; ઉપાય; ઉપચાર.

**નૂર** ન૦ [અ૦ نور (નૂર) = તેજ; પ્રકાશ; જ્યોતિ; રોશની; ચમક; રોનક; પ્રકાશનું કિરણ]

તેજ; પ્રકાશ; જ્યોતિ; રોશની; ચમક; રોનક (૨) શક્તિ; ઓજ.

"હમારી શહેનશાહીમાં
ખુદાનો હાથ છે,
હમારા પાયતખ્તમાં
ખુદાનું **નૂર** છે."
'કલાપીનો વિરહ', પૃ. ૧૪૦

•જહાં સ્ત્રી૦ [ફા૦ફા૦ نورجہان 'નૂરે જહાન' ('નૂર'+'એ'= સંબંધવાચક ફારસી સંજ્ઞા + 'જહાન' = જુઓ 'જહાં')= દુનિયાનું તેજ; આખી દુનિયાને પ્રકાશિત કરનારો પ્રકાશ; મોગલ શહેનશાહ જહાંગીર (ઈ.સ. ૧૬૦૫–૧૬૨૭)ની બેગમનું નામ)

નોંધ.—મોગલ શહેનશાહ જહાંગીરની બેગમનું મૂળ નામ મેહ્રુન્નિસા (અર્થાત્ સ્ત્રીજાતિમાં સૂર્ય) હતું. તેનો બાપ મૂળ ઈરાનનો વતની હતો અને મોગલ શહેનશાહ અકબરના શાસન દરમિયાન ભારતમાં આવ્યો હતો. મેહ્રુન્નિસાના રૂપ ઉપર મોહિત થઈ સલીમે તેને પરણવાની ઇચ્છા કરી. શહેનશાહ અકબરને એ બાબત પસંદ પડી નહિ તેથી તેણે મેહ્રુન્નિસાને શેર અફ્ગાન નામના એક સરદાર સાથે પરણાવી દીધી અને તેને બંગાળા મોકલી આપ્યો. સલીમ તખ્ત ઉપર બેઠો ત્યારે તેણે શેર અફ્ઘાનને મરાવી નાખ્યો. આથી મેહ્રુન્નિસાને ઘણું દુઃખ થયું. ૭ વરસ પછી સલીમ પોતે જહાંગીર ખિતાબથી મોગલ શહેનશાહ થયો ત્યારે મેહ્રુન્નિસા સાથે તેણે લગ્ન કર્યું અને તેનું મૂળ નામ બદલી 'નૂરે જહાન' રાખ્યું. કહેવાય છે કે ગુલાબમાંથી અત્તર બનાવવાની શોધ નૂરજહાને કરી હતી.

મોગલ બાદશાહ જહાંગીરની બેગમ.

•ડું ન૦—'નૂર'ન ગુ૦ 'ડું'—

નૂર; તેજ.

"લાગે તને નામનું તે **નૂરડું** નરવું રે."
બાપુસાહેબ ગાયકવાડ (ગુ–ઇં૦ડિ૦)

•ત સ્ત્રી૦—'નૂર' ઉપરથી ગુજરાતીમાં—

પ્રકાશ; તેજ.

–રી વિ૦ [અ૦ફા૦ نوری 'નૂરી' ('નૂર' + ફા૦ 'ઈ' = પ્રત્યય, સંબંધવાચક) = નૂરનું; નૂર સંબંધી; નૂરવાળું; તેજસ્વી; પ્રકાશિત]

નૂરવાળું; તેજસ્વી; પ્રકાશિત.

–રેખુદા ન૦ [અ૦ફા૦ نور خدا 'નૂરે ખુદા' ('નૂર'+'એ' = છઠ્ઠી વિભક્તિનો સંબંધ દર્શાવનાર ફારસી સંજ્ઞા + 'ખુદા'= જુઓ 'ખુદા') = ખુદાનું નૂર; અલ્લાહનું તેજ]

ખુદાનું નૂર; અલ્લાહનું તેજ.

–રેચશ્મ ન૦ [અ૦ફા૦ نور چشم 'નૂરે ચશ્મ' ('નૂર' + 'એ'= છઠ્ઠી વિભક્તિનો સંબંધ દર્શાવનાર ફારસી સંજ્ઞા + 'ચશ્મ'= જુઓ 'ચશ્મ')=આંખનો પ્રકાશ; જે આંખના પ્રકાશરૂપ હોય તે; બાળક; વહાલું બાળક]

નોંધ.—એ ફારસીમાં ખાસ કરીને પત્રવ્યવહારમાં સૌથી વહાલા સંબંધી જેમ કે પુત્રને સંબોધન કરવામાં વપરાય છે.

આંખનું નૂર (૨) દીકરો.

–રેદીદા (-દહ) ન૦ [અ૦ફા૦ نور دیده 'નૂરે દીદઃ'—'નૂર'+'એ'= છઠ્ઠી વિભક્તિનો સંબંધ દર્શાવનાર ફારસી સંજ્ઞા+'દીદઃ' ('દીદ' અર્થાત્ તેણે જોયું; દૃષ્ટિ; નજર + વિસર્ગ ઉચ્ચરિત ફારસી વર્ણ 'હે' = પ્રત્યય, સંબંધવાચક : એમ મળીને) = જેનાથી જોઈ શકાય તે; આંખ — = આંખનું તેજ (૨) બાળક; વહાલું બાળક]

આંખનું તેજ (૨) દીકરો.

નેક વિ૦ [ફા૦ نیک ઈ૦ઉ૦ (નીક): ભા૦ઉ૦ (નેક) = સારું; સુંદર; ઉમદા; ઉત્તમ]

નોંધ.—ઉર્દૂમાં ઉપરના ઉપરાંત એના અર્થ છે નીતિમાન; પવિત્ર; ધાર્મિક; દીનદાર (૨) પ્રામાણિક; યોગ્ય : તે ઉપરથી ગુજરાતીમાં.

નીતિમાન; ધાર્મિક (૨) પ્રામાણિક; યોગ્ય; ન્યાયી.

'નેક ઇન્સાફ' = યોગ્ય ઇન્સાફ.

સ્ત્રી૦ નેકી; ન્યાયીપણું.

૦ખાહ વિ૦ [ફા૦ نیک خواہ ઈ૦ઉ૦ 'નીક-ખાહ': ભા૦ઉ૦ 'નેક-ખાહ' ('નીક' કે 'નેક'+'ખાહ' અર્થાત્ આશા રાખ; ઇચ્છા કર : એ ક્રિયાપદનો ધાતુ જે આજ્ઞાર્થ રૂપમાં હોય છે તે નામ કે વિશેષણને લાગીને કર્તૃવાચક નામ બનાવે છે) = સારું ઇચ્છનારું; હિતેચ્છુ; માયાળુ; પરગજુ]

હિતેચ્છુ; શુભચિંતક.

૦દિલ વિ૦ [ફા૦ફા૦ نیک دل ઈ૦ઉ૦ 'નીક-દિલ' : ભા૦ઉ૦

'નેક-દિલ' ('નીક' કે 'નેક'+'દિલ' =જુઓ 'દિલ')=ભલા દિલવાળું; મોટા મનનું; માયાળુ; પરગજુ]

નેકદિલવાળું; પ્રામાણિક.

-દિલી સ્ત્રી૦ [ફા૦ફા૦ફા૦ نیکدلی ઈ૦ઉ૦ 'નીક-દિલી': ભા૦ઉ૦ 'નેક-દિલી' ('નીક-દિલ' કે 'નેક-દિલ'+ફા૦ 'ઈ'=પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર)= નેકદિલ હોવું તે; માયાળુપણું; ભલમનસાઈ; પરોપકારી કૃત્ય]

નેકદિલવાળા હોવું તે; પ્રામાણિકપણું.

૦નજર સ્ત્રી૦—નેક + نظر (નઝર) - જુઓ 'નજર'—

નોંધ.—આ શબ્દનો પ્રયોગ ફારસી, ઉર્દૂ તેમ જ હિંદીમાં થતો નથી. એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

નજર સાફ હોવી તે; ચોખ્ખી નજર; ચોખ્ખી દાનત.

વિ૦ ચોખ્ખી નજરવાળું.

૦નામ વિ૦[ફા૦ફા૦ نیکنام ઈ૦ઉ૦ 'નીક-નામ': ભા૦ઉ૦ 'નેક-નામ' ('નેક'+'નામ' = નામ; પ્રતિષ્ઠા; ખ્યાતિ)=નામ સારું હોય એવું; ભલાઈ માટે જાણીતા નામનું; નામ ધરાવનારું; નામાંકિત; પ્રતિષ્ઠિત; વિખ્યાત]

નેકી માટે પ્રખ્યાત; ભારે પ્રખ્યાત; યશસ્વી (૨) એક માનવાચક શબ્દ.

૦નામદાર વિ૦—'નેકનામ'+ دار (દાર)=પ્રત્યય, 'વાળું' 'અર્થ'-સૂચક—

નોંધ.—આ શબ્દનો પ્રયોગ ફારસી, ઉર્દૂ તેમ જ હિંદીમાં થતો નથી. એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

નેકનામ; નેકી માટે પ્રખ્યાત; ભારે પ્રખ્યાત; યશસ્વી (૨) એક માનવાચક શબ્દ કે ઇલ્કાબ.

•નામી સ્ત્રી૦ [ફા૦ફા૦ફા૦ نیکنامی ઈ•ઉ૦ 'નીક-નામી': ભા૦ઉ૦ 'નેક-નામી' ('નીક-નામ' કે 'નેક-નામ' + ફા૦ 'ઈ' = પ્રત્યય, ભાવવાચક નામ બનાવ-નાર) = નેક નામ ધરાવવું તે; સુખ્યાતિ; સુપ્રસિદ્ધિ; સુકીર્તિ]

કીર્તિ; ખ્યાતિ (૨) સારી આબરૂ; સુયશ.

૦નીયત સ્ત્રી૦ [ફા૦અ૦ نیک‌نیت ઈ૦ઉ૦ 'નીક-નિય્યત': ભા૦ઉ૦ 'નેક-નિય્યત' ('નીક' કે 'નેક'+ 'નિય્યત'=જુઓ 'નીયત')=જેની નીયત સારી હોય એવું; નેક નૈયતવાળું; સારા આશય કે ઉદ્દેશવાળું; ઉચ્ચાશયી]

નેક કે સાચી યા સારી નૈયત; સારી દાનત; નેકદિલી.

૦બખ્ત વિ૦ [ફા૦ نیک بخت ઈ૦ઉ૦ 'નીક-બખ્ત': ભા૦ઉ૦ 'નેક-બખ્ત' ('નેક'+'બખ્ત' =જુઓ 'બખ્ત') = નેકબખ્ત-વાળું; ભાગ્યવાન; નસીબદાર]

ભાગ્યવાન; નસીબદાર.

નેકનજર; ૦નામ; ૦નામદાર; ૦નામી; ૦બખ્ત જુઓ 'નેક'માં.

નેકી સ્ત્રી૦ [ફા૦ نیکی ઈ૦ઉ૦ 'નીકી': ભા૦ઉ૦ 'નેકી' ('નીક' કે 'નેક' + 'ઈ' = પ્રત્યય, ભાવવાચક નામ બનાવનાર) = સારાપણું; સજ્જનતા; સારું કામ; ભલાઈ; પરોપકાર (૨) ઉમદાપણું; સુંદરતા (૩) સદાચાર; સદ્વર્તન]

સજ્જનતા; ભલાઈ (૨) સદાચાર; સદ્વર્તન (૩) પ્રામાણિકપણું; ; ઈમાનદારી (૪) (રાજા, મહારાજા . પધારે ત્યારે ઉચ્ચારાતાં) સ્તુતિનાં વચન; છડી પોકારવી તે.

"ખપી જાઓ, વીરા મારા,
નેકીને ખાતર !
એમ ઘૂમ્યો વીનવી વીનવી,
ત્યારે, વાહ સુજાન !
ઈમાનદારી કેરી, વાત તારે તો
નવી ને નવી !"

મેઘાણી, 'યુગવંદના', પૃ. ૩૪

'નેકી પોકારવી'=રાજા કે સંત પુરુષની આગળ મોટેથી ખબર આપતા આપતા ચાલ્યા જવું.

૦દાર પું૦— 'નેકી' + دار (દાર) = પ્રત્યય, કર્તૃવાચક નામ બનાવનાર—

નોંધ.— આ શબ્દનો પ્રયોગ ફારસી, ઉર્દૂ તેમ જ હિંદીમાં થતો નથી. એ ગુજરાતીમાં ઘડાયેલો છે.

નેકી પોકારનાર માણસ; છડીદાર.

નેકો પું૦ [ફા૦ફા૦ نیکوئی ઈ૦ઉ૦ 'નીકૂઈ': ભા૦ઉ૦ 'નેકોઈ' ('નીકૂ' કે 'નેકો'='નીકૂ' કે 'નેકો' ઉપરથી ટૂંકું રૂપ: એ માટે જુઓ 'નેક' + 'ઈ' = પ્રત્યય, વિશેષણ ઉપરથી ભાવવાચક નામ બનાવનાર) = સારાપણું; સદ્વર્તન; ઉમદાપણું; ઉદારતા]

[લા૦] નિયમ; વ્યવસ્થા; (૨) અમુક થાય અમુક ન થાય એવો ધારો (૩) હદ; પ્રમાણ.

નેચો પું૦ [ફા૦ نیچه 'નૈચેહ' ('નૈ' કે 'નય'=નળી; ભૂંગળી કે ભૂંગળું +'ચેહ'=પ્રત્યય, લઘુતાવાચક) =નાની નળી; નાની ભૂંગળી; હૂકાની ગૂંછળાદાર લાંબી નેહ કે નળી; હૂકાનો મેર]

નેળચો; હૂકાની લાંબી નેહ કે નળી; હૂકાનો મેર.

નેજવું ન૦ — نیزه (નેયૂઝઃ) ઉપરથી ગુજરાતીમાં : 'નેયૂઝઃ' માટે જુઓ 'નેજું'—

નોંધ.—શબ્દકોશોમાં છાપરાની પાંખ, બારસાખના થાંભલા પાસેનું ઢાંકણ વગેરે અર્થ આપ્યા છે. પરંતુ તેમનો કંઈ મેળ હોવાનું જણાતું નથી.

મોતિયાનો ટેકો જેનો આકાર ભાલાના જેવો હોય છે.

નેજારા પું૦ બ૦વ૦ જુઓ 'નિઝારા'

નેજાળું વિ૦—نیزه (નેયૂઝઃ) ઉપરથી ગુજરાતીમાં : એ માટે જુઓ 'નેજું' કે 'નેજો'—

નેજાવાળું.

નેજું (-જો) ન૦; -જો પું૦ [ફા૦ نیزه ઈ૦ઉ૦ 'નેયૂઝઃ' : ભા૦ઉ૦ 'નેઝઃ' ('નય'=વાંસ+'ઇઝઃ' =પ્રત્યય, લઘુતાવાચક)= નાનો વાંસ (૨) વાંસના પ્રકારની એક પાતળી લાઠી જેના છેડા ઉપર પાનું કે ફુળું જડેલું હોય છે; ભાલો (૩) બરછી (૪) વાવટો; ધ્વજ]

નોંધ.— હિંદીમાં ઉપરના ઉપરાંત એનો અર્થ છે રાજાઓનું નિશાન.

ભાલો (૨) બરછી (૩) વાવટો (૪) નિશાન.

"**નેજા** ફરકે રે, ફરે તરવાર,
દંદ્વ યુદ્ધ થયું કેણી વાર."
પ્રેમાનંદ (ગુ–ઈં૦ડિ૦)

"સનમ શેહનાં અહીંયાં તો,
ઉડે આસ્માનમાં નેજા."
દી૦સા૦ (ગુ–ફા–અ૦ડિ૦)

નેફો પું૦ [ભા૦ફા૦માં نیفه (નીફઃ) કે نیفه (નીફા) = જેમાં નાડું ઘાલવામાં આવે છે તે ચણિયા કે સુરવાલની ઉપરનો ખોલવાળો ભાગ; ચીણ ઉપરની સરકિયાની અંદરનો ખોલવાળો ભાગ]

નોંધ. —ઉર્દૂમાં એના ઉચ્ચાર 'નેફઃ' કે 'નેફા' છે તે ઉપરથી ગુજરાતીમાં.

જેમાં નાડું ઘાલવામાં આવે છે તે ચણિયા કે સુરવાલની ખોલ; ચીણ ઉપરની સરકિયાની ખોળ.

'**નેફા** વગરની નાત' = કશા નિયમ કે વ્યવસ્થાના બંધન વગરની નાત.

'લીલીછમ ઘાટડી શરીર ઢાંકી **નેફા** ઉપર વેરાઈ રહે, તેમ ભીંતના કાંગરા પર ઝાડો દેખાતાં હતાં.'
સ૦ચં૦ ભા. ૧.(ગુ–ફા–અ૦કો૦)

-ફાટુ વિ૦ — 'નેફો' ઉપરથી ગુજરાતીમાં—

કામી; વિષયી; લંપટ

નેસ્ત વિ૦ [ફા૦ نیست 'નીસ્ત' ('ન' કે 'નઃ'=નિષેધવાચક+'હસ્ત' કે 'અસ્ત'=છે : મળીને 'નીસ્ત') =છે નહિ; નષ્ટ; શૂન્ય; લુપ્ત]

ન હોય એવું; નાબૂદ; રદબાતલ.

૦નાબૂદ વિ૦ [ફા૦ نیست و نابود 'નીસ્ત વ નાબૂદ' કે 'નીસ્તોનાબૂદ' ('નીસ્ત'+'વ'=અને +'ના'=નિષેધવાચક+'બૂદ' = તે હતું)=તે નથી અને તે ન હતું; નષ્ટ; શૂન્ય; લુપ્ત; વિનષ્ટ]

હતું ન હતું થયેલું; જડમૂળથી નાશ પામેલું; નષ્ટભ્રષ્ટ.

નેહ (ને) સ્ત્રી૦ [ફા૦ نے (નય)= વાંસની નળી; નળી]

નોંધ.—ઉર્દૂમાં ઉપરના ઉપરાંત એના અર્થ છે હૂકાની નળી; તમાકુ પીવાની હોકલી.

હૂકાની નળી.

નેહેસ્ત (પા૦ગુ૦) [ફા૦ફા૦ نہست 'ન-હસ્ત' ('ન'=નિષેધવાચક+'હસ્ત'=છે)=ન છે; નથી]

નીચ; અધમ; હલકું; દુષ્ટ; નેસ.

નૈયત સ્ત્રી૦ જુઓ 'નીયત'

"પોતાની જ ખરાબ નૈયતથી તેની પડતી આવી.

મિ૦સિ૦ (ગુ-ફા-અ૦ડિ૦)

નોક(-નો) પું૦, [ફા૦ نوک (નૂક) કે (નોક)= અણી; છેડો; સૂક્ષ્મ અગ્ર ભાગ]

અણી; છેડો; સૂક્ષ્મ અગ્ર ભાગ.

૦દાર વિ૦ [ફા૦ફા૦ نوکدار 'નોકદાર' ('નોક'+ફા૦ 'દાર'= પ્રત્યય, 'વાળુ'અર્થસૂચક) = નોકવાળું; અણીવાળું]

નોકવાળું; અણીવાળું.

નોકર(-નો) પું૦[ફા૦ نوکر (નૌકર) =ચાકર; સેવક; કર્મચારી]

ચાકર (૨) સેવક.

"વૃદ્ધ ભલા રાજાને શેઠ,
ભલાં માત ને તાત,
વૃદ્ધ ભલા નહિ **નોકરો**,
ઘોરી ને ચોકિયાત."
(લોકવાણી)

૦ડી સ્ત્રી૦ — 'નોકર' ઉપરથી ગુજરાતીમાં—

સ્ત્રી-નોકર યા નોકરની સ્ત્રી.

૦શાહી સ્ત્રી૦ — 'નોકર'+ شاہی (શાહી)=જુઓ 'શાહી'.

નોકરોથી ચાલતું-નોકરોની કુલ સત્તાવાળું રાજતંત્ર કે તેની સરકાર; કર્મચારીઓથી સંચાલિત શાસન-પ્રબંધ; 'બ્યુરોક્રસી'.

૦રાણી સ્ત્રી૦—ફા૦ 'નોકર' ઉપરથી હિંદીમાં નારી જાતિનું રૂપ 'नौकरानी' : તે ઉપરથી ગુજરાતીમાં—

નોકરની સ્ત્રી; નોકરડી; ચાકરડી; દાસી.

–રિયાટ(–ત) વિ૦—'નોકર' ઉપરથી ગુજરાતીમાં.

નોંધ.—એ અરબી 'ઇન્સાન' ઉપરથી 'ઇન્સાનિય્યત' અને તે ઉપરથી ગુજરાતીમાં 'ઇન્સાનિયત', અ૦ 'ક઼ાબિલ' ઉપરથી 'ક઼ાબિલિય્યત' અને ગુજરાતીમાં 'કાબિલિયત', અને 'કબ્દ્' ઉપરથી 'કબ્દ્દિય્યત' અને ગુજરાતીમાં કબજિયાત જેવા શબ્દોના સાદૃશ્યે ગુજરાતીમાં ઘડાયેલો છે.

નોકરી કરનારું; નોકરી જેની વૃત્તિ હોય એવું (૨) પરાધીન.

–રી સ્ત્રી૦ [ફા૦ફા૦ نوکری 'નૌકરી' ('નૌકર'+ફા૦ 'ઈ'= પ્રત્યય, સંબંધવાચક)=નોકરી સંબંધી; નોકર તરીકે રહીને કરવાનું કામ; ચાકરી; સેવા]

નોકરનું કામ; ચાકરી; સેવા.

"મારાથી મોટા ભાઈ મહારે બે છે, એક વેપાર કરે છે, ને બીજો **નોકરી**."

પતીલ, 'પ્રભાતનર્મદા', પૃ. ૨૪

નોખ; ૦દાર(નો) જુઓ 'નોક'માં.

નોબત(નો) સ્ત્રી૦ [અ૦ نوبت 'નૌબત' ('નાબ'= –ની જગ્યા લેવી; –ની જગ્યાએ અન્યને ગોઠવવું, નીમવું કે વાપરવું)= આનંદઉત્સવ વખતે વગાડાતું મોટું નગારું; અમુક નક્કી વખતે વગાડાતું ઘડિયાળ; બે વસ્તુ સંબંધી એક પછી બીજું એમ વારાફરતી મૂકવું, થવું, કરવું કે બનવું; વારો; પાળી]

સ્ત્રી૦ મોટું નગારું.

'**નોબત** થવી'=લડાઈ વખતે નોબતનું નગારું વાગવું.

[લા૦] અમુક નક્કી વખતે વગાડાતું ટંકોરખાનું; અમુક નક્કી વખતે વગાડાતાં ઘડિયાળાં.

"**નોબત** શીંગી તંબૂર નહિ,
નહીં ઉદધિ અવાજે,
સાજ વિનાના સુર તું સુણી લે,
અંતરમાં વાજે."

કલાપીનો વિરહ, પૃ. ૧૧૫

સ્ત્રી૦ તાવની વારી; પાળી; વારો.

"આ રીતે તાવ આવવાના વખતને તાવની વારી અથવા તાવની **નોબત** કહે છે."

બરજોજી (ભ૦ગો૦મં૦)

૦ખાનું ન૦ [અ૦ફા૦ نوبت خانه 'નૌબત-ખ઼ાન:' ('નૌબત'+ 'ખ઼ાન:'=પ્રત્યય, સ્થળવાચક) =જે સ્થાને નોબત વગાડવામાં આવે છે તે; નોબત વગાડવાની બેઠક; ટંકોરખાનું]

નોબત વગાડવાની ઊંચી બેઠક; ટંકોરખાનું.

નોશ કરવું (પા૦ગુ૦) [ફા૦ نوش ઈં૦ઉ૦ 'નૂશ': ભા૦ઉ૦ 'નોશ' અર્થાત્ પી: એ 'નૂશીદન' કે 'નોશીદન' ક્રિયાપદના સામાન્ય રૂપ ઉપરથી આજ્ઞાર્થરૂપ છે]

પીવું તે; છાંટો પાણી કરવું તે.

નોંધણીદાર પું૦—ગુ૦ 'નોંધણી' + ફા૦ دار (દાર) અર્થાત્ 'રાખ': એ ક્રિયાપદનો ધાતુ જે આજ્ઞાર્થ રૂપમાં હોય છે તે નામને લાગીને કર્તૃવાચક નામ બનાવે છે.

નોંધણી રાખનાર કે કરનાર અમલદાર.

નૌજવાન પું૦ [જુઓ 'નવ'માં]

નવયુવક; જુવાન માણસ.

"બિરાદર **નૌજવાં**! અમ
રાહથી છો દૂર રે'જે;
અમોને પંથ ભૂલેલા
ભલે તું માની લેજે."

મેઘાણી, 'યુગવન્દના', પૃ. ૨૧

—ની સ્ત્રી૦ [જુઓ 'નવ'માં]

નવયૌવન; ઊગતી જુવાની.

નૌશાહ પું૦ [ફા૦ نوشاه 'નૌ-શાહ' ('નૌ' = જુઓ 'નવ' + 'શાહ' = જુઓ 'શાહ') = જુવાન શાહ; બિનઅનુભવી બાદશાહ (૨) [લા૦] વરરાજા; દુલ્હા]

વરરાજા.

ન્યામત સ્ત્રી૦ [અ૦ نعمت નેઅ્મત ('નઅેમ' = ખુશ થવું; આનંદ ખુશીમાં રહેવું; એશઆરામી જીવન જીવવું) = આશીર્વાદ; પ્રસાદ; કૃપા; પ્રદાન; બક્ષિસ; ભેટ]

ધનદોલત (૨) સુખ (૩) દુર્લભ ચીજ (૪) કૃપા (૫) ભેટ.

'એક તંદુરસ્તી હજાર **ન્યામત**' = શરીરે સુખી તો સર્વ વાતે સુખી. (કહેવત)

"ખરેખર માણસને છોકરાંઓ ખુદાએ આપેલી **ન્યામત** (ભેટ) છે."

ગુ૦સા૦ પરિષદ (ભ૦ગો૦મં૦)

ન્યાલ વિ૦ જુઓ 'નિહાલ'

"નિર્દય **ન્યાલ** થયા
કહે પંડે ઊતરી પાર."

દલપતરામ (ગુ-ઇં૦ડિ૦)

